# આબિદા



કિંમત અઢી રૂપીઆ
૨-૮-૦





નિઝામુદ્દીન કુરૈશી.

# આબિદા

અનુવાદક અને પ્રકાશક
નિઝામુદ્દીન એ. કુરેશી
પાંચપટી-અહમદાબાદ.

●



●

પહેલી આવૃતિ
કોપી ૧૦૦૦

સને ૧૯૪૫ ઈસ્વી
સને ૧૩૬૪ હિજરી



કિંમત અઢી રૂપીઆ.

આ પુસ્તક ધી દીન ઈલેકટ્રીક પ્રીન્ટીંગ પ્રેસ પાંચપટી અહમદાબાદ
માં મી. નિઝામુદ્દીન એ. કુરેશીએ પોતાને માટે છાપ્યું.

# બે બોલ

સને ૧૯૧૫ માં હું રંગુનમાં હતો ત્યારે રંગુન સમાચાર પત્ર માં આ વાર્તાનો થોડોક ભાગ પ્રગટ થયો હતો જે પાછળથી આબિદા ભાગ ૧ ના નામથી પુસ્તક રૂપે પણ બહાર પાડવામાં આવ્યો હતો.

પહેલો ભાગ બેહદ પસંદ પડવાથી વાંચકોની માગણી થવા લાગી એટલે મેં આ વાર્તા 'દીન" માં પ્રગટ કરવા માંડી, જે સંપુર્ણ થતાં વાંચકોને પસંદ પડી એટલે એને પુસ્તક રૂપે પ્રગટ કરવાનું દબાણ થયું. પણ સંજોગો એવા આવ્યા કે હું એને પુસ્તક રૂપે પ્રગટ કરવામાં સફળ ન થયો.

આ વાર્તામાં ઇસ્લામી આજ્ઞાઓની ફિલસુફીને વાર્તારૂપે ગુંથી લીધેલી હોવાથી જો પુસ્તક રૂપે પ્રગટ થાય તો મુસલમાનોને લાભ પહોંચે એ હેતુ લક્ષમાં હોવાથી મેં આજની સખ્ત મોંઘવારીમાં વાંચકોના દબાણથી પ્રગટ કરવાનું નક્કી કર્યું પરંતુ કાગળો મેળ-વવાની હાડમારી સામે હતી છતાં તે પણ મારા પીરો મુરશદ હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબના પ્રયત્નથી દુર થઇ ગઇ એટલે એમના પ્રતાપે મને 'ન્યુઝ પ્રીન્ટ' કાગળો પર છાપવાની પરમીટ મળતાં મેં પુસ્તક રૂપે તઈયાર કરી લીધી અને તે આજે વાંચકોના હાથમાં છે.

મુસ્લિમ વાંચક વર્ગ જેટલા પ્રમાણમાં વધી રહયો છે, તેટલા પ્રમાણમાં ખાસ ઇસ્લામી ગુજરાતી સાહિત્ય બહાર પડતું નથી જેથી તેમને ન છુટકે વાંચન શોખ ગેર ઇસ્લામી સાહિત્ય વડે પુરો પાડવો પડે છે એટલા માટે જો મારા મુસ્લિમ લેખક બંધુઓ આ વાત પર લક્ષ આપી ઇસ્લામી સાહિત્યના પ્રકાશન તરફ લક્ષ આપે તો તે ઇસ્લામની મોટી સેવાની ગણત્રીમાં ગણાશે. જો એના પ્રકાશન માટે મારી સેવાની જરૂર જણાય તો હું તે માટે તઈયાર છું.

| | |
|---|---|
| ૧૫ મી જુલાઈ ૧૯૪૫<br>પાંચપટી—અહમદાબાદ. | નિઝામુદ્દીન કુરેશી |

# આબિદા.



## બાબ પહેલો



મારૂં અસલ વતન આગ્રા ન હોતું પણ મારૂં જન્મ આગ્રામાં થએલું હોવાથી હું તેને મારા વતન તરીકેજ ઓળખાવું છું. મારા અબ્બા અસલમાં દીલ્લીના રહીશ હતા. અને બારેહા સાદાત (સઈયદ) ના કુટુંબમાંથી ઉતરી આવેલા હતા. દીલ્લીના બાદશાહોના આખરી સમયમાં એટલે મોહમ્મદ શાહ રંગીલા બાદ-શાહના રાજ્ય અમલ દરમીયાન મારા દાદા એક સારા માનવંતા હોદ્દા ઉપર હતા. પણ જ્યારે મુગલ શહેનશાહતના પડતીના દીવસો આવ્યા અને મોહંમદ શાહ રંગીલાના દરબારમાં આખી દુન્યાની બેહુદી વાતો થવા લાગી ત્યારે તેઓએ દરબારી હોદ્દાથી અલગ થઈ જવાનું મુનાસબ જાણ્યું. તે સમય બારેહા સાદાતોના કુટુંબો માટે ભારે ખરાબ હતો. મજકુર સાદાતોના કુટુંબની બરબાદીની સાથે દીલ્લીની શહેનશાહતની પણ પડતી શરૂ થઈ ચુકી હતી. મારા દાદાએ દરબારી સંબંધથી અલગ થઈને ગોશાનશીની અખતીયાર કરી લીધી. એમની પાસે માલ મીલકત અને પઈસા ટકાની કાંઈ ખોટ નહોતી, જમીન જાગીર પણ જોઈએ તેટલી હતી. એટલે તેઓ પોતાનું અને પોતાના કુટુંબનું ગુજરાન સારી પેઠે ચલાવતા હતા. સખી દિલના હતા. ગરીબ ગુરબાની ખાતર બરદાશ રાખતા હતા. એમ કરતાં ઘણા વરસ વીતી ગયા. દીલ્લીના તખત ઉપર શાહ

આલમ બાદશાહ બેઠા, મારા દાદા એક અનુભવી અને રાજ્યના પુરાણા અમલદાર હોવાથી શાહ આલમ બાદશાહે તેમને પાછો દરબારી હોદ્દો કબુલ કરવાનો આગ્રહ કર્યો, પણ મારા દાદાએ સ્વીકાર્યો નહીં જેથી બાદશાહ સલામતે પોતાના માનવંતા અમીરોને બોલાવી દાદાને સમજાવવા મોકલ્યા પણ તેમની જીભે ના નીકળેલું હોવાથી હા નીકળ્યું નહીં. બાદશાહ તેથી ભારે ચીડાયા દાદા પ્રત્યે જે માન હતું તે તિરસ્કારમાં ફેરવાઈ ગયું અને હવે દાદાને પોતાના વિરોધી ગણવા લાગ્યા. બાદશાહની નજર ફરેલી જોઈ સરકાર દરબારના બધા લોકો પણ ફરી બેઠા. આજે ઘરમાં ચોરી થઈ અને તેનો પતો ન લાગ્યો તો કાલે જમીન જાગીર બીજા દબાવી બેઠા. એવી રીતે જે કાંઈ માલ મીલકત હતી તે જોત જોતામાં હાથમાંથી નીકળી ગઈ અને મારા દાદા કાંઈ ફરીયાદ કરવા જતા તો પણ તે સાંભળવું કોણ ?

બાદશાહ અને તેના બધા અમીર ઉમરાવો તથા નાનાથી લઈને મોટા અમલદારો સુદ્ધાં દાદાની વિરૂદ્ધમાં હતા. પણ દાદાએ સબર અને ધીરજથી તે દુ:ખના દીવસો કાપ્યા. દાદાજાન કહેતાં હતાં કે કોઇ દિવસ પણ તે અલ્લાહના નેક બંદાએ અધિરાઇ કે બેસબરીના શબ્દો જીભથી કાઢયા નહિ. આવી રીતે દુ:ખમાં દિવસો પસાર થઈ ગયા, અને જ્યારે દાદાજાન આ દુનિયાથી કુચ કરી ગયાં ત્યારે તેમની પાછળ રહેલાઓ ઘણીજ ગરીબ અવસ્થામાં આવી પડયા. તે વખત મારા અબ્બા દસ વર્ષની વયના હતા. દુ:ખના દિવસો આવતાંજ તેઓ આગરે ચાલ્યા આવ્યા. આગ્રામાં મારા નાના (મમાવા) સદર દીવાની અદાલતના મુફ્તી હતા. મારા દાદાજાનની ચઢતીના દિવસોમાં તેઓ દિલ્લી આવ્યા હતા. અને મારા દાદા જાને તેમના ઉપર અનેક આભારો કરેલા હતા, તેથી મારા નાનાએ તે આભારનો બદલો એવી રીતે વાળ્યો

કે, મારા અબ્બાને દિલ્હીથી આગરે બોલાવી પોતાની દીકરી સાથે લગ્ન કરી આપ્યાં. તે બાદ એક કપતાનને સીફારશ કરી, મારા અબ્બાને ઈસ્ટ ઇંડીઆ કંપનીના લશ્કરી ખાતામાં રીસાલદારની જગ્યા અપાવી. મારી અંમા પોતાના બાપના લાડકવાયાં દીકરી હતાં, નાનાની પાસે માલ મિલ્કત ઠીક હતી, અને તેઓ પોતાના કુટુંબનું ગુજરાન ઘણી સારી રીતે કરતા હતા. તેમને સંતાનમાં મારી અંમા તથા બીજી એક દીકરી સિવાય બીજું કોઈ ન હોતું. મારા અબ્બા સસરાના આશ્રરે રહેવાનું પસંદ ન કરતા હોવાથી રીસાલદારની જગ્યા કબુલ કરી લીધી.

તા. ૩ જી જાનેવારી સને ૧૮૫૯ ની સાલ માં હું આઠ વર્ષની વયે પહોંચી હતી કે મારી અંમાનો ઇંતેકાલ થઈ ગયો. મારી અંમાના ઇંતેકાલનો બનાવ પણ જાણવા જોગ હોવાથી હું તેમાંનો કેટલોક ભાગ અત્રે ઉતારી લઉં છું.

હું દરરોજના નિયમ પ્રમાણે રાતે ખાધા વગર સુઈ ગઈ. અંમાએ ખાણા વખતે મને જગાડી, બાળ વયની ઉંઘ પણ અજબ હોય છે. તેઓ મને ઉઠાડતા અને હું પાછી સુઈ જતી, એમ કરતા મહા મહેનતે હું જાગી. અંમાએ મારા કપાળ અને ગાલ ઉપર ચુંબન કર્યાં, અને હાથ મોઢું ધોવડાવ્યું, જેથી હું હુશીયાર થઈ બેઠી, એટલે મારી અંમા બોલ્યા.

"આબિદા! હવે તારી વય કાંઈ નાની નથી. મારા અલ્લાહ બે દિવસ પછી આઠ વર્ષની થશે. સારા નરસાને પારખી શકે છે. ખાણું ખાધા પહેલાં અમે સુઈએ છીએ કે, તું સુઈ જાય છે. અમારી સાથે તારે પણ જાગવું જોઈએ. જીંદગીનો કાંઈ ભરૂસો નથી. આજે હું જીવતી છું પણ જો કાલે હું નહિં હોઉં તો તને કોણ સાચવશે. તારી કોણ ખબર લેશે. જો તારી આવીજ ટેવ

રહેશે તો ભવિષ્યમાં તને ભારે દુઃખો ઉઠાવવા પડશે. લગાર વિચાર કર, તારી મામા (દાસી) ને મરવાને બે મહીના થયા છે. તેની દીકરી નસીબન તારાથી નાની છે. હજુ પુરા પાંચ વર્ષની પણ થઇ નથી. છતાં અમો બધાની સાથે રાતના દસ વાગ્યા સુધી જાગે છે. અને બધાની સાથે ખાણું ખાઈને સુએ છે. તું અત્યારે એક ઉંઘ લઇને ઉઠી અને તે બિચારી હજુ સુધી એમને એમજ બેસી રહી છે. ”

અમ્મા અને મારી વચ્ચે, જે લંબાણુ વાતચિત થઈ, તે મને પુરે પુરી રીતે યાદ નથી, તે વખતે મારી વય કાંઈ એટલી મોહટી નહોતી કે, યાદ રહી શકે તો પણ મને જે કાંઇ યાદ રહ્યું છે તે હું લખું છું. આ વાતચીત લખવાથી મને એક ખાસ ખુશી થાય છે, તે વખતનો દેખાવ મારી નજરો આગળ ઉભો થઈ મારી વહાલી અંમાને મારી સાથે વાતચીત કરતી જોઉં છું. આહ ! તે દીવસો કેવા સારા હતા, એક બાળકના માટે તેની માનું હોવું અમૃત સમાન છે. બાળક પોતાની માની ગોદને અને માતા પોતાનાં બાળકને છાતી સરસો ચાંપી પોતાની નજરો આગળ રાખવાને બાદશાહત કરતાં પણ વધુ કીમતી સમજે છે.

મારી અંમાએ ઉપર જણાવ્યા પ્રમાણે વાતો કહી એટલે મેં તેના જવાબમાં જણાવ્યું કેઃ—“ નસીબન વગર માંની છે તેથી તે સારી પેઠે સમજે છે કે જો હું સુઈ જઈશ તો મારી કોઈ ખબર લેશે નહીં. પણ ખુદાના ફજલથી આપ મારા માથા ઉપર હયાત છો એટલા માટે હું નસીબનની પેઠે અરધી રાત સુધી જાગીને મારી આંખો શા માટે ફોડું ? ”

“ એમાં કાંઈ શક નથી કે હું તારી સંભાળ લેવા માટે

હાજર છું " અંમાએ નિશ્વાસ નાંખતાં કહ્યું " પરંતુ હું આવી રીતે હર હંમેશ જીવતી રહીશ તેનો શો ભરોસો ? મોતનો વખત મુકરર નથી, તે અણધારી ધરાવે છે . તેના માટે લાંબી બીમારી ભોગવવી જરૂરી નથી. તે કોઈને ખબર આપીને આવતી નથી. જે લોકો હમણાં છે, તેઓ એક મીનીટ પછી રહેશે તેનો લગારે ભરૂસો ન કરવો જોઈએ, માટે આબિદા ! અગર આજે હું જીવતી છું અને કાલે મરી જાઉં તો તેમાં કાંઈ અજાયબ થવા જેવું નથી. માટે તારે તારી ટેવ ને સુધારવી જોઈએ. એવું ન થાય કે મારા મરવા પછી તને નવી નવી મુસીબતોમાં ફસાવું પડે ?'

" હાય અંમા ! " મેં રડતાં ચહેરે કહ્યું " આવી વાતો ન કરો, મને રડવું આવે છે. આપની જુદાઈમાં એક મીનીટ પણ શું હું જીવતી રહી શકીશ ? "

આટલું બોલતાં જ હું રડી પડી, એટલે મારી અંમાએ મને છાતી સંરસી ચાંપીને ચુંબનો ઉપર ચુંબનો કર્યા અને મને છાના રહેવા માટે સમજાવવા લાગ્યા, પણ મારૂં રડવું બંધ થયું નહીં એટલે મારી અંમાની પણ છાતી ભરાઈ આવી અને તેઓ ચોધાર આંસુએ રડવા લાગ્યા. અમો મા દીકરીને આવી રીતે રડતાં જોઈ અમારી અન્ના પણ અમારી સાથે રડવા લાગી. આવી રીતે અમે રડી રહ્યા હતા કે અબ્બા જાન ખાવા માટે ઘરમાં આવ્યા એટલે અબ્બા જાનના ખાણાનો બંદોબસ્ત કરવા માટે અંમા જાનને મારી પાસેથી ઉઠવું પડયું અને હું પણ મારા અબ્બાનો ચહેરો જોતાંજ ચુપ થઈ ગઈ, આવી રીતે બધે ચુપાચુપ થઈ ગયું પરંતુ મારી અંમાના આ શબ્દો " આજે હું જીવતી છું અને કાલે મરી જાઉં " મારા મગજમાંથી નીકળ્યા નહીં. જ્યાં સુધી મારા અબ્બા ખાણું ખાતા રહ્યા ત્યાં સુધી હું આ વિષય ઉપર વિચાર કરતી રહી. મોત શું છે ? અને તેનો સંબંધ દરેક

માણસની સાથે કેમ છે ? અને તેનો આવવાનો દીવસ મુકરર કેમ નથી ? હું આવાજ વિચારોમાં લીન હતી કે અંમાજાન આવ્યા અને મારી આંખો ઉપર હાથ રાખીને જોયું કે તે અંજાયલી છે કે કેમ. મારી આંખના આંસુઓ સુકાઈ ગયા હતા પરંતુ હું બીલકુલ ચુપચાપ બેસી વિચારોમાં લીન હતી એટલે અંમાએ કહ્યું.

"દીકરી ! આજે તારી ઉંઘને શું થઈ ગયું છે?"

"આપ મારી પાસે સુઈ રહો તો હું કાંઈ કહું"

આ સાંભળી અંમાજાન મારી પાસે સુતા. હું તેમને મોતના સંબંધમાં સવાલો કરવા લાગી. મારી વયના પ્રમાણમાં મારા સવાલો હોવાથી અંમાએ તે ઉપર પુરતું ધ્યાન આપ્યું નહી. પરંતુ જેવા મારા સવાલો હતા તેવા તેઓ જવાબ આપતા ગયા. મારી અંમાએ નાનપણથી મઝહબ અને નીતીની તાલીમ સારી પેઠે મેળવેલી હોવાથી તેઓ ગમે તેવી સાધારણ વાતમાં પણ નસીહતોની વાતો કરતા હતા. જો કે વાતો તો તેજ કરતા પણ તેમના કહેવાની ઢબ જુદી હતી. દરેક વાતમાં દાખલા દલીલો સાથે ઉપયોગી નસીહતો કરતા હતા. અત્યારે તેઓએ જે જે વાતો કરી તેને હું બાળવય હોવાના સબબે પુરતી રીતે સમજી શકી નહીં પણ જેટલી સમજમાં આવી તેને આજ સુધી યાદ રાખી તે ઉપર અમલ કરતી રહેવાથી મારા ગયેલા સુખી દીવસો પાછા આવવા પામ્યા છે. જે બાળકોને દીનદાર અને ભલી તથા સુધારેલા વિચાર ધરાવનારી કેળવાયલી માતાઓ મળે છે તેઓ ખરેખર ભાગ્યશાળી છે. અને જેઓ અભણ માતાના ખોળામાં પોષણ પામે છે તેઓ પુરેપુરા અભાગી છે. જે છોકરાને પોતાની માની રાસ્તબાઝી અને નીતીનું ખરૂં શિક્ષણ મલ્યું નથી તે છોકરો ભલેને દુનીયાની સુધરેલી સોસાયટીમાં રહે અને યુનીવરસીટીની ઉંચામાં ઉચી ડીગ્રી મેળવે પરંતુ તેના આચાર વિચાર નીતીના બાબમાં વખાણવા લાયક તો નહીં જ હોય.

મને સારી પેઠે યાદ છે કે લગભગ બાર વાગ્યા સુધી મારી અંમા મને નસીહતો કરી રહ્યા હતા અને હું ચુપચાપ સાંભળી રહી હતી. પરંતુ તેઓ ક્યારે ચુપ થયા અને હું ક્યારે સુઈ ગઈ તે કાંઈ યાદ રહ્યું નથી. સવારમાં વહેલા ઉઠવાની અંમાજાનની સખત તાકીદના લીધે મને આફતાબ ઉદય થવાના અરધા કલાક પહેલાં ઉઠવાની ટેવ હતી. અંમાજાન મારાં ઉઠવા પહેલાં જરૂરી વાતો તથા નમાઝથી પરવારી કુરઆને મજીદની તીલાવત કરતા હતા. આવી રીતે દરરોજનું નીયમ હતું તેમાં કોઈ દીવસે ફેર પડતો નહોતો. દરરોજ ઉઠીને હું મારી અંમાને નમાઝ પઢવાના મુસલ્લા ઉપર જોતી તો તેઓ ત્યાં બેઠેલા જણાતા હતા. તે રાતે હું ઘણી મોડી સુતેલી હોવાથી મારે તેટલો વખત વધારે સુવામાં ગાળવો જોઈતો હતો પરંતુ વહેલા ઉઠવાની ટેવ હોવાથી દરરોજના વખત ઉપર મારી આંખ ઉઘડી ગઈ. આંખો ઉઘાડીને બને હાથોથી ચોળતાં મેં મુસલ્લાની તરફ જોયું તો ત્યાં અંમાજાન નજરે પડયા નહીં, એટલે મેં પાસું ફેરવીને તેમની પથારી ઉપર નજર નાખી તો તેઓ હજુ સુધી સુઇ રહ્યા હતા. આ જોઈને હું સમજી કે રાતે વધુવાર સુધી જાગેલા હોવાથી સુઈ રહ્યા હશે. સવારમાં વહેલાં ઉઠવાના જે અથાગ ફાયદાઓ છે તેથી હું અંજાણ હતી. ફકત અંમાની બીકના લીધે વહેલી ઉઠતી હતી. તેથી અત્યારે જે કાંઈ આરામ મલ્યો તે ખરૂં, એ વીચારી ને અંમાને સુતેલા જોઈ મેં પણ આંખો બંદ કરી ઘોરવા માંડયું. પણ ઉંઘ આવી નહીં. દસ પંદર મીનીટ સુધી એમને એમ પડી રહેવા પછી હું પથારીમાંથી ઉઠી અને જોયું તો પહેલાંની પેઠે અંમા સુતેલાં છે. એટલે મનમાં વિચાર્યું કે જો તેઓ એમને એમ સુઈ રહેશે તો નમાઝનો વખત હાથમાંથી નીકળી જશે અને તેમને રંજ થશે માટે તેમને જગાડવાને મેં મોહડાં ઉપરથી ચાદર ખસેડી. અને ફરી ધીમે ધીમે હાથ પગ દબાવવા માંડયા અને જ્યારે તેઓ આવી રીતે ઉઠયા નહીં

ત્યારે મેં તેમના પગોને હલાવવા માંડયા પણ કાંઇ અસર થય નહીં.

હું મારી અંમાને જગાવવાની કોશીશ કરી રહી છું અને તેઓ જાગતા નથી એવી સ્થીતી જોઈને મારી અન્ના દોડી આવી, તેણીએ બેગમ સાહેબ બેગમ સાહેબ કહીને ઉઠાડવાની કોશીશ કરી પણ બેસુદ, એટલે મોહઢાં ઉપર પાણી છાંટયું પણ તેનીએ કાંઇ અસર થઈ નહીં, થોડીવારમાં આખા ઘરના લોકો ભેગા થઈ ગયા અને કોઇ કહેવા લાગ્યું કે મુર્છા આવી છે, તો કોઇ કહે કે પરીનો અથવા જીનનો સાયો પડી ગયો છે, કોઈ બોલ્યું, ખબીસના ઝપેટામાં આવી લાગ્યા છે. ટુંકમાં એટલું જ કે જેટલા મોહઢાં તેટલી વાતો થવા લાગી. આવી રીતે અંદર ગરબડ થતી જોઈ મારા અબ્બા બહારથી અંદર આવ્યા અને જ્યારે તેઓએ આવી સ્થીતી જોઇ એટલે સીધા લશ્કરના ડોકટરને બોલાવવા દોડયા. ડોકટર આવ્યા તો અહીં આ વાતની ચર્ચા ઉઠી કે એક નામેહરમ પરદેનશીન બાનુને પારકો પુરૂષ કેવી રીતે જોઈ શકે ? છેવટે ઘણીવાર સુધી ચર્ચા થયા બાદ એવો ઠરાવ થયો કે પરદાની બહાર ઉભો રહીને ડોકટર નાડ ઉપર પોતાનો હાથ રાખીને જોશે અને બીજી જરૂરી બાબતો તે બહારથી પુછે અને અબ્બાજાન અંદર જોઈને ડોકટરને કહેશે. આ પ્રમાણે ડોકટરે તપાસ ચલાવી અને જ્યારે તે પુરી રીતે તપાસ કરી રહ્યો ત્યારે તેણે મારા અબ્બાને કહ્યું:-

"જો તમે મુર્છા કહેતા હોવ તો અત્યારે મારી તપાસમાં મુર્છા સાબીત થતી નથી."

તે બાદ તે ચાલ્યો ગયો. અને અબ્બાને સાથે લઈ ગયો થોડીવાર પછી મારા અબ્બા એક યુરેઝીયન લેડીની સાથે આવ્યા અમો લોકો આવી મડમો (લેડીઓ)થી પરદો કરતા હતા. જે

સ્ત્રીઓ પરદા વગર બહાર હરે ફરે છે અને તેમાં પણ જે ભણેલી બાનુઓ પુરૂષોની મંડલીમાં ભેલાઈને છુટથી વાતો કરે છે તેવી બાનુઓ અમારા જેવી સાત પરદામાં બેસનારીઓની નજરમાં સારી ચાલ ચલણની ગણાતી નહોતી. જેથી દરેક ખાનદાની કુટુંબમાં તેમનાથી પરદો કરવામાં આવતો હતો. શરીઅત અથવા મઝહબમાં પરદા વીશે જે ફરમાનો છે તે ફરમાનોને વિસારી મુકી અમોએ પોતાની અજ્ઞાનતાના સબબે કેદખાનું કાયમ કરી લીધું છે. આવી રીતે સ્ત્રીઓથી સ્ત્રીઓનો પરદો ભાગ્યેજ બીજા કોઈ દેશમાં હશે, પણ અમારા ખાનદાનમાં તો તે હસ્તી ધરાવતું હતું. આવા નકામા પરદાથી અમોને ભારે નુકશાન પહોંચી ચુકયા છે અને હજુ પહોંચી રહ્યા છે. પણ તેને અમો સખતાઈથી વળગી રહ્યા છીએ. કદાચ કોઈ બીજા અવસરે મજકુર લેડી ડોકટર અમારે ત્યાં આવતી તો અમો તેને ભાગ્યેજ જનાન ખાનામાં આવવા દેવાનું પસંદ કરતાં, પરંતુ અત્યારે વખત જુદોજ હતો. અબ્બાજાન તે લેડીને લઈને અંદર ચાલ્યા આવ્યા પણ કોઈએ ચું કે ચાં કરી નહીં. લેડીએ અંદર આવ્યા બાદ મારી અમ્માને જોઈને કહ્યું કે–" તેઓ જીવતા નથી " અંમાજાન મરી ગયા એ વાત તો જાહેર થઈ પણ મરણ શા કારણથી નીપજ્યું તે કોઈ બતાવી શકયું નહીં. આવા સમયે ખુદાની કુદરત જણાઈ આવે છે. આજે પણ એ મોત બાબે ચર્ચા કરવામાં આવે છે અને સાંભળનારા અજાયબીમાં ગરકાવ થાય છે. મેં અનેક ડોકટરોથી પુછયું કોઈની સમજમાં મોતનું કારણ આવી શકયું નહીં. અલબતાં એટલું કહી શકયા કે હૃદયનો ધબકારો બંધ થઈ જવાથી મોત નીપજ્યું. તે વખતે મારી વય એવી નહોતી કે હું મા વિના એક ઘડી પણ રહી શકું.

જ્યારે મારી માનું મરણ સાબિત થઈ ગયું; ત્યારે કુટુંબ કબીલાની બધી સ્ત્રીઓ એકઠી થઈ, ને ગુસલ કરાવી કફન પહે-

રાખ્યું અને જનાઝો બહાર કાઢયો. મારી વય જોકે નાની હતી. પરંતુ મારી અંમાએ દીનદારીની અનેક વાતો બતાવેલી હતી. તેમાં આ વાત પણ ખાસ કરીને કહી હતી કે પોતાના અતલગના બેશી કે કોઇ બીજાના મરણ ઉપર રડવું કુટવું કે એવી જ રીતે બેસબરી બતાવવી ઇસલામમાં દુરૂસ્ત નથી પણ સબર કરવું ઘણુંજ ઉત્તમ છે. અલ્લાહ તઆલા તે સબરનો બદલો આપે છે. હું આ બાબત સમજીને એ વખતે મારા દિલ ઉપર કાબુ રાખવા ચાહતી હતી છતાં કાબુ રાખી શકી નહીં. ચોધાર આંસુએ રડવું શરૂ કર્યું. અત્યાર સુધી અબ્બાજાન દીલ ઉપર કાબુ રાખીને ગંભીરતાથી બેઠા હતા પણ મારા રડવાના સાદે તેમને બેચેન કરી દીધા. તેઓ અંદર મને સમજાવવાને માટે આવ્યા પરંતુ મારી બેચેની જોઈને પોતે રડી પડયા. બસ પછી શું પુછવું ? આખા ઘરમાં કાગારોલ મચી ગઈ. જે લેડી ડૉકટર અંમાને જોવા આવી હતી તેનું નામ મીસીસ હેરીયટ હતું. મારા અમ્માની સાથે સારી ઓળખાણ હોવાથી તેણી પોતાને ઘેર પાછી ગઈ નહોતી. ખાનદાની મુસલમાનોમાં કફન દફનની ક્રીયા કેવી રીતે કરવામાં આવે છે તે ખાસ જોવા માટે રોકાઈ હોય અથવા તો ખાનદાની બાનુઓના દુઃખમાં ભાગ લેવાથી તેમના ઉપર સારી અસર થવા પામે. આ કારણો સર તેણી રોકાઈ હતી. જ્યારે તેણીએ મને રૂદન કરતી જોઈ ત્યારે મને પોતાની બાથમાં દાબી લીધી અને જ્યારે બધા લોકો મારી માને દફનાવવા લઈ ગયા ત્યારે તેણી પોતાની ગાડીમાં બેસાડીને મને પોતાને ઘેર લઇ ગઈ.

મીસીસ હેરીયટના ઘરની સુઘડતા, શણગારેલા ઓરડા, અંદર બહારની સફાઇ, તેમના નાના નાના સફેદ દુધ જેવાં બાળકો, સફેદ સુઘડતા ભરેલી આયા, મામા, નોકર ચાકરો જોઈને મને ખુશી થઈ, પહેલાં તો હું એમ સમજતી કે આખી જીંદગી સુધી માના મરણનો રંજ ભુલીશ નહીં. જે બાળકોના માબાપ ગુજરી ગયા છે તેઓ

કેવી રીતે જીવી શકે છે અને દુનીઆનો કારોબાર કરી શકે છે એ વિચાર મને અજાયબીમાં નાખતો હતો. મેં મીસીસ હેરીયટને પણ એજ સવાલ કર્યો જેના જવાબમાં તે ભલી બાનુએ હસ્તા ચહેરે કહ્યું:—"દીકરી! જ્યાં માણસને માટે રંજ પેદા કરવામાં આવ્યું છે ત્યાં રંજને વીસરી જવાનું પણ સાથે રાખ્યું છે. બે ચાર દીવસમાંજ તમે જોઈ લેશો કે તમે પણ તમારી અંમાના મરણનો રંજ ભુલતા જશો." આ સાંભળી મારા મનને ખાત્રી થઈ નહીં. હું પોતાના મનમાં કહી રહી હતી કે બીજા લોકોના દીલની બનાવટ જુદી હશે. મારૂં દીલ જુદીજ જાતનું છે મારી માનું મરણ થતાંજ હું ન મરી ગઈ એ અજાયબ જેવી વાત છે મને મીસીસ હેરીયટ કહે છે કે હું બેચાર દીવસમાં આ રંજ ભુલી જઈશ. તદ્દન ન બનવા જોગ અને મારા માટે ન માનવામાં આવે એવી વાત છે મને ખાતરી હતી કે બેચાર દીવસમાં હું પણ પણ મરી જઈશ અને બહીશ્તમાં પહોંચી ને મારી અંમાથી મળીશ, પરંતુ મારૂં સમજવું ભુલ ભરેલું નીકળ્યું અને મીસીસ હેરીયટનું કહેવું સાચું ઠર્યું. જેમ દીવસો પસાર થવા લાગ્યા તેમ તેમ મારા દીલ ઉપરથી રંજનો બોજો હલકો થતો ગયો.

મીસીસ હેરીયટને જ્યારે જણાયું કે મારા મન ઉપરથી રંજ દુર થવા માંડયો છે ત્યારે તેઓ મને ઘેર લાવ્યા પણ ઘેર ઉપર આવતાં જ મારો જીવ ઘભરાયો એટલે મેં મીસીસ હેરીયટની સાથે રહેવાની ઇચ્છા જાહેર કરી. તે ભલી બાનુએ મારી ઇચ્છાનો સ્વીકાર કર્યો. લગભગ બે વરસ સુધી હું મીસીસ હેરીયટને ત્યાં રહી. થોડા દીવસ હું મારે ઘેર આવતી અને થોડા દીવસ મીસીસ હેરીયટને ત્યાં રહેતી. આટલી મુદતમાં તે ભલી બાનુએ મને ઘણી વાતોનું શિક્ષણ આપ્યું, મઝહબી વાતોનું શિક્ષણ તો ઘણું ખરૂં હું મારી અંમા પાસે મેળવી ચુકી હતી. તેમજ ઉર્દુ લખી વાંચી શકતી હતી મીસીસ હેરીયટની મહેરબાનીથી ઇતિહાસ, ભુગોળ હીસાબ તથા

લુગડા કાતરવા, સીવવા રાંધવા, વિગેરેનું શિક્ષણ લીધું.

અંમા જાનના મરણ પછી મારા અબ્બાએ પેનશન લીધું. જો કે તેમની વય નોકરી કરવા જેવી હતી અને પેનશન લેવા જોગ નહોતી છતાં તેમની સારી કામગીરીના બદલામાં ઈસ્ટ ઈન્ડીઆ કંપનીએ તેમને પેનશનની સારી રકમ બાંધી આપી. અંમાજાનના મરણનો એમને એટલો બધો રંજ થયો હતો કે તેઓ એક તારેકુદ દુનિયા ફકીરની પેઠે એકાંત સ્થળમાં જીવન ગુજારવા લાગ્યા. થોડાજ દીવસમાં તેઓ મોટા આબિદ અને ખુદા પરસ્ત બની ગયા અને આવીજ હાલતમાં તેઓએ દુનીયાથી કુચ કરી. એમના મરણ પહેલાં દાદીજાન પણ ગુજરી ચુકયા હતા એટલે હવે મારા નજીકના સગામાં માત્ર એક ફોઈ અને એક માસી બાકી રહ્યાં હતાં. જ્યારે મારા અબ્બા દીલ્લી મુકીને આગરામાં આવ્યા ત્યારે મારી ફોઈ દીલ્લીમાં રહી ગયા હતા કેમકે તેમનું લગ્ન ત્યાંના એક ઉંચા કુટુંબમાં થયું હતું. અત્યારે તેઓ પૈસા ટકામાં સારી સ્થીતી ભોગવતા હતા. મારાથી બે વરસ પહેલાં મારી ફોઈને એક છોકરો જનમ્યો હતો જેનું નામ ઈલીયાસ રાખ્યું હતું. જ્યારે મારા ફોઈને મારા જન્મની ખબર પડી ત્યારે તેઓ ખુશી થતાં આગરે આવ્યા અને પોતાના દીકરા ઈલીયાસની સાથે મારી સગાઈ કરી નાંખી. હાલમાં મારા અબ્બાના મરણની ખબર પડતાં તેઓ આગરે આવ્યા અને મને પોતાની સાથે દીલ્લી લઈ ગયાં. મને આગરાથી દીલ્લી જવું બહુજ વસમુ લાગ્યું કેમકે માના મરણ પછી મીસીસ હેરીયટને હું મારી માની પેઠે સમજતી હતી અને ફોઇથી હું તદ્દન અંજાણ હતી પરંતુ મારામાં મારી મરજી અનુસાર વરતવાની લગારે હીમ્મત નહોતી તેથી ફોઈએ દીલ્લી ચાલવાનું કહેતાંજ હું તેમની સાથે દીલ્લી પહોંચીને મેં ઈલયાસને પહેલી વખતે જોયો. મારી વય દસ વરસની હતી. રાત અને દીવસ અમે બંને જણાં સાથે રમતા હતા. ઈલ-યાસ ખુબસુરત ચહેરાનો અને મળતાવડા સ્વભાવનો હસમુખ નવ-

જવાન હતો. નાનપણથીજ તે મહા ચતુર, ઉદાર, દયાવાન અને ભોળો હતો. સાથે રહેવાથી મારા મનમાં તેના તરફની લાગણી જન્મ પામી. બે વરસનો સમય ભારે આનંદમાં પસાર થઈ ગયો. જેવા તે બે વરસ મારી જીંદગીમાં આનંદ દાયક ગુજર્યાં છે તેવા આખી જીંદગીમાં ભાગ્યેજ બીજા ગુજરવા પામ્યા હશે.

જયારે મારી વય બાર વરસની થઈ ત્યારે મારી ફોઈએ મારા લગ્ન કરી નાંખવાનો વિચાર કર્યો. આ વાતની ખબર પડતાં મારી માસીએ મને આગ્રે બોલાવી લીધી. મારી અંમાથી મારી માસી વયમાં નાના હતા. જ્યારે મારા નાના ગુજરી ગયા ત્યારે તેમની સદર દિવાનીની મુફતીની જગ્યા ઉપર મારા માસાની નીમણુંક થઈ હતી. તેઓ પૈસા ટકામાં સારી સ્તિતિ ભોગવતા હતા, જેવી રીતે મારા નાનાની મુફતીની જગ્યા ઉપર મારા માસાએ કાબુ મેળવ્યો હતો, તેવીજ રીતે તેઓએ મારા નાનાની બધી માલ મિલ્કત પણ દબાવી લીધી હતી. મારા અબ્બા એવા ઉદાર મનના હતા કે તેઓએ મરતાં સુધી સસરાના વારસા બાબત એક શબ્દ પણ કહ્યો નહિં, પણ મારી અંમાને તે બાબે ભારે રંજ હતો. આ કારણસર મારી અંમા અને મારી માસી વચ્ચે ખટપટ રહેતી હતી. આ ખટપટના સબબેજ મને મારી માસીના સાથે લગાર પણ મહોબ્બત ન હોતી. તેઓએ મારા લગ્નનું સાંભળી મને એટલા સારૂ આગરે બોલાવી લીધી કે મારૂં લગ્ન ધામધુમથી કરી પાછલી વાતોનો કંઈક બદલો વાળવામાં આવે. મારી ફોઈએ મને એટલા માટે આગરે મોકલી દીધી કે તેઓ ઇલીયાસના લગ્ન ધામ ધુમથી કરીને લહાવો લેવા ચાહતા હતા. દીલ્લીથી જાન [બરાત] આગરે જશે, અને મારા મનની હોંસ પુરી થશે. એ વિચારથી તેઓએ મને મહાન દુઃખોમાં સપડાવી.

અત્યાર સુધી તો મેં તેજ વાતો જણાવી છે કે જે દરેક ખાનદાની બાળાઓને અનેક વખતે અનુભવવી પડે છે. પરંતુ તે પછી મારા ઉપર ગુજરેલો સમય તદ્દન જુદોજ હતો. મારા ઉપર જે જે દુઃખો પડયાં છે અને સંકટોનો મને મુકાબલો કરવો પડયો છે તે ભાગ્યેજ હીંદુસ્થાનની કોઇ બીજી સ્ત્રી જાતીને અનુભવમાં આવ્યો હશે. હું મારા કરમની કહાણી સંભળાવવામાં મારી પોતાની ફરજેતી સમજું છું, પણ તે સાથેજ મેં ન સહન થનારા દુઃખોનો કેવી રીતે મુકાબલો કરી મારા શીયળ અને પવિત્રતાને કાયમ રાખ્યા છે તે ખાસ તારીફને લાયક હોવાથી બતાવવા માગું છું. વળી તે ઉપરથી મારા જીવનનો સાર પણ નીકળી શકે છે એટલા માટે મેં મારી જીંદગીમાં બનેલા બનાવોને વાંચકો સનમુખ રજુ કરવાની હીમ્મત કરી છે.

આગ્રા પહોંચવા પછી મને કયા ઘરમાં રાખવી એવો સવાલ ઉભો થયો. હું મારા પોતાના ઘરમાં રહું કે માસીના, આ સવાલના નીવેડા માટે મારી અંનાને બોલાવવામાં આવી. મારી અંનાનું નામ રશીદા હતુ તેણીએ મારી અંમા તથા માશીને દુધ પાયું હતું એટલે તે દુદુમાં હતી. બંને બહનો તેણીને સગી મા કરતાં વધારે ચાહતી હતી. મારા નાનાની જીંદગીમાં તેણી આખા ઘરનો કારભાર ચલાવતી હતી. જ્યારે બંને બહેનોના લગ્ન થયા ત્યારે તેણીને મારી અંમાએ મારી સાથે રાખી, જેથી તેણી મારા ઘરમાં ઘરના માલેકની પેઠે રહેતી હતી અને દરેક જણ તેણીનું માન રાખતાં હતાં. ઈસ્લામ મઝહબમાં દુદુમાનો દરજ્જો સગી માના જેટલોજ માનવંતો સમજવામાં આવે છે. લગ્ન ઈત્યાદી મામલામાં તે સગી માના દરજ્જાની પેઠે સમજાય છે. જુઓ ઈસ્લામે પોતા ઉપર આભાર કરનારાના માનની જાલવણી કરવા માટે કેવા હુકમ આપ્યા છે. આ ઠેકાણે આ વાત પણ જાણવી જરૂરી છે કે એકજ

દુધથી જ્યારે બે બાળકોનું પોષણ કરવામાં આવે તો ઘણી વાતોમાં તેમના આચાર વિચાર મલતાંજ જણાશે. ઈસ્લામમાં દુધભાઈ અને બહેન વચ્ચે લગ્ન કરવાની સખત મનાઈ છે.

મારી અમ્માએ મારાં લગ્ન એક લાવારસ છોકરીની પેઠે, મારી માસીના ઘેર થાય તે પસંદ કર્યું નહીં એટલે તેણે મારા બાપીકા ઘરમાં પોતાની સાથે રાખવાની માંગણી કરી અને તેજ ઘરમાં મારા લગ્ન થાય એવી વાત ઉપાડી જે મારી માસીને પસંદ પડી. મારી માસી એ સખત ભુલ કરી કે ઊમર લાયક થએલી એક બાળાને ઘરડી અમ્મા ની દેખરેખમાં બીજા ઘરમાં રહેવાની રજા આપી. જે ઘરડી વયના સબબે પોતાની અક્કલ અને સમજ શક્તિનો મોટો ભાગ ગુમાવી ચુકી હતી. પણ પહેલી ભુલ તો મ્હારી ફોઈની સમજવી જોઈએ કે જેણે મને આગરે મોકલી દીધી અને બીજી ભુલ મારી માસીની થઇ જેઓએ મારી સંભાળ રાખ-વાના કામને એક ઘરડી ડોસીના આધારે મુકી દીધો.

દીલ્લીથી હું રવાના થઈ તે વખતે હું તથા બીજા બધા એમજ સમજતાં હતાં કે બે ત્રણ મહીનામાં હું પાછી વહુ બનીને આવીશ પરંતુ સમય બળવાન છે. ભાગ્યમાં લખેલું મટતું નથી. જગતના ફેરફારો ફરતાજ રહે છે. એકજ સ્થિતી ઉપર કોઈની પણ હાલત રહેવા પામતી નથી. હું આગરે આવી તેના થોડાજ દીવસ પછી લોકો એ ઇલીયાસની બાબતમાં જુદોજ વિચાર કર્યો. તે એક ચંચળ, હુશીયાર, ચતુર અને સારી મગજ શકિત ધરાવનાર વિદ્યાર્થી હતો. માત્ર ચઉદ વરસની નાનીજ વયમાં તેણે ઇનટરન્સની પરીક્ષા પાસ કરી લીધી હતી. જો કે યુનીવરસીટીની પરીક્ષામાં તે બેસી શકયો નહોતો. કેમકે યુનીવરસીટીની ઇનિટરન્સની પરીક્ષામાં બેસવા માટે સોલ વરસ ઉપરની વય હોવીજરૂરી છે. તેથી ઇલીયાસની

પરીક્ષા પ્રીનસીપલે ખાનગી રીતે લીધી હતી, જ્યારે તેને ઇનટરન્સમાં પસાર થયેલો જોયો ત્યારે તેના વડીલોએ તેને વીલાયત મોકલી બેરીસ્ટર બનાવવાનો ઈરાદો કર્યો. એકાએક તઈયારી થઈ અને ઈલીયાસ ત્રણ વરસના માટે વીલાયત રવાના થઇ ગયો. આ અણધારી અડચણ આવી પડવાના લીધે મારા લગ્નની વાત ત્રણ વરસ માટે મુલતવી રહી. જ્યારે લગ્ન ત્રણ વરસ માટે મુલતવી રહ્યું તો મારા ફોઈની ફરજ હતી કે તેઓ મને પોતાની પાસે દીલ્હી બોલાવી લેતા અગર તેઓએ મને પોતાની પાસે ન બોલાવી લીધી તો મારી માસીએ મને પોતાના ઘરમાં પોતાની દેખરેખ તળે રાખવાની જરૂર હતી. પરંતુ તેઓ શું કરી શકે? મારી કીસમતમા ભટકવાનું લખેલું હતું તે કોણ મીથ્યા કરી શકે? લગભગ એક વરસ સુધી હું આગરામાં રહી. મારા જેવી લાચાર અને નિરાધાર બાળાની જુવાનીનો બગીચો ખીલતો જોઈને મહેલ્લા વાળાની દાનતોએ જાત જાતના રંગ બદલ્યા, જો આ સ્થળે હું મારા મહેલ્લાના બધા લુચ્ચા લફંગા લોકોનું દાસ્તાન કહેવા બેસું તો વાંચકો ગભરાઈ ઉઠશે અને કોઈ કામની વાત તેમાં જણાશે નહી, એટલા માટે હું તે બધા દાસ્તાનો માંડીવાળું છું. અને આગરાને છોડવાનુ કારણ જણાવું છું.

મારા જેવી અનાથ બાળકીને પ્રદેશ કાઢનાર અને અનેક સંકટોમાં સપડાવનાર મીરઝા મકસુદ નામનો એક માણસ હતો, જો કે એમ તો સેંકડો બદમાશો પોતાની બદમાશી ભરેલી ચાલ બાઝી ચલાવવા ચુકતા નહોતા પણ મીરઝા મકસુદ બધામાં પહેલા નંબરનો હતો અને તેના લીધેજ મેં મારૂં ઘર મુકયું.

---

# બાબ ૨

---

જ્યારે મેં જોયું કે એક તરફ આગરામાં મારી સગી માસી વસે છે અને તેણીએજ મને આગરામાં બોલાવી છે છતાં હવે મારી લગારે ખબર લેતી નથી તથા બીજી તરફ દીલ્લીમાં મારી ફોઈ રહે છે અને તેણીએજ મને લગ્ન માટે મોકલી છે પરંતુ લગ્ન અટકી જવા છતાં તેણી મને બોલાવવાની તજવીજ કરતી નથી તથા એક કાગળનો કટકો લખીને પણ ખેરીયતના ખબર મંગાવતી નથી ત્યારે મારા દુઃખનો પાર રહ્યો નહીં. મારા ઉપર મહેલ્લાવાળા બદમાશોના કેવા દાંત છે અને તેઓ મારી કેવી વલે કરવા માંગે છે તે શરમના લીધે હું કોઇને કહી શકતી પણ ન હોતી.

મારી સ્થિતી ઘણીજ નાજુક થઇ રહી હતી. બે ચાર વખત માસીની પાસે જઇને બધી હકીકત કહેવાનો વિચાર કર્યો પણ આવી હકીકત કહેતાં એક કુંવારી કન્યાની જીભ કેવી રીતે ઉપડી શકે ? અને ધારો કે મારા જેવી મજબુત દીલની છોકરી હીમત કરીને કહી દે પરંતુ માસી મારા માટે શું વિચાર કરે ? તેણી તરત જ દીદા દલેર, નફટ, બે શરમ અને ઉછાંછળીના ઈલકાબો આપીને કાઢી મુકે. કેમકે આબરૂદાર કુટુંબની કુંવારી કન્યાઓ પોતાના વડીલોની સામે આવી વાતોની ફરીયાદ કરી શકતી નથી. આ બધા કારણોના લીધે મેં માસીને તેમજ ફોઈને આ બાબતમાં કાંઈ પણ કહેવાનું કે લખવાનું માંડી વાળ્યું પણ પાક પરવરદીગારની જનાબમાં નમાઝ ગુઝારી અરજ કરવાનું અને તેની મદદ માંગવાનું નક્કી કર્યું. મને નાનપણથી મારી અંમાએ નમાઝ પઢવાનું શીક્ષણ આપ્યું હતું અને તેઓએ મને નમાઝ રોઝાની પાબંદ બનાવી દીધી હતી તેથી હું નમાઝ રોઝાની ઘણીજ

સખ્તીથી પાબંદ હતી. વળી મારી અંમાએ મને ઘણી વખતે કહ્યું હતું કે ગમે તેવા સંકટના સમયે અને ગમે તેવા દુઃખની વખતે માણસની મદદ માંગવા કરતાં ખુદાની મદદ માંગવાથી કામ જલદી સફળ થાય છે. બસ આ યાદ આવતાંજ મે માસીને કહેવાનું ફોઈને લખવાનું અને બીજા કોઇની મદદ માંગવાનું માંડી વાળીને તે પાક પરવર દીગારની જનાબમાં અરજ ગુજારી તેની મદદ માંગવાનું શરૂ કર્યું.

આવી રીતે ઘણાં દીવસ પસાર થયા. મહેલ્લા વાળાઓની બદમાશીમાં વધારો થતા ગયો અને સગાઓની બે પરવાઈ તેવીને તેવીજ રહી. આટલા દીવસમાં મેં મારી આબરૂ બચાવવાની શીયળ સાચવવાની અનેક તજવીજો ઉપર વિચાર ચલાવ્યા અને જયારે મેં પોતાને જોખમમાં જોઈ ત્યારે આગ્રા શહેરને તજવાનો પાકો ઇરાદો કરી લીધો. પરદેશમાં જઈને ગુમનામીમાં જીંદગી ગાળવી અને મહેનત મજુરી કરી પેટપાળવાનું નક્કી કર્યું. પરંતુ આવી રીતે આગરામાંથી પ્રદેશ જતાં બાપદાદાની આબરૂ ઉપર પાણી ફરશે, મારા શીયળ બાબે લોકો શંકા લાવશે, જુવાન છોકરી પોતાની જુવાનીનો જમાનો સાચવી શકી નહી તો કોઈને લઈને નહાસી ગઈ એવા ગામ ગપાટા ચાલશે અને દુનિઆ ભરની બુરાઈઓ મારા માથા ઉપર મુકવામાં આવશે એમ હું સારી પેઠે સમજતી હતી, છતા પણ હું મારા વિચારમાં ડગી નહીં મહેલ્લાના બદમાશોમાં મીરઝા મકસુદ મારી આબરૂ ઉપર પાણી ફેરવવા કમર કસીને બહાર પડ્યો હતો તેથી મને વિચાર આવ્યો કે જો તે કોઈ વખતે વેળા સવેળાએ લાગ જોઈને ઘરમાં પેસી જઈ મારી આબરૂ રેડવા તૈયાર થઈ જશે તે વખતે હું મારો પ્રાણ આપવામાં પાછી પાની નહિ કરૂં. પરંતુ આવી રીતે પ્રાણ આપવા તે આપઘાતમાં ગણાશે અને ઈસ્લામ મઝહબમાં આપઘાત કરવું મહા મોટું પાપ છે તેથી

હવે મારે આ ઘર સદાના માટે તજવું જરૂરી છે, પરંતુ હું આગ્રા મુકીને બીજા શહેરમાં ગઈ, અન્ના સાથે હશે એટલે તેણી સીવવા ભરવા કે ગુંથવાનું કામ લાવી આપશે અને હું જીંદગીના દીવસો ગાળીશ પણ તે કયાં સુધી ? હું ઉમર લાયક થઈ ચુકી છું. આજે નહીં તો કાલે, વરસે નહીં તો પાંચ વરસે મારે મારી જીંદગીનો સાથી શોધવો પડશે. કેમકે ખુદા તઆલાએ સ્ત્રી અને પુરૂષનો જોડો બનાવ્યો છે સ્ત્રી વિના પુરૂષ અને પુરૂષ વિના સ્ત્રી રહી શકતાં નથી. તે સમયે મને મારા કુટુંબ કબીલામાં કોઈ શામેલ કરે એ બનવા જોગ નથી. મારા અહીંથી જતાંજ તેઓ મારા માટે હજારો શંકાઓ કરશે અને તોહમતો મુકી મને નિર્લજ બે શરમ, કુળને કલંકિત કરનાર વિગેરે નામોથી ઓળખશે એટલે હું મારા કુટુંબમાં શામેલ થઈ શકીશ નહીં. ત્યારે ફરી તે સમયે કરવું

? અત્યારે મારી આંખો આગળ એવી અનેક સ્ત્રીઓની જીંદગી ના ફેરફાર પસાર થવા લાગ્યા જેઓ પોતાના મા બાપના ઘેર કે સાસરામાંથી નહાસીને અવળે રસ્તે ચઢી ચુકી હતી. તેણીઓનું જે પરિણામ આવેલું જોયું હતુ તેથી મારા શરીરમાં કંપારી, છુટી છતાં મેં મજબુત મનથી દુનીયાની દરેક મુસીબતો ઉઠાવી, જાત જાતની બદનામીઓની શીકાર બની, મારી પરહેઝગારી અથવા શીયળને સાચવી રાખવાનો પાકો મનસુબો કર્યો અને સદાના માટે પોતાની જન્મભુમી તજવાનો ઇરાદો કરી લીધો.

હું એક અબળા અને સાત પરદામાં બેસનારી ખાનદાની બાળા આવા વિચાર અને આવા ઇરાદાથી ડગી જાઉં તો તેમાં કાંઇ નવાઈ નહીં પણ મેં જે ઇરાદો કર્યો તે મજબુત હતો. દુનીઆની બદનામીના વિચારને મેં દીલમાં જગ્યા આપી નહી, લોકોની ચર્ચાના ખ્યાલને બીલકુલ મનમાંથી કાઢી નાંખ્યો. સગાં-વહાલાનાં મેણાં અને ભવિષ્યની જીંદગીમાં શું થશે એ વિચારને હસી કાઢયો.

એક દીવસે હું સવારની નમાઝ અદા કરી ને વઝીફામાં મશગુલ હતી. મારી ઉપર પડેલી મુસીબત દુર થવા માટે મેં એકચિલ્લો કર્યો હતો. નમાઝ બાદ તસબીહ વડે હું અલ્લાહની યાદ કરી રહી હતી કે મને મારી નાજુક સ્થીતીનું ભાન આવી ગયું. ચારે બાજુથી જાત જાતના વિચારોએ મને ઘેરી લીધી, તસબીહ મારા હાથમાંથી પડી ગઈ અને મારી લાચારી નિરાધારી તથા અનાથ હાલત ઉપર હું ચોધાર આંસુએ રડી પડી. આવી હાલતમાં લગભગ એક કલાક પસાર થઈ ગયો એટલે મારી અંનાએ મને જોઇ લીધી. તેને મારી, મુસીબતની થોડી ઘણી ખબર પડી ચુકી હતી અને તે મને દીલાસો દેવાના લાગમાંજ હતી કે આ સમય તેને મળી ગયો તે મારી પાસે આવી અને દીલાસાના શબ્દો કહી મને સમજાવવા બેઠી પહેલાં તો દીલાસો આપનાર મળવાથી હું વધારે રડી પણ ફરી ધીમે ધીમે મેં મારી તબીયત ઉપર કાબુ મેળવ્યો. અંનાએ વાતચીત શરૂ કરતાં કહ્યું.

" બેટા ! સબર કરો. સમય ઘણોજ નાજુક છે. આ સમયમાં જે ન થાય તે ખરૂં "

" પણ અંના હવે હું શું કરૂં ? અત્યારે તમારા અને ખુદા વિના મારૂં કોઈ નથી અંમાની યાદ આવતાંજ હું મોટેથી રડી પડી એટલે અંનાએ મને બાથમાં લેતાં કહ્યું " બેટા સબરમા શકકર છે આમ આકુળ વ્યાકુળ થવાથી કાંઇ થવાનું નથી. આ સમયની બલીહારી છે. લોકોની આંખોમાથા શરમ નાબુદ થઇ ગઈ છે, સારા અને નરસા કામોની સમજ શકિત નાશ પામી છે. કોમના જુવાનીઆઓ બદમસ્ત હાથી બનીને ફરી રહ્યા છે, તેઓની આંખો ઉપર જહાલતના પરદા પડયા છે. માટે બેટા સબર કર અલ્લાહ તે બદમાશોને જોઈ લેશે અને સબરનો બદલો આપશે. "

"ખરેખર અંના ! એમજ છે. જમાનો ઘણોજ બારીક છે, ખુદા દરેકની શરમ આબરૂ રાખે "

" બેટા આ જમાના બાબે તો કાંઇ બોલવા જેવું છે જ નહિં મારી આ આંખોએ જે કાંઈ જોએલું છે તે સ્વપના સમાન થઈ ગયું. પહેલાંના લોકોની લાજ, મરયાદા, નેકી, ભલમનસાઈ, વિદ્વતા, વિવેક, સદાચાર વિચારનો દેખાવ નજરે પડતો નથી, હવે તો જ્યાં જુઓ ત્યાં ચારે બાજુએ કોમના નાના મોટા બધા ઉપર સરખી રીતે જહાલતે પોતાનો અમલ બેસાડી લીધો છે. નાના મોટાની શરમ, લાજ કે અદબ આદાબમાંનું કાંઈ પણ બાકી રહ્યું નથી, મારી આંખોએ મેં જોયું છે કે શહેરની દરેક મસ્જીદ અને દરેક મહેલ્લાના અનેક ઘરોમાં નાના બચ્ચાઓને સદાચાર વિચારનું શિક્ષણ અપાતું હતું, મઝહબી તાલીમ આપવામાં આવતી હતી. હાલમાં સેંકડો સ્કુલો અનેક મદરેસાઓ બનાવવામાં આવ્યા છે પરંતુ તે વખતનું શિક્ષણ જે અસરકારક નીવડતું હતું તેવું હાલમાં બા કાયદા અપાતું શિક્ષણ અસર કરતું નથી. હલકામાં હલકી કારીગર કોમોથી લઈને તો મોટા અમીરો જુની રૂઢીથી તાલીમ પામેલા હતા પણ તે તાલીમની સારી અસર આખી જીંદગી સુધી રહેતી હતી. સુતાર લોહાર, ખેડુત, કડીયા, મણીઆર, પીંજારા શેખ, સઈયદ, મુગલ, પઠાણ, સીપાઈ કે, લશ્કરી લોકો વેપારીઓ, જાગીરદારો વિગેરે વિગેરે બધી કોમોમાં મોટા મોટા આલેમો, ફાઝેલો વિદવાનો અને ફિલસુફો મળી આવતા હતા. આજના સમયમાં આલેમો ની જે ખોટ પડી છે, તેવી ખોટ તે વખતમાં નહોતી. ઘેર ઘેર કુરઆને મજીદ ના હાફેઝો, મઝહબી મસઅલાઓના જવાબ આપનાર ફકીહો, ખુદા અને તેના રસુલની વાતો કહેનાર વાએઝો, સેંકડોની સંખ્યામાં મજકુર કોમોમાંથી પણ મળી આવતા હતા પણ ચાલુ જમાનામાં તેમાંનું કાંઇએ નથી. એક કારીગર કોમના માણસે દીન દુનિયાની ઉંચી કેળવણી મહા મહેનતે મેળવી તો, પોતાને ઉંચા ખાનદાનમાં ખપાવતા લોકો, તે હલકી જાતનો હોવાના સબબે તેણે મેળવેલા જ્ઞાનથી લાભ ઉઠાવતા નથી, તેઓ

એમ સમજે છે કે જે નીચ કોમો છે તેમને ઉંચી કેળવણી પામ-વાનો અખીકારજ નથી પણ આમ સમજવામાં તેઓ ખુદા અને તેના બરહક રસુલ સલ૦ના ઈલમ વિષેના હુકમનો અનાદર કરવાના મહા પાપમાં પડે છે. બેટા ! આગલા જમાનાના લોકોની હું શું વાત કરૂં ? બધા લોકો ફિરસ્તાઈ ખસલતના હતા. મને સારી પેઠે યાદ છે કે દર જુમાના દીવસે નમાઝ થયા પછી મસ્જીદોમાં આલિમ લોકો અસરકારક વાએઝો કરતા હતા કેવી અસરકારક આહા ! તેમની વાએઝો હતી ? આજ કાલની પેઠે હોંસાતોસી કે સાધારણ મસલા ઉપર લડાઈ ઝઘડા થતા નહોતા, તેઓ ખુદા રસુલની વાતો કરી દીને ઈસ્લામના સાચા ફરમાનોનું શિક્ષણ આપતા હતા અને એમના એજ શિક્ષણના પ્રતાપે નાના બાળકથી લઇને તો ઘરડા સુધીના બધાના આચાર વિચાર અને રહેણી કરણી ઉપર સારી અસર થતી હતી. પરંતુ હવે એમાંનું બાકી રહ્યું નથી. દીકરી ! આ દાસ્તાન ઘણી લાંબી છે પણ હું તેને ટુંકમાં પતાવતાં એટલુંજ કહું છું કે અગર એક બાળકને શરૂઆતથી જ મઝહબી તાલીમ આપવામાં આવે તો તે આગળ જતાં ગમે તેવી દુન્યાની તાલીમ પામવા છતાં પણ સદગુણો તજશે નહીં. આપણા મહે-લ્લાના જે બદમાશોએ આપણને પજવવા માંડયા છે તેઓ મઝહબી તાલીમથી બીલકુલજ કોરા જણાય છે નહી તો તેઓ આવી રીતે બે ધડક પારકી વહુ કે દીકરી ઉપર દાનત બગાડે નહી. ચાલુ જમાનામાં તો જ્યાં જોશો ત્યાં એવો જ અંધેર ચાલી રહ્યો છે. મઝહબી તાલીમ માત્ર નામની ખાતર આપવામાં આવે છે, દીકરો મોટો થઈને બી. એ. એમ એ. કે. બેરીસ્ટર બની જાય એવીજ બધા મા બાપો ઈચ્છા ધરાવે છે પરંતુ દીકરો પહેલાં મુસલમાન બનીને પછી ઉંચામાં ઉંચી ડીગ્રી મેળવે એમ એક પણ માબાપ ચાહતા નથી. તેનાજ પરીણામે કોમના નવજવાનોના આચાર વીચાર બગડેલા છે. "

અંના જાણે આ વખતે વાઅઝ કહેવાને બેઠી હોય એવી રીતે બોલી રહી હતી અને હું તેના દરેક શબ્દે શબ્દ ઉપર ધ્યાન આપી રહી હતી. મને અત્યાર સુધી અંના આવી વિદ્વાન છે એની ખબર નહોતી. મને અત્યારે તેના વીવેચનથી ઘણો ફાયદો થયો. હું તેના વીવેચનને હજુ સાંભળવા ચાહતી હતી પણ અત્યારે મને બીજીજ લાગણી પજવી રહેલી હોવાથી મેં વાત ફેરવતાં કહ્યું.

"અંના! આપના વિચારો આવા ઉમદા છે તેની મને અત્યાર સુધી ખબર નહોતી. ચાલો આજે બીજી વાતો દરમીયાન તમારી બાહોશીની પણ ખબર પડી ગઈ."

"બેટા! એમાં બાહોશી શાની? મેં તો અનુભવની વાતો કહી છે."

"અત્યારે તમારા જેવી અનુભવી અને બાહોશ અંનાની સરપરસ્તીમાં હું મને પોતાને જોઇને ખુશી થાઉં છું અને પુરેપુરી આશા રાખું છું કે મેં મારા મનમાં જે યોજના ઘડી રાખી છે તેના ઉપર અમલ કરવા માટે તમે તમારા ખરા અંતઃકરણથી મને મદદ કરી મારો સાથ આપશો."

"દીકરી તેં કેવી યોજના ઘડી છે તે તો કહી સંભળાવ."

"તે યોજના સાંભળીને હવે તેમાં વધ ઘટ કે સુધારો વધારો કરવાનું નથી. માત્ર સાંભળીને અમલ કરવાનું છે."

"હા, હા, અમલ કરવાનું પણ સાંભળ્યાં પહેલાં કે પછી?"

"ના, સાંભળ્યા પછી' મેં અંનાને પોતાની પાસે બેસાડતાં કહ્યું. "મેં ઘણાં દીવસના વિચારોના પરિણામે અને આગળ પાછળની દરેક ઉંચ નીચ ઉપર પુરતી નજર નાંખ્યા પછી આ શહેર તજીને લખનઉ જવાનો ઇરાદો કરી લીધો છે."

"શું આ શહેર તજવાનો અને લખનઉ જવાનો ઇરાદો કરી લીધો?"

"હા, કરી લીધો"

"પણ ત્યાં જઈને શું કરશું ?"

"એ ત્યાં પહોંચવા પછી વીચારીશું, જે માલિકે જન્મ પહેલાં પોષણ કરવાનો વાયદો કરેલો છે તેજ માલિક લખનઉ પહોંચવા ઉપર પોષણ કરશે, જેવી રીતે તે માલિક અહિ સંભાળ લે છે તેવી જ રીતે ત્યાં પણ સંભાળ લેશે"

"પણ એક તારા જેવી પરદા નશીન બાળાના ચુપકીથી નહાસવાના બાબમાં લોકો શું કહેશે ? સગા સંબંધીઓ શું વિચારશે ?"

"એના ઉપર મેં પુરતો વિચાર કરી લીધો એટલા માટે તો મેં પહેલાં જ કહ્યું છે કે મેં યોજના ઘડી રાખી છે. માત્ર તેના ઉપર અમલ કરવાનુ બાકી છે."

"એ તો ખરૂં પરંતુ કોઈ પણ કામ કરવા પહેલાં વિચાર કરી લેવું જરૂરી છે. અને એક બીજાની સલાહથી દરેક પગલું ભરવું જોઈએ."

"હવે એમાં વિચારવા જેવું કાંઈ નથી. આપના કહેવા મુજબ અલબત્તાં એક પરદેનશીન બાળાનું પોતાના ઘેરથી નીકળીને અજાણ્યા શહેરમાં છુપી રીતે જવું આપણી રહેણી કરણીને જોતાં તથા દેશમાં પ્રચલીત રસમ રીવાજ ઉપર નજર નાખતાં નામોશી ભર્યું ગણાય પરંતુ પહેલાં તો આપણાં દેશમાં પરદાની જે સખતાઇની સાથે પાબંદી કરવામાં આવે છે તેવી સખતાઈનો હુકમ આપણા પાક મઝહબે આપેલો નથી. અરબસ્તાનમાં સ્ત્રીઓ બુરકો પહેરીને બહાર હરી ફરી શકે છે અને પોતાના દરેક જરૂરી કામકાજ કરે છે. શરીર બુરકામાં ઢંકાએલું હોવાથી બુરકાની અંદર એક જુવાન બાળા છે કે ઘરડી ડોશી છે તેની પુરૂષોને ખબર પડતી નથી, બુરકાની અંદર જુવાન છે કે ઘરડી એ જાણવું જ પુરૂષોના

મનમાં બુરી નિષ્ટા જન્મ પામવાનું મુખ્ય કારણ હોય છે. પણ જ્યારે તે જાણી ન શકે તો તેમના મનમાં એવી ઈચ્છાનો જન્મ થશે જ નહીં. સ્ત્રીઓને પરદામાં રાખવાનું પણ મુખ્ય કારણ એજ છે. આપણાં દેશમાં તો સ્ત્રીઓને કેદમાં ગોંધી રાખે છે. માટે જો જરૂરના સમયે અરબસ્તાનના પરદા ઉપર અમલ કરવામાં આવે તો મારા ધારવા મુજબ પાક મઝહબના ફરમાન વિરૂદ્ધ વર્તન કરેલું નહીં ગણાય. અહીંઆ રહેવાથી જે બુરાઈઓનો જન્મ થવાનો સંભવ રહે છે તેના કરતાં ગમે તેવી બદનામી કે કલંક મળે તે હજાર દરજ્જા વધારે સારૂં છે. મારી માસી તથા ફોઈએ મારા માટે જે બે પરવાઈ વાપરી છે તેને જોતાં તેમની મદદ માંગવી નકામી છે. અને હું એમની પાસે જાઉં તો કહું શું? બસ એટલાજ માટે મેં આગરા મુકવાનો પાકો ઈરાદો કીધો છે. હવે પારકા શહેરમાં જઈને લીબાસ શું ધારણ કરવો એ સવાલ છે તેના માટે મેં વીચાર કર્યો છે કે તમો બુરકો ઓઢીને હજાણીમાં બનીને ચાલો અને મારા માટે મેં બે વાતનો વિચાર કર્યો છે. બુરકો પહેરી તમારો સાથ આપું અથવા મરદાના લીબાસમાં થોડાક વર્ષો ગાળું. મારી વયને જોતાં મને પરદાની જરૂર નથી માટે મેં મરદાના લીબાસમાં જ રહેવાનું પસંદ કર્યું છે, લગભગ બે ત્રણ વરસ સુધી હું મને પોતાને મરદાના લીબાસમાં છુપાવી શકું છું, મેં અત્યાર આગમચ મુસાફરી માટે મરદાના તથા સ્ત્રીના લીબાસોનો બંદોબસ્ત કરી રાખ્યો છે. પંજાબીઓની પેઠે મોટી પાઘડી પહેરવાથી હું મારા વાળોને તથા મોટી ઈજાર અને ઢીલું પહેરણ પહેરવાથી મારા શરીરને સારી પેઠે છુપાવી શકીશ."

આ સાંભળી અંના થોડીવાર સુધી બીલકુલ ચુપકીદીથી બેસી રહી અને ફરી લાંબો વિચાર કર્યા બાદ બોલી:—

"બેટા! તેં જે યોજના ઘડી છે તે કેટલેક અંશે તો મને

વ્યાજબી જણાય છે અને જે થોડી ઘણી શંકા રહે છે તે તારા પ્રત્યેના હેતને જોતાં દુર થઈ જાય છે. માટે હું તારા દરેક બોલવા ઉપર અમલ કરવાને તૈયાર છું. પણ બેટા ! તારી વયને જોતાં આવી દુર અંદેશીની વાતો ભારે અજાયબીમાં નાંખી રહી છે."

"અજાયબીમાં પછી પડજો પણ હાલ તો મુસાફરીની તૈયારી કરવા માંડો."

અંનાને આવી રીતે મારી મદદમાં તઈયાર થએલી જોઈ મારી ખુશીનો પાર રહ્યો નહીં. સાંજ થતાં પહેલાં સફરની તઈયારી કરી રાખી. અંનાએ આગરાના સ્ટેશનથી રવાના થવાનું મુનાસબ ન જાણ્યું તેથી અમે ટુંડલા સુધી પગ રસ્તે પાલખીમાં જવાનું નક્કી કર્યું; અંના પાલખીવાળાને બોલાવી લાવી અને અમે બંને જણાં ખુદાના ભરૂસે રાત થતાંજ પાલખીમાં સવાર થઈ ગયા. હું પંજાબી તાલિબ ઇલ્મ (વિધારથીં) ના લિબાસમાં અને અંના હજાણીના લીબાસમાં હતી. ચાલતા ચાલતાં સવાર થઈ એટલે અમે એક બીજાના લીબાસને જોઈ હસ્યાં તે બાદ અંનાએ મને માથાથી તે પગ સુધી જોઇને કહ્યું.

"બેટા તેં વેષ બદલ્યો અને મારાથી હામી પણ ભરાવી લીધી પરંતુ મારા મનમાં બીક રહે છે. કેમકે એક તો મઝહબની રૂએ સ્ત્રીને પુરૂષના વેષમાં કે સ્ત્રીના વેષમાં બહાર નીકળવું દુરૂસ્ત નથી. બીજું મરદનો લિબાસ પહેરવાથી તારા રૂપની સાદગી વધારે દીપી નીકળી છે તેથી આપણાં દેશમાં ફેલાયલી બદકારીને જોતાં હજુ તું ભયમાંથી મોકળી થઈ નથી. તારો ભેદ અંધારામાં રહે તેમ જણાતું નથી. પણ ખેર હાલ તરત ગમે તેમ નભાવી લઈશું"

"મરદાના લિબાસના માટે તો હું પોતેજ કહી ચુકી છું કે જરૂરતના સમયે દુરૂસ્ત થઈ જાય છે. અગર એક સ્ત્રી પોતાની આબરૂના રક્ષણ માટે મરદાના લિબાસ ધારણ કરે તો કાંઇ હરકત

જેવું નહીં ગણાય. વળી હું પોતે ઉમર લાયક થયેલ નથી. હાલ તરત તો એમજ ચાલવા દો આગળ જતાં જોઈ લઈશું. જેવો સમય તેવો વેશ ધારણ કરીશું.”

આવી રીતે વાતો કરતાં અમે હુંડલે પહોંચ્યા. અને ત્યાંથી રાતની ગાડીમાં કાનપુર જવાને ઉપડયા. કાનપુરમાં પહોંચીને લખનઉની ગાડીમાં બેઠાં. અંના ઘણી વખતે હજ કરવા ગએલી હોવાથી અને આ દેશમાં પણ ઘણી જગ્યાએ મુસાફરી કરેલી હોવાથી અજાણ્યા માણસને રેલવેમાં વેઠવી પડતી હાડમારીઓ મને ઉઠાવવી પડી નહીં. અલબતા અંનાની સાથે રહીને દરેક વાતો ઉપર નજર રાખતી હતી. કેમકે મને એકલી સફર કરતી વખતે કામમાં આવે.

---

## બાબ ૩

---

દીવસના બાર વાગે અમારી ગાડી લખનઉ સ્ટેશને પહોંચી. મુસાફરો ગાડીમાંથી ઉતરવા લાગ્યા. અંના સ્ત્રીઓના ડબ્બામાં બેઠી અને હું પુરૂષોના ડબ્બામાં, એટલે મેં બહાર નીકળીને જોયું તો કેટલીક સ્ત્રીઓના ટોળા વચ્ચે અંના ઉભેલી છે. હું થોડીવાર સુધી અંનાથી દુર ઉભી રહી. અંનાએ તે પછી એક ગાડી ભાડે કરી અને મને બોલાવી એટલે હું ગાડીમાં જઈ બેઠી. અંના જે સ્ત્રીઓની સાથે ડબ્બામાં બેઠી હતી તેમની ગાડીઓ આગળ હતી અને અમારી ગાડી બધાથી પાછળ હતી. લખનઉના સ્ટેશન ઉપર રેલ્વેના ડબ્બામાંથી ઉતરતાંજ મારી સાથે બેઠેલા શેખ રફીઉદ્દીને મને પોતાને ઘેર લઈ જવાની બોહોંસ કરી હતી. પરંતુ મેં લાચારી બતાવી હતી. તેઓ સ્ટેશનની બહાર કોઈની વાટ જોતા હતા.

જ્યારે તેઓએ મને અંનાની સાથે ગાડીમાં બેઠેલો જોયો ત્યારે તેઓ સમજ્યા કે મેં અંનાના સબબે એમને ત્યાં જવાની ના પાડી હશે એટલે તેઓ ગાડીની પાસે આવીને કહેવા લાગ્યાઃ—

" અમ્મા ! સલામ "

" જીવતા રહો, દીકરા ! તમારૂં શું નામ છે ? ક્યાં રહો છો ? ક્યાંથી આવો છો ? અમો પરદેશીને શું કહેવા ચાહો છો ?" અંનાએ એકી વેળાએ સવાલો કર્યા જેના જવાબમાં નીચી નજરોએ શેખ રઝીઉદ્દીન બોલ્યા.

" હું કાનપુરનો રહીશ છું, અહીં મારી દુકાન છે. તેથી કોઈ વખતે કામકાજ જોવાને આવી જાઉં છું, રસ્તામાં તમારા નવાસાની મુલાકાત થઈ. તેમની વાતોથી જણાયું કે આપ અહીં ધંધા રોજગારના માટે આવેલા છો. એમના ચહેરા ઉપરથી જણાય છે કે આપ કોઈ ખાનદાની કુટુંબના વખાના માર્યા દેશ મુકીને આવ્યા છો, માટે મારા ગરીબખાના ઉપર ચાલો જ્યાં સુધી કોઈ સારો ધંધો મળે નહીં ત્યાં સુધી રહેજો. હું પોતે પણ અહીં મુસાફરની પેઠે છું મેં આપના નવાસાને ગાડીમાંજ એ બાબે કહ્યું હતું પણ તેઓએ મારી વાતનો કંઈ જવાબ આપ્યો નહીં."

" દીકરા ! તમારી અમો મુસાફરો ઉપરની આ અનુપમ મહેરબાનીનો ખુદા તમને બદલો આપે ખરેખર દરેક માણસે એક બીજાની આવી જ રીતે કંઈ પણ ગરજ રાખ્યા વિના મદદ કરવી જોઈએ. કોઈ આપણી સામે સવાલ કરવા પામે તે પહેલાં તેને ફાયદો પહોંચાડવાની કોશીશ કરવામાં આવે એ ઘણુંજ ઉત્તમ છે, મને આપની આ મહેરબાનીનો લાભ લેવામાં કાંઈ હરકત નથી કેમકે અમે જે વાતની ઈચ્છા ધરાવીએ છીએ તેજ આપવાની આપ માંગણી કરો છો. પરંતુ હું દીલગીર છું કે મારા ડબ્બામાં અત્રે

વાળા નવાબ યાકુબ સાહેબના ઘરની બાનુઓ બેઠી હતી. રસ્તામાં વાતચીત થતાં તેઓએ મને પોતાના ઘેર લઈ જવાની હામી ભરી દીધી. તેથી દીકરા ! અત્યારે તો હું મારા નવાસાની સાથે એમને ત્યાં જાઉં છું અગર ત્યાં મને ઠીક નહીં પડે તો હું આપને ખબર આપીશ. "

આટલી વાતચીત થયા બાદ રઝીઉદ્દીન વિદાય થયા અને અમારી ગાડી ચાલી, એટલે મેં અંનાથી પુછયું ? "

" હવે શો વિચાર છે ? "

" હાલ તો કાંઈ વિચાર્યું નથી, જે પાક પરવર દિગારે એક મુફીને એબે ઠેકાણાં ઉતરવા માટે તૈયાર કરી આપ્યા તેજ પરવર દિગાર બધી મુસીબતોને દુર કરી દેશે. જેવી રીતે શેખ રઝીઉદ્દીનની સાથે તારી મુલાકાત થતાં તેઓ તારા ઉપર કાંઇ પણ કારણ વિના મહેરબાન થઈ ગયા તેવીજ રીતે મારા ડબામાં બેઠેલી નવાબ યુસુફની બાનુઓ પણ મારા ઉપર મહેરબાન થઇ છે. એટલે હાલ તરત તો એમને ત્યાં જઈએ છીએ. આગળ જે થશે તે જોઈ લઈશું. "

" વારૂં વાતચીત દરમ્યાન મારી વાત નીકળી હતી ? "

" ના " અંના બોલી " હું પોતે જ કહેવાનો ઇરાદો કરતી હતી કે મારી સાથે મારો એક નવાસો અથવા નવાસી છે, પરંતુ ત્યાં નવાસો કહીને પછી તેને નવાસી કેવી રીતે કહી શકતી. અગર તેજ વખતે હું નવાસી કહેતી તો દીકરી જાતને પુરૂષોના ડબામાં કેમ બેસાડી ? આ બધા વિચારોના કારણે તારા વીશે કાંઈ પણ વાત કરી નહીં. હવે આ ગાડીમાં ઘેર પહોંચતાં સુધીનો વખત છે તે દરમ્યાન જે કાંઈ વીચારવું હોય તે વીચારી લો. "

અંના અને હું બંને જણાં વિચારોમાં લીન થયા અને મારા માટે શું કહેવું તેનો વિચાર કરતાજ હતા કે ગાડી થોભી અને

થોડીવારમાં એક મોટા બારણામાં દાખલ થઈ. નવાબનું ઘર આવી પહોંચ્યું અને અમે કોઈ પરિણામે ન પહોંચ્યા તેથી ભારે ચીંતા થઈ પણ અંનાએ ગાડીમાંથી ઉતરતાં મારો હાલ દબાવ્યો અને કહ્યું.

બેટા ચિંતા ન કર. અલ્લાહ તઆલા ઉપર ભરૂસો રાખ કેમકે "ઈન્નલ્લાહ અલા કુલ્લે શયઈન કદીર.

એટલું કહીને અંના ગાડીમાંથી ઉતરી અંદર મહેલમાં ચાલી ગઈ અને હું બહાર મરદાનામાં રહી. મને તે વખતે ચારે બાજુએથી ચીંતાઓએ ઘેરી હતી. મેં વિચાર્યું કે હું પોતાને અંનાનો શું સગો બતાવું ? નોકર કહું કે નવાસો ? જો મેં નોકર કહ્યો અને અંનાએ નવાસો બતાવ્યો તોએ પીડા. પહેલી જ વખતે મારૂં જુઠ ઉઘાડું પડી જતાં અહીંના લોકો મારા માટે કેવા વિચાર કરશે. આ ચિંતાના સબબે હું ભારે વમાસણમાં પડી હતી કે તરત જ મને શેખ સાદી શીરાઝી રહે૦નો આ શેર યાદ આવી ગયો.

**રાસ્તી મુજબે રઝાએ ખુદાસ્ત,**
**કસ ન દીદમ કે ગુમ શુદઅઝ રહે રાસ્ત.**

બસ તેજ વખતે મેં મનમાં નકી કરી રાખ્યું કે જો કોઈ મને પુછશે કે ડોશીથી તમારો શો સંબંધ છે તો હું કહી દઈશ કે તેઓ મારી માના દુદુમા છે. અને મારા ધારવા મુજબ અંનાને પણ જુઠું બોલવાનું કાંઈ કારણ નથી તે પણ જરૂર સાચું બોલશે અને જો કદાચ ધારો કે તેણીએ મસલેહતના સબબે ખોટું કહ્યું તો તેનો બોજો તેના માથા ઉપર છે. સાચું બોલતાં કોઈ વાતનું નુકશાન પણ થઈ જાય તો હરકત નહી. આ વિચાર કરીને મેં નજર ઉપાડી તો એક ખુબસુરત નવજવાન છોકરાને મારી પાસે આવતો જોયો. પંદર સોલ વરસની વય હશે, લીબાસ અને ચહેરા

ઉપરથી તે આ ઘરના માલિકનો છોકરો હશે એમ જણાયું. તેણે મારી પાસે આવતાં જ "અસ્સલામો અલયકુમ" કહ્યું. મેં સલામનો જવાબ ઘણાંજ ધીમા સાદે આપ્યો. એક નવજવાનની સાથે રૂબરૂમાં વાતચીત કરવાનો પહેલો જ પ્રસંગ હોવાથી મને એમ જણાતું હતું કે જાણે અવાજ મારા ગલામાં ફંસાઈ પડશે, અને હું ખુલ્લા દીલથી વાત કરી શકીશ નહિં.

"તમે દેખાવ ઉપરથી તો ગામડીયા જણાતા નથી, ફરી સલામનો જવાબ આપવામાં શરમની વાત કેવી ?" નવજવાનને મારી પાસે આવીને મારા ચહેરાને ટીકતાં કહ્યું–"જ્યારે એક મુસલમાન બીજા મુસલમાનથી મળેતો મઝહબે મુકર્રર કરેલી, "અસ્સલામો અલયકુમ" ની રસમ ખુલ્લા દીલે અદા કરવી જોઈએ "અસ્સલામો અલયકુમ" નો અર્થ તમો પર અલ્લાહની રહેમત થજો." નો થાય છે. એટલે જે માણસ તમોને આવી ઉત્તમ બખશિશના માટે આશીર્વાદ આપે, તેનો બદલો "વઅલય કુમુસ્સલામ" કહીને તમારા તરફથી વાળવો જોઈએ છે, છતાં પણ જો તમે એમાં કંજુસાઇ કરો તો હસ્તા ચહેરે તેણે જે શબ્દો કહ્યા છે, તેજ તમે પણ કહી દો. અત્યારે મને જણાય છે કે તમને મારા સલામથી કાંઈ પણ દુઃખ ઉપજયું નથી."

મને આ નવજવાનની વાતચીત પસંદ આવી, અને જ્યારે તેની વાતચીત ઉપરથી જણાયું કે આ નવજુવાન મઝહબની માહિતી ધરાવનાર છે, ત્યારે મને મારા મનમાં આશા બંધાઈ કે તેના તરફથી કોઈ પણ જાતની બુરાઈ જન્મ પામશે નહિં, એટલે મેં ધરૂજતા સાદે અચકાતાં અચકાતાં જવાબ આપ્યો—

"આપના ફરમાવ્યા મુજબ હું ગામડીઓ નહીં પણ આગ્રા શહેરનો રહીશ છું. હાલમાંજ રેલ્વેની લાંબી મુસાફરી કરીને પારકા

શહેરમાં આવેલો છું તેથી થાક તથા નવા ઉતારાની ચિંતાના સબબે જીવ ઠેકાણે નથી, એટલે જો મેં આપનાસ સવા જવાબમાં માણસાઈનો પુરેપુરો વર્તાવ કર્યો ન હોય તો આપ મને માફ કરજો તે સાથેજ આપ આપના મુબારક નામથી જાણીતા કરશો તો હું ઘણોજ આભારી થઈશ."

"મારૂં નામ યુસુફ છે. અને મારા પિતાનું નામ યાકુબ"

"તો શું આપ મકાનના માલેક નવાબ યાકુબ સાહબના દીકરા છો?"

"જી હા."

"હું આપને જોઈને ઘણોજ ખુશી થયો, આપ મારૂં નામ ઠામ દર્યાફ્ત કરો, તે પહેલાં હું પોતેજ કહેવાની રજા લઉં છું કે મારી અન્ના આપની અંમા સાહિબાની સાથે રેલ્વેમાં સ્ત્રીઓના ડબામાં બેઠેલી હતી. વાતચિત દરમ્યાન એમને અંનાની વાતો પસંદ આવી એટલે તેઓ તેને પોતાની સાથે અહીં લાવ્યા છે. જ્યાં સુધી અંના અંદર જનાનખાનામાં છે, ત્યાં સુધી હું અહીં બહાર ઉભો છું મને આપ પોતાનો સેવક તાબેદાર, દાસ વગર આમંત્રણ કરેલો પરોણો સમજો, અને ચાહે તે નામથી પોકારો. જ્યારે મારા આટલા બધા નામ છે, તો ફરી આપને મારા અસલી નામની જરૂરત રહેશે નહીં"

મારી આ વાતચીતની એટલી બધી અસર થઈ કે તે ત્યાંના રીવાજ પ્રમાણે મારાથી મુઆનેકા (ગલે લાગવાને) કરવા આગળ વધ્યો પણ મેં માત્ર હાથ મેળવીનેજ પતાવી દીધો. મને તેનાથી મુઆનેકા કરતાં ઘણુંજ ખરાબ જણાયું. અંજાણ્યા પુરૂષના શરીરની સાથે પોતાનું શરીર અડકાવવું એક સ્ત્રીના માટે ભારે શરમ ભરેલું છે. બીજું યુસુફનો સુંદર ચહેરો, તેની ભોલી વાતો મારા મન ઉપર

અસર કરી રહી હતી. એટલે મને વિચાર આવ્યો કે કદાચ આ મુઆનેકો મારી ગુમરાહીનો દીબાચો ન બની જાય એટલા માટે મેં હાથ મેળવીને શેક હેન્ડ કરવામાંજ પતાવી દીધું. જો કે એમ કરવાથી યુસુફને ખરાબ જણાયું પણ તે કાંઈ બોલ્યો નહીં. આ કાંઇ સલામ ન હોતું કે તે મને ગામડીઓ બનાવતો. તે પોતે મઝહબી બાબતો જાણતો હોવાથી સારી પેઠે સમજતો હતો કે મુઆનેકો કરતાં હાથ મેળવવો અફઝલ છે અને વગર દાઢી મુછ-વાળા છોકરાથી તો મુઆનેકો કરવો દરેક રીતે જોતાં મકરૂહ છે. યુસુફ મારી સાથે વાતચીત કરીને ઘરની અંદર ચાલ્યો ગયો અને કોણ જાણે ત્યાં શું વાતો થઇ કે તે થોડી વારમાં એક મીઠાઈ ભરેલી થાળી લઈને બહાર આવ્યો. હું તેના આ વિવેકથી લગાર અચકાઇ મેં મનમાં વિચાર્યું કે કદાચ અહીં મારૂં રહેવાનું થયું અને યુસુફની સાથે વધુ છુટથી મેલ મેલાપ રાખ્યો તો મારો ભેદ ખુલ્લો થયા વિના રહેશે નહીં, અને તેવી હાલત થતાં ભારે ખાડામાં પડવું પડશે. યુસુફ મીઠાઈની થાળી અને પાણીનો ગલાસ લઇને બહાર આવ્યો અને મને જબરાઈથી તે મીઠાઈ ખવાડી. હું ના કહેતી જ રહી પણ તે મને ખવાડતો ગયો. તે બાદ આખો દીવસ આમ તેમની વાતોમાં પસાર થઈ ગયો અને રાત પડી એટલે મારી ચીંતામાં વધારો થયો. ખુદાના હઝાર શુકરાના કે ઇશાની નમાઝ પહેલાં મારા કાનમાં આ અવાજ આવ્યો કે મારા માટે જનાનખાનાની દેવડીની મેડી ઉપર સુવાનો બંદોબસ્ત કર્યો છે, મજકુર મેડી ઉપર જવા માટે એક જનાનખાનામાં અને એક બહારમાં સીડી હતી. નોકરે મને ત્યાં પહોંચાડી દીધી અને હજુ દસ ન હોતા વાગ્યા કે અન્ના ત્યાં આવી પહોંચી. અંનાની સાથે ઘણી વાર સુધી વાતો થઈ તે વાતો શું હતી ? ગુજરેલા સમયની યાદ, ભવિષ્ય અને ચાલુ સમયની ચિંતા, એ વિના અમારા જેવા દુઃખી માણસોની પાસે બીજી કઈ વાતો હોય ? વાતો કરતાં

કરતાં થાકના સબબે અમો બંને ઉંઘી ગયા. આખી રાત વિચિત્ર ચીંતા ઉપજાવનાર સ્વપનાઓ જોવામાં પસાર થઈ, નમાઝના વખતે આંખ ઉઘડી અંના અંદર જનાનખાનામાં ગઈ અને હું મેડી ઉપરજ રહી. અંનાએ જનાનખાનામાં અને મેં ત્યાંજ નમાઝ અદા કરી. નમાઝ અદા કરવા પછી સુરજ ઉદય થવાને એક કલાક વીત્યો ત્યાં સુધી કુરઆને મજીદની તીલાવતમાં મશગુલ રહી. નવાબ સાહેબના ઘેરના બધા જોઈ અચંબામાં પડયા. તે વખતે મારી અને યુસુફની વચ્ચે જે વાતચીત થઈ તે અત્રે લખું છું તે ઉપરથી વાચકો નવાબ સાહેબના ઘેરના માણસોના વિચારથી જાણીતા થઈ શકશે.

હું કુરઆને મજીદની તીલાવત કરી રહી હતી કે એટલામાં યુસુફ આંખો ચોળતાં આવ્યો અને મારી પાસે બેસીને વુઝુ કરી સવારની નમાઝ કઝા પઢી તે બાદ ઘરની દાસી નાશતો લાવી, યુસુફ નાશતાને હાથ ન લગાડતાં ચુપચુપ બેસીને કુરઆન સાંભળી રહ્યો હતો. આ જોઈને હું સમજી ગઈ કે તે મારી ઈન્તેજારી કરે છે. તેનું મારી સામે ટીકી ટીકીને જોવું અને ભારે શોખની સાથે કુરઆન સાંભળવું મને સારૂં લાગ્યું નહીં, પારકા પુરૂષની આગળ મેં કદી આવી રીતે બે ધડક બેસીને કુરઆન ભણેલું ન હોવાથી મારા ચહેરા ઉપર શરમના ચીન્હ જણાવા લાગ્યા પણ ફરી મેં મારા મનને સમજાવ્યો કે યુસુફ મને પુરૂષ સમજે છે અને તે સ્ત્રી સમજીને મને જોતો નથી તેથી લગાર શરમ દુર થઈ તો પણ મારા મનમાં ચોર હોવાથી યુસુફનું જોવું સારૂં લાગ્યું નહિં, એટલામાં જનાનખાનાની સીડી પાસે મને કોઈના આવીને ઉભા રહેવાનો સંશય જણાયો, જેથી હું સમજી ગઈ કે, જનાનખાનાની બાનુઓ મારા જેવા પરદેશીને જોઈ, અને તેની વાતો સાંભળીને તેના ચાલ ચલણ કેવા છે, તેનો અંદાજો કરવાને, અને કુરાન સાંભળવાને આવી હશે મેં થોડીવાર સુધી કુર્આનની

તિલાવત જારી રાખી, અને તે પછી યુસુફ મને કહેવા પામે, તે પહેલાં હું નાસ્તો કરવાને તેની સાથે બેસી ગઈ. નાસ્તો કરતી વખત મેં જોયું કે યુસફ મારી સાથે વાત કરવા ચાહે છે, તેથી મેં પણ તેની સાથે વાતચિત કરી, તે કેયા વિચાર ધરાવનારો માણસ છે, તે તપાસવાનું નક્કી કર્યું તેમજ સીડી ઉપર ઉભેલી બાનુઓ, હું કેવી છું તે જાણે એટલા માટે, મેં વાતો કરવા માંડી. વાતોના પ્રસંગમાં યુસુફે મને પુછ્યું.

" આપને મુસાફરીની થાક હતી, અને રાતે મોડા સુતા હતા, છતાં આપ વહેલા કેવી રીતે ઉઠી ગયા ? "

" મને સવારમાં વહેલા ઉઠવાની ટેવ છે, એટલે હું ગમે તેટલો મોડો પથારી ઉપર જાઉં, પરંતુ જે ટેવ પડી છે તેના નિયમમાં ફેર પડશે નહિં. "

" સવારમાં વહેલા ઉઠવાની ટેવ કેવી રીતે પડી ? " આ સવાલથી મને લગાર હસવું આવ્યું એટલે મેં હસતાં હસતાં જ કહ્યું.

" મારી અંમાજાન મઝહબના ઘણાજ પાબંદ હતાં. સવારની નમાઝ સુરજ ઉદય થવા પહેલાં પઢવી જોઈએ. પથારીમાંથી ઉઠયા બાદ જરૂરી વાતોથી પરવારી, હાથ મોઢું ધોવામાં વખત જાય છે, તેથી મારી અંમાનો ઘણાજ વહેલાં ઉઠવાનો નિયમ હતો, જેમ દરેક મઝહબી વિચાર ધરાવનાર માણસોનો અથવા બીજા શબ્દોમાં કહીએ તો દરેક સાચા મુસલમાનનો નિયમ હોવો જોઈએ. દરેક મા બાપ ઉપર પોતાની ઓલાદને મઝહબી બાબતોનું શિક્ષણ આપવાની ફરઝ રહેલી છે. મારી અંમાએ મને નાનપણથી જ મઝહબી વાતોનું શિક્ષણ આપેલું હોવાથી મને પણ મારી અંમાની સાથે વહેલા ઉઠવાની ટેવ પડેલી હતી, અને આ ટેવ હંમેશા સુધી રહેશે, જેવી રીતે આપને સુરજ ઉદય થયાં પછી

ઉઠવાની ટેવ છે, તેવીંજ રીતે મને સુરજ ઉદય થયા પહેલાં ઉઠવાની ટેવ પડેલી છે."

"તો શું આપને સવારમાં વહેલા ઉઠવામાં તકલીફ નથી થતી ?"

"લગારે નહીં, હું આપને પહેલાં જ કહી ચુક્યો છું કે વહેલા ઉઠવાની મને ટેવ પડેલી છે. તેથી કોઈ વખતે અગર હું નિયમ કરતાં મોડો ઉઠું તો તબીયત ઘણીજ સુસ્ત રહે છે."

"વાહ આ તો તદ્દન ઉલટું છે."

"આપને ઉલટું લાગતું હશે." મેં હસતા હસતા કહ્યું "જેવી રીતે આપને વહેલા ઉઠવાથી ઉલટું જણાય છે તેવી જ રીતે મને મોડા ઉઠવા પર અજાયબી થાય છે, હું પોતે વહેલો ઉઠું છું એટલે વહેલા ઉઠવાની હું તરફેણમાં છું તેથી જાણી જોઈને તેને ઉત્તમ સાબિત કરૂં એમ કાંઈ સમજવાનુ નથી. બલકે વહેલા ઉઠવાના બાબમાં હું દાખલા દલીલો તથા સાબીતી ધરાવું છું."

"વળી વહેલા ઉઠવાના બાબમાં તો દાખલા દલીલો અને સાબીતીઓ કેવી ?"

"જુઓ સાંભળો" મેં યુસુફને સવારે વહેલા ઉઠવાના ફાયદાઓની સમજ પાડતાં કહ્યું:—"આપણા મઝહબમાં સવારની નમાઝ અદા કરવાનો વખત સુરજ ઉદય થવા પહેલાંનો રાખેલો છે તેથી વહેલાં ઉઠયા વિના નમાઝ વખતસર અદા થઈ શકતી નથી. આપ પોતે મુસલમાન છો એટલે આ વાતથી તો ઇનકાર કરી શકતા નથી. અલબત્તાં આપના ઈમાનમાં કમજોરી હોય તો તે જુદી વાત છે. પરંતુ એક મુસલમાનના ઘરમાં જન્મ લીધેલો હોવાથી સવારની નમાઝના વખતના મસઅ-

લાનો ઈનકાર કરી શકશોજ નહીં. કદાચ સવારમાં વહેલા ઉઠવાના ફાયદા વિષે વિવાદ થઈ બેસે અને આપ પોતાના વિચારોના લીધે હઠ પકડીને બેસોને કહો કે હું મુસલમાન નથી તો તે જુદી જ વાત છે. પણ હું આપને એક અકલી દલીલથી સમજાવું છું. અલ્લાહ તઆલાએ દીવસ કામકાજ કરવાને અને રાત આરામના માટે બનાવી છે. આ વાતને બધા જણાં સ્વીકારે છે. તેથી જો કોઈ માણસ દીવસે ઉંઘી જાય તો તેની તબીયત સુસ્ત રહે છે અને જો રાતે ઉજાગરો કરે તો તેથી પણ તબીયત ખરાબ થાય છે. આ ઉપરથી સ્વભાવીક રીતે રાતે આરામ કરવાનું અને દીવસે જાગતા રહી કામ ધંધો કરવાનું સાબીત થઈ રહ્યું છે. વળી પાક પરવર દિગારે પણ પોતાના કલામે પાકમાં એને મળતું જ ફરમાવેલું છે કે:—
"રાત આરામના માટે અને દીવસ ધંધા રોજગારના માટે "આ ઉપરથી સમજવું જોઈએ કે રાત પુરી થાય અને સવારનો વખત આવ્યો તો આરામ પણ વિદાય થઈ ગયો."

યુસુફે મારી વાતો તરફ પોતાના કાન અને ચેહેરા તરફ આંખો લગાવી રાખી હતી, તે મારી વાત ઘણાંજ ધ્યાન પુર્વક સાંભળી રહ્યો હતો. તેને આમ ધ્યાન પુર્વક સાંભળતો જોઇ મેં મારી વાતને આગળ લંબાવતાં કહ્યું:—

"ઉપરાંત બધી વાતોને બાજુએ મુકતાં સવારના વહેલાં ઉઠવા માટે આખી દુનીઆના ડાકટરો, હકીમો, વઇદો, વિદવાનો, ફીલસુફો શું કહી રહ્યા છે તે જોવું જોઈએ. આજ સુધી મારી નજરમાં આ લોકોમાંથી એકે પણ સવારમાં વહેલાં ઉઠવાની વિરૂદ્ધ કહ્યું હોય એમ જાણવામાં આવ્યું નથી. તંદુરસ્તીના માટે સવારની તાજી હવાને બધાએ વખાણી છે અને જે લોકો સવારમાં વહેલાં ઉઠતાં નથી તેઓમાં હીમ્મત, દ્રઢતા, ચપળતા, વિગેરે જોવામાં આવતાં નથી. ઇતીહાસના પાનાઓ તપાસશો તો જણાઈ આવશે

કે ફતેહમંદ પ્રજાઓ સવારમાં વહેલાં ઉઠવાની સખતાઈની સાથે પાબંદ હતી. અરબ પ્રજામાં આ ગુણુ હોવાના સબબેજ તે વિજયી નીવડી હતી. અરબ કવીઓનાં કાવ્યો જુઓ ! જ્યાં તે લોકો બહાદુરીનું વર્ણન લખે છે ત્યાં તેઓ સવારનાં વહેલા ઉઠવાના ગુણને પણ વખાણે છે. આપનાજ બાપદાદાની સ્થીતી ઉપર નજર નાંખશો તો જણાઈ આવશે કે હિંદુસ્તાનમાં આવ્યા પહેલાં સવારે વહેલા ઉઠવાની બાબતમાં તેઓ ભારે મગરૂરી ધરાવતા હતા. પણ હવે આપની હાલતને જોતાં જણાય છે કે આપને સવારમાં મોડા ઉઠવા ઉપર મગરૂરી છે અને જેઓ વહેલા ઉઠે છે તેઓને નિરધન સમજવામાં આવે છે."

અહીં સુધી પહોંચીને મેં યુસુફને ચુપચાપ બેઠેલો જોઈ પુછયું:–

"હું અત્યારે જે કાંઈ બોલી રહ્યો છું તે આપને પસંદ પડયું નહીં. આપના ચુપચાપ રહેવાથી હું સમજું છું કે મારી વાત આપને ગળે ઉતરી નથી."

"નહીં એમ નથી."

"અને જો કદાચ ગળે નહિં ઉતરી હોય તો કાલે હું ઉતારી દઈશ."

"એટલે ?"

"તે કાલે કહેવામા આવશે, પણ વારૂ, એ તો કહો કે આપે નમાઝનું શિક્ષણ કોની પાસેથી લીધું છે ?"

"વાહજી, વાહ !" યુસુફ હસતા ચહેરે બોલ્યો "ભોળા ભટાક બનીને આપની વાતો સાંભળી રહ્યો છું, તે પરથી આપ મને બીલકુલ બેવકુફ સમજી બેઠેલા છો. જાણવામાં કાલે મેં

સલામના જવાબનો જે મસઅલો આપને બતાવ્યો હતો, તે ભુલી ગયેલા છો ? મુસલમાન ગમે તેવો દીની બાબતોથી અંજાણ હશે, તો પણ તેનાથી નમાઝના બાબમાં આવી રીતે સવાલ કરવો વ્યાજબી નહિં ગણાય. એમાં લગારે શક નથી કે મારા ઘરમાં દીની બાબતોની ચર્ચા ઘણી જ ઓછી છે, પણ તે ઉપરથી એમ સમજવું ન જોઈએ કે કોઈને નમાઝ પણ પઢતાં નથી આવડતી. અલબત્તાં હું દીની બાબતોનુ કેટલુંક જ્ઞાન ધરાવું છું તે આપ પુછી શકો છો. જો આપ એવા સવાલ કરો તો હું જવાબમાં જણાવીશ કે મારા મોહલ્લામાં એક હાફેઝજી રહે છે, જેઓ મોટા પરહેઝગાર અને નમાઝ રોઝાના પાબંદ છે. મારી સાથે તેમનો સારો સંબંધ છે. હું દીવસનો મોટો ભાગ તેમની સાથે ગુજારૂં છું; અને જુમાની નમાઝ તેમની સાથે જુમા મસ્જીદમાં જઈને અદા કરૂં છું. આ શહેરના નામાંકિત મોલવી અબદુલહઈ સાહેબ જુમાની નમાઝ પછી વાએઝ કરે છે; તેમાં હું દર અઠવાડીએ ભાગ લઉં છું. દિની પુસ્તકોનું શિક્ષણ લેવાનું મારાથી બની શકયું નથી, પણ લગભગ દીનની સઘળી બાતેબાથી હું માહીતગાર છું. મઝહબી બાબતો જાણવા માટે કાંઈ મઝહબી પુસ્તકો જોવા જરૂરી નથી. મોલવી સાહેબ ઘણી વખતે વાઅઝમાં ફરમાવે છે કે હઝરત મોહમ્મદ સલ. ના સમયમાં કેટલાક અસહાબો બિલકુલ લખી વાંચી શકતા નહોતા. પણ હઝરત મોહમ્મદ સલ. ની મુબારક જીભથી, જે કાંઈ સાંભળતા તેને યાદ રાખતા હતા, અને તેના ઉપર અમલ કરતા હતા; તેથી આજકાલના વિદ્વાનો કરતાં તેઓ હઝાર દરજ્જે વધારે સારા હતા, જે માણસ મઝહબી બાબનોનું જ્ઞાન મેળવે, તે આલિમ કહેવાય છે, અને તે જ્ઞાન પ્રમાણે અમલ કરે તો તે હઝારો કિતાબો ભણેલા મુલ્લાંઓ કરતાં સારો છે, પણ મઝહબી બાબતો ધ્યાન પુર્વક સાભળવી, વાંચવી તેના ઉપર લાંબો વિચાર કરવો, અને અમલ કરવો જરૂરી છે. હું મઝહબી બાબતો જાણું છું, પણ તેના ઉપર અમલ

કરવામાં પછાત છું એ કબુલ કરૂં છું. મારા ઘરમાં સવારમાં વહેલા ઉઠવાની ટેવ નથી. બચપણથી આ ટેવ પડેલી હોવાથી, તે છુટી શકતી નથી. મેં આ બાબતમાં મોલવી સાહેબથી પુછયું હતું તો તેઓએ જણાવ્યું હતું કે, "જો તમે ધારશો, તો વહેલા ઉઠી શકશો પણ પહેલાં એવો નિયમ રાખો કે, સવારમાં ઉઠતાં વેંત નમાઝ અદા કરી લો, અને એમ ન સમજો કે વખત ગુજરી ગએલો હોવાથી કોણ પઢે" તેથી હવે હું તેજ વાત પર અમલ કરૂં છું, જો મોડા ઉઠવાની ટેવ દુર થઈ જાય તો ઘણું જ સારૂં"

જે મુસીબતના સબબે મેં મારૂં ઘરબાર તજ્યું હતું, તે હું ભુલવા પામી ન હોતી. દુધનો બળેલો છાશ પણ ફુંકી ફુંકીને પીએ છે. મારી સ્થિતિ એવી હતી કે, હું મારા પોતાના પડછાયાથી નહાસું તેમાં કાંઈ અજબ થવા જેવું નથી, પુરૂષના લીબાસમાં હોવાથી મારા જીવને લગાર નીરાંત હતી પરંતુ ઘણી વખતે અનેક વીચારો આવીને મને બહાવરી બનાવી મુકતા હતા. મને કેટલીક વખતે એવો વિચાર આવતો કે જો મારો પરદો ઉઘડી ગયો અને હું પુરૂષના વેશમાં સ્ત્રી છું એમ જાહેર થઇ ગયું તો આ શહેરમાં મારી આબરૂ બચાવવી મુશ્કેલ થઈ પડશે. મારા દીલમાં ચોર હોવાથી ઘણી વખતે વાતચીતમાં નરજાતી બોલવાના બદલામાં હું મારી ટેવ પ્રમાણે નારી જાતી બોલી જતી તો શરીર કંપી ઉઠતું પણ જ્યારે હું જોતી કે કોઈએ તે ઉપર ધ્યાન આપ્યું નથી ત્યારે મારા મનને નિરાંત વળતી, ટુંકમાં એટલું જ કે નવાબ યાકુબના ઘરમાં મેં એક દીવસ અને એક રાત મહા વેદના વચ્ચે ગુજારી. પહેલીજ મુલાકાતમાં યુસુફે "અસ્સલામો અલયકુમ"ના મસઅલા ઉપર વાતચીત કરતાં પોતાના મઝહબી જ્ઞાન વીષે જે ચર્ચા ચલાવી હતી તેથી આગળ જતાં એનાથી કોઈ જાતની ખરાબી નહી નીવડે એવી ખાત્રી થવા પામી હતી. છતાં તેના ઘરમાં મઝહબી પાબંદીની ચરચા

ન હોવા ના સબબે મને બેચેની પેદા થતી હતી. યુસુફે હાફીઝજીની સંગતમાં પોતાનું રહેવું, વાઅઝમાં જવું એ બધાનું વર્ણન કર્યું તો મને તેના તરફથી કાંઈ પણ બુરાઈ જન્મવા નહિ પામે એવો ભરૂસો પેદા થયો. કેમકે મને નહાનપણથી જે શિક્ષણ આપવામાં આવ્યું હતું તેનો હેતુ એજ હતો કે મઝહબી પાબંદીના માણસ અથવા જે માણસ ખુદાનો ડર રાખે છે તે વગર કારણે કોઈને પણ દુઃખ આપી શકતો નથી. મારે યુસુફ કેવા પ્રકારનો માણસ છે તેજ તપાસવાનું હતું અને તેના વીવેચનથી મને જણાયું કે તે એક મઝહબની પાબંદી ધરાવનારો માણસ છે.

મેં તે આખો દીવસ ખુશીમાં પસાર કર્યો પરંતુ મેડી ઉપરથી નીચે ઉતરી નહીં. યુસુફે બપોરનું તથા રાતનું ખાણું મારી સાથે ખાધું. મારી સાથે હળી મળીને ખુલ્લા દિલે વાત કરવા ચાહતો હતો પણ મેં તેની સાથે વાત કરવાના અખાડા કર્યા અને આખો દીવસ કુરઆને મજીદનો તરજુમો વાંચવામાં પસાર કરી દીધો.

બીજે દીવસે હું નમાઝને વખતે ઉઠી અને હું નમાઝથી પરવારી મેડી ઉપરથી નીચે ઉતરી તો જોયું કે યુસુફ પોતાના ઓરડામાં ભારે ઉંઘમાં પડેલો છે. મેં તેના મોંહઢા ઉપરથી ચાદર દુર કરી તો તેનો ભોલો ચહેરો નજરે પડયો. અત્યારે મારા મનમાં આવ્યું કે રૂમાલ પાણીમાં પલાડીને તેના ચહેરા ઉપર ફેરવું પણ મઝહબી કૈદે મને તેમ કરતાં અટકાવી એટલે મેં રૂમાલને પાણીમાં તર કરીને તેના ચહેરા ઉપર દુરથી મુકી દીધો, તેણે તરતજ આંખો ઉઘાડીને જોયું અને કાંઈ બોલવા ચાહતો જ હતો કે નીંદના સબબે તેણે પાછી આંખો બંધ કરી લીધી. લખનઉવાલા લોકો ઘણાં તકલ્લુફ વાલા હોય છે અને તકલ્લુફ બનાવટની હદ સુધી પહોંચેલું હોય છે એમ મેં સાંભળેલું તથા આ બે ત્રણ દીવસમાં જોએલું હોવાથી મેં યુસુફને જગાડવાની બીજી યુકતી કરી. એટલે

ફરી બીજી વાર રૂમાલ તેનાં ચહેરા ઉપર મુકી દીધા અને જ્યારે તેની ઠંડકથી તેણે આંખો ઉઘાડીને જોયું કે તરતજ તેના અંગરખા ખીંટીમાંથી લઈને તેની આગળ ધર્યો એટલે તે તકલ્લુફની ટેવના સબબે પલંગ ઉપરથી ઉઠીને બેઠો અને અંગરખો મારા હાથમાંથી લઈ લીધો. મારી યુકતી કારગર નીવડેલી જોઈ મેં તેના જોડા સીધા કરીને પલંગ પાસે મુકી દીધા એટલે તે અંગરખાને મુકી મારા હાથમાંથી પગરખા લઈ લેવા માટે આવ્યો, હવે તેની આંખોમાં નીંદ રહી ન હોતી. જો હું આવી રીતે કામ ન લેત તો તેનું ઉંઘમાંથી બેદાર થવું મુશ્કેલ હતું આગલે દિવસે મેં જોયું હતું કે સુરજ ઉદય થઈ જવાના એક કલાક પછી એક નોકરે યુસુફને જગાડવાની કોશીશ કરી અને જયારે તે પંદરવીસ મીનીટ સુધી ત્યાં ઉભો રહી જગાવતો ન રહ્યો ત્યાં સુધી યુસુફે આંખ ઉઘાડી ન હોતી, ટુંકમાં એટલું જ કે યુસુફે તરતજ વઝુ કરીને નમાઝ પઢી. તે મારી સાથે નમાઝ પઢવા ચાહતો હતો પણ હું નમાઝથી પરવારી ચુકી હતી. મને ખાતરી હતી કે તે મારી સાથે નમાઝ પઢવાની ઇચ્છા કરશે કેમકે જમાઅતની સાથે નમાઝ પઢવના સવાબને તે જાણતો હતો પણ મારૂં શરીર તેના શરીરને અડકે તે મને બીલકુલ પસંદ નહોતું. જ્યારે યુસુફ નમાઝ અદા કરી ચુકયો ત્યારે હું તેને સાથે લઇને મેડી ઉપર ગઇ. મેડીની ઓરડીની આગળ એક મોટી અગાસી હતી. ત્યાં અમો બંને જણાં સવારની ઠંડી પવનની લહેકીઓનો આનંદ ભોગવવા લાગ્યા. હજુ આકાશ ઉપર કોઈ કોઈ જગ્યાએ તારાઓ મોજુદ હતા. તેથી તેઓનો ઓછો થતો પ્રકાશ ભારે આનંદ આપી રહ્યો હતો. યુસુફને આવા ખુશનુમા સમયે ભાગ્યેંજ ઉઠવાનો સમય મળેલો હોવાથી તે આવા આનંદી સમયને નિહાળી ખુશી થતો બોલ્યો.

" આહ ! કેવો ખુશનુમા સમય છે. આવો સમય મેં કદી જોયો નહોતો હું ધારૂં છું કે અત્યારે જે બહાર મારા ઝુંપડામાં છે તે ભાગ્યે જ કોઈ મોટા બગીચામાં હશે. "

"તમારા ઝુંપડામાં માત્ર અત્યારે જ આ બહાર હોય એમ નથી બલ્કે તે દરરોજ હોય છે પરંતુ તેનો આનંદ મેળવવા માટે સવારે વહેલું ઉઠવું જરૂરી છે."

"ખરેખર !" યુસુફ આનંદથી મલકાતો બોલ્યો. "રાત દીવસમાં માત્ર આ એકજ એવો વખત છે. આ વખતે જે માણસ સુઈ રહે છે તે ખુદાની બહુ મોહટી બખશીશથી બે નસીબ રહેવા પામે છે. અત્યારે મારૂં શરીર હલકું ફુલ જેવું જણાય છે. ઠંડી પવનની લહેરીઓના સબબે રૂહમાં તાજગી માલુમ પડે છે આ વખતનો પવન તંદુરસ્તી માટે અકસીરની ગરજ સારે તો તેમાં નવાઈ નથી. અત્યાર સુધી હું એમજ સમજતો હતો કે સવારની ઉંઘમાં ઘણીજ લજ્જત મળે છે પરંતુ આજે ખબર પડી કે જાગવામાં તેના કરતાં હજાર દરજ્જા વધારે આનંદ પ્રાપ્ત થાય છે. સવારની પહોરમાં આરંભેલું કામ સીદ્ધ થવુંજ જોઈએ. જ્યારે સવારના સુવાથી આનંદ થાય છે તો તેના જાગવામાં કેટલો બધો આનંદ મળવો જોઈએ. ખરેખર જે લોકો આવા ખુશનુમા સમયને ઉંઘવામાં પસાર કરી દે છે તેઓ મોટા કમનસીબ છે."

"મુસલમાનોના માટે તો ખુદા તઆલાએ સવારની નમાઝ ફરઝ કરેલી હોવાથી તેઓ આવા ખુશનુમા સમયનો લહાવો લઈ શકે છે, પણ તેઓમાં આજકાલ નમાઝની ચર્ચા જોઈએ તેવી ન હોવાથી તેઓ બેનસીબ રહી ખુદાની ઉત્તમ બખશીશનો લાભ મેળવી શકતા નથી."

"હા, એમજ છે. મનેજ જુઓને ? જો કે હું તો નમાઝનો પાબંદ છું છતાં કોઈ દીવસે પણ વખત ઉપર નમાઝ અદા કરી શકયો નથી જેથી આવા ખુશનુમા વખતથી બેનસીબ રહ્યો છું."

"મુસલમાન ગમે તેવો માલદાર કે એશ પસંદ હોય છતાં તે

મુસલમાન છે તો તેના ઉપર સવારનું વ્હેલું ઉઠવું અને નમાઝના વખત ઉપર નમાઝને અદા કરવી ફરઝ છે. હારૂન રશીદ જેવો એશ પરસ્ત શહેનશાહ પણ સવારની નમાઝ તેના વખત ઉપર જ અદા કરતો હતો. બીજા ધર્મ વાળાઓમાં કદાચ મઝહબી ફરઝ અદા કરવાનો સવારનો સમય ન હોવાના સબબે તેઓ આ ખુશનુમા સમયનો લાભ લઈ ન શકે પણ એક મુસલમાનના માટે જેમ જુઠ બોલવું, વ્યભીચાર કરવું, ચોરી કરવી અને એવી જ રીતે બીજી ખરાબ બાબતો મોટો ગુનાહ છે તેમ સવારમાં મોડું ઉઠવું પણ ગુનાહના લગભગ છે. જેવી રીતે ચોરી વ્યભીચાર જુઠ વિગેરે તેની સચ્ચાઈ અને ઇમાનદારીનો નાશ કરે છે તેવી જ રીતે મોડા ઉઠવાથી તેની હીમ્મત અને ચપળતામાં પણ ફેર પડી જાય છે."

અમે આ વાતો કરી રહ્યા જ હતા કે બહાર રસ્તામાં એક હીંદુ ભયરવી રાગણીમાં ભજન ગાતો ગાતો પસાર થયો. યુસુફ આ આ સાંભળતાં જ બેચેન થતાં બોલ્યોઃ—

"અહા કેવું સરસ ગાય છે ? ગલામાં લચક કેવી છે ? એમને ત્યાં ભજન ગાવું પણ એક ઇબાદત છે ચાલતો જાય છે અને ભયરવીની તાનો ઉડાવી ઇબાદત કરી રહ્યો છે. સુઈ રહેવા કરતાં તો આવી રીતે ઉઠીને ગાવું લાખ દરજ્જા વધારે સારૂં છે. અગર ખુદાની તરફ ધ્યાન લગાવીને ગાવામાં આવે તો તે પણ એક ઇબાદત છે. ઇબાદતનું મુળ ખુદાની તરફ ધ્યાન લગાવવાનું છે."

"ખુદા તઆલાએ ઇબાદત કરવાનો જે ઉત્તમ રસ્તો જોયો તેમાં ઇબાદત કરવાનું ફર્ઝ કરી દીધું. જેમકે નમાઝ, નમાઝ અદા કરવામાં જે આનંદ મળે છે તેનાથી માણસ વાકેફ થઈ જાય તો ભયરવીની તાનો કરતાં તેને નમાઝમાં વધુ મઝા મળે છે. પણ ખાસ ધ્યાનની સાથે નમાઝમાંજ લીન થઈ જાય તો. નહીં તો કાંઇ પણ મઝા મળતી નથી. કેટલાકનો તો એવો મત છે કે જો ખાસ ધ્યાન

લગાવીને નમાઝ પઢવામાં ન આવે તો તેની ગણુત્રી નમાઝમાં થતીજ નથી. ખાલી ઉઠવા બેસવાથી શો લાભ ? ઉપરાંત નમાઝ સિવાયના વખતમાં પણ અલ્લાહમાં ધ્યાન લગાવવું અને તેનીજ યાદમાં રહેવું ખાસ ઈસલામની શાન છે. માત્ર હીન્દુઓ તો શું પણ જો કદાચ કોઈ મુસલમાન પણ પોતાના માલેકની યાદમાં ધ્યાન લગાવીને ભજનની તાનો ઉડાવે તે અલ્લાહનું ધ્યાન ન લગાવવા કરતા હજાર દરજ્જા વધારે સારૂં ગણાવું જોઈએ છે."

હું અહીં સુધી પહોંચીને ચુપ થઈ. રસ્તામાં જનાર હીંદુએ એવા દરદ ભર્યાં દિલથી ભયરવીની તાન ઉડાવી હતી કે મારૂં દિલ પણ બેચેન થઇ રહ્યું હતું તેજ વખતે મેં કુરઆને મજીદ ખોલીને એક રૂકુની બિલકુલ અરબી લેહજામાં તીલાવત કરી. મારા અબ્બાએ કુરઆને મજીદના એક સારા કારીને રાખી મને કુરઆને શરીફની તાલીમ અપાવી હતી જેથી મને પોતાને મારા કુરઆન ભણવા ઉપર ભારે ગર્વ હતો. અત્યારે સવારના શાન્ત સમયમાં એવા અસરકારક લેહજામાં મેં કુરઆને મજીદની તીલાવત કરી કે યુસુફ બેતાબ થઇ ગયો, રસ્તામાં જનાર હીંદુના ભજનથી તે બેચેન થઈજ રહ્યો હતો પણ મારા કુરઆન પઢવાથી તો તેની બેચેનીનો પાર રહ્યો નહીં. આવી રીતે યુસુફને બેચેન બનેલો જોઈ મને તેની ભલમનસાઈ અને અહસ્થાઈની ખાત્રી થતી ચાલી કેમકે જેના દીલમાં દરદ હોય છે, જેનું દિલ નરમ હોય છે તે કદી પણ દગાબાજ હોતો નથી. તેથી મને યુસુફના તરફથી જે થોડી ઘણી બુરાઈ જન્મવાની ધાસ્તી હતી તે દુર થઈ ગઈ. મને અત્યાર સુધી યુસુફ એક સારો સુરીલો કંઠ ધરાવનાર અને સંગીત શાસ્ત્ર એટલે ગાયન કળાથી જાણીતો છે તેની ખબરજ ન હોતી. મેં કુરઆનનો રૂકુ પુરો કર્યો એટલે તરતજ તેણે ભયરવીમાં એક તાન લગાવી. યુસુફે એવી સરસ રીતે તાન પલટાની સાથે ગાયન લલકાર્યું કે મને મારા શરીરનું લગારે ભાન રહ્યું નહીં. ઘણી વખત મારા મનમાં આવ્યું કે હું એને જઈને

બાઝી પડું, તે વખતે હું બીલકુલ બેભાન અવસ્થામાં હતી. મારા મગજમાં જે શરીઅતના વિચારો ભરેલા હતા તે એક પછી એક દુર થવા લાગ્યા. પણ મેં તરતજ મારી સ્થીતી પારખી લીધી. નઇતિક શક્તિએ મદદ કરી અને હું ભાનમાં આવી ગઈ. ખરેખર જે લોકો ગાયન કળાને જાદુની ઉપમા આપે છે તેઓ પોતાની માન્યતામાં ખરા છે. સંગીત એક જાદુ છે અને જે માણસ જાતી ઉપરાંત જનાવરોના મન ઉપર પણ અસર કરી શકે છે, ખુદાનો શુકર કે યુસુફે આફતાબના સોનેરી કીરણો અગાસી ઉપર પથરાતાંજ ગાણું બંદ કર્યું. ગાણું બંદ થતાં મને મારી સ્થીતીનું ભાન થયું એટલે મારા પસતાવાનો પાર રહ્યો નહીં. યુસુફ ખુબ સુરત જુવાન હતો. પહેલાંજ દીવસે તેની વાતોએ મારા દિલ ઉપર અસર કરી હતી. અને આ એક બે દીવસની મુલાકાતથી તે અસરમાં વધારો થયો હતો. અત્યારના ગાયને તો જાણે બળતા ઉપર તેલનું કામ કર્યું હતું. જેવી રીતે યુસુફ જુવાન હતો તેવી રીતે હું પણ સમજમાં આવી ચુકી હતી. યુસુફનાં ગાયને મારા મન ઉપર મજબુત અસર કરી અને યુસુફની તરફ મારી લાગણી ઉશકેરાઈ પણ જ્યારે મને મારી સ્થીતીનું ભાન થયું ત્યારે ભારે પસ્તાવો થયો. મે પાક પરવર દીગારની જનાબમાં તવબા કરી અને પાક પરવર દિગારે મને કાંઈ પણ સાહસ કરતાં બચાવી લીધી તે માટે લાખો શુકરાના અદા કર્યા. એક જુવાન પુરૂષની સાથે એકાંતમાં એક જુવાન બાળાનું બેસવું અને હળી મળીને રહેવું કેટલીક વખતે કેવા પરિણામ ઉપર પહોંચાડે છે તે મને મારા અનુભવ ઉપરથી સહેજમાં જણાઈ આવ્યું. જો કે અત્યારે યુસુફ મને પુરૂષ સમજી રહ્યો હતો તેથી તેના તરફથી લગારે છેડ છાડ કરવામાં આવી નહોતી પણ જો તેણે મને પારખી લીધી હોત અને મારા મનમાં રહેલી વાતોની જાણ તેને થઈ હોત તો તેવા સમયે તેના પોતાના વિચારો કેવા પરિણામ ઉપર પહોંચતાં તે

સહેજમાં સમજી શકાય છે. ટુંકમાંએટલુંજ કે મેં આયંદા કોઈપણ પુરૂષની એકાંતમાં મુલાકાત નહીં લેવાનો ઠરાવ કર્યો.

યુસુફ અને હું અગાસી ઉપરથી મેડીમાં આવ્યા એટલે મેં મારા મનને શાન્ત કરવા સારૂ કુરઆને મજીદની તીલાવત શરૂ કરી દીધી. યુસુફ મારી સામે બેસીને સાંભળવા લાગ્યો આ જોઈને હું મોઢેથી પઢવું મુકી માત્ર મનમાં પઢવા લાગી. યુસુફ મારા આમ કરવાથી તે જગ્યાએથી ઉઠીને ચાલ્યા જવાના બદલામાં મારા ચહેરા સામે ટીકીને જોવાથી મને ધભરાટ થવા લાગ્યો, મેં મારા ગભરાટને રોકવાની કોશીશ કરી પણ જ્યારે હું રોકી નહી શકી ત્યારે મેં યુસુફને ત્યાંથી ઉઠી જવાનો ઈશારો કર્યો. તે બીચારો મારા ઈશારાથી ઉઠીતો ગયો પણ તેનું ઉઠવું મને ભારેજ લાચારી વાળું જણાયું તેથી મને પોતાના અવીવેકી પણા ઉપર અફસોસ થયો.

યુસુફના જવા બાદ જે બનાવ બન્યો તે ખાસ સાંભળવા લાયક છે.

અંના મારા માટે નાશ્તો લઈને આવી અને જ્યારે તેણીએ મારા ચહેરા ઉપર ગભરાટના નીશાન જોયા ત્યારે અધીરાઈથી ગભરામણનું કારણ પુછ્યું જેના જવાબમાં મેં આજે વીતેલી બધી હકીકત કહી સંભળાવી અને છેવટમાં જણાવ્યું કેઃ—

" હવે હું પરદામાં રહીશ કેમકે પુરૂષને સ્ત્રીની તરફ અને સ્ત્રીને પુરૂષની તરફ એક કુદરતી રીતે ખેંચાણ છે. અને આ કુદરતી ખેંચાણ ભારે શકિત ધરાવે છે. જેણે લોહચુંબક અને લોખંડ કટકાની ખેંચાણ શકિતને જોઈ છે અથવા જેઓને આ બાબતનો અનુભવ થએલો છે તેઓ સારી પેઠે મારા મતલબને સમજી શકે છે. જે બાળાઓ આજે માની ગોદમાં છે તેઓ કાલે બાર વરસની વયે પહોંચતા પુરી જુવાનીમાં પણ આવી નહિ કે શવહરની સોડમાં જોવામાં આવી છે, અને હમેશાં સુધી ત્યાંજ તેઓ સુખ

દુઃખની જીંદગી ગાળે છે. કુદરતી રીતે આ વયે જે વિચારો જન્મે છે તેમનો તેઓને અનુભવ થઈ શકતો નથી. જો કે મોટી વયે પહોંચતા કુદરતી ખેંચાણ શક્તિમાં ઘટાડો થઈ જાય છે. પણ એક સ્ત્રીના જીવનમાં પંદર વરસથી પચીસ ત્રીસ વરસની વયનો સમય ઘણો જ નાજુક પસાર થાય છે. ખુદાવંદે કરીમ દરેક સ્ત્રી પુરૂષને આ વયની અંદર આવતા પ્રકાર પ્રકારના વિચારોથી બચાવે. હું મારી આ વય દરમીયાન યુસુફની સાથે હળી મળીને રહેવાને બહુજ નુકસાનકારક લેખું છું. એમાં યુસુફનો કાંઈ વાંક નથી તે બીચારો તો મને પોતાના એક નાના ભાઇ સમાન સમજે છે. પણ મારી વય મને બતાવી રહી છે કે મારે યુસુફની સંગતથી બચવું જોઇએ. દરેક વખતે મનની હાલત એક સરખી રહેતી નથી. કોણ જાણે કેવો પ્રસંગ બની જાય અને શુંનું શું થઇ જાય તે વખતે વગર મોતે મરવું પડે. અંના ! દુનિઆનું ગમે તેવું અઘરૂં કામ હું કરી શકું છું. એક મોટી સંખ્યાના લશ્કરની કમાન્ડ આપવામાં આવે તો હું તે કામના માટે ઈનકાર કરૂં નહીં પણ એક નવજુવાનની આંખો સાથે આંખો મેળવવી કે તેની સામે જોવાને કહેવામાં આવે તો તે મારાથી કદી પણ થઇ શકશે નહિં. માત્ર મારાથી જ ન થઈ શકે એમ નથી પરંતુ આ વય એવી જ છે, આ વયમાં જે ન થાય તે ઓછું, માટે મારી વયે પહોંચેલી દરેક બાળાઓએ આ સમયને ભારે સંભાળથી પસાર કરવો જોઈએ. હું એમ કાંઈ નથી કહેતી કે મારી વય વાળી બધી બાળાઓ પોતાના દીલ ઉપર કાબુ ધરાવી શકશે નહી, પણ મોટી સંખ્યામાં નરમ દીલ વાલીઓજ નીકળશે. જે બાળાઓને નાનપણથી મઝહબી કેળવણી આપવામાં આવી છે, અને નીતીનું શિક્ષણ આપેલું છે તેણીઓ ભાગ્યે જ જુવાનીના મદની શિકાર બની શકે છે પણ જે બાળાઓ માત્ર દુનિયાની કેળવણી પામી છે તેઓનું બચવું મુશ્કેલ જણાય છે. ઇસ્લામમાં પડદાનો રીવાજ ઘણોજ ઉત્તમ છે માત્ર પરદાને સબબેજ બાળાઓના

શીયળનો ઘણો બચાવ થઈ શકે છે. વળી જે માંબાપો પોતાની વયે પહોંચેલી બાળાઓનું શિક્ષણ જુવાન શિક્ષકોના હાથમાં મુકે છે, અથવા અભણ સ્ત્રીઓને તેમના રક્ષણનું કામ સોંપે છે તેઓ બહુ મોટી ભુલમાં પડેલા છે. જાણ્યામાં તેઓને આ વયમાં જન્મ પામતા વિચારોની જાણ નથી અથવા તો અનેક જગ્યાઓએ આવી બાબતોના આવેલા પરીણામોથી તેઓ બીલકુલ અજાણ્યા જણાય છે. અંના ! આ બાબત ઘણીજ લંબાણ થતી જાય છે અને તે ઉપર પુરતું વિવેચન કરવા જેટલો વખત નથી. માટે હું તેને ટુંકમાંજ પતાવતાં કહું છું કે મેં ગમે તેમ કરીને મરદાના લીબાસમાં પોતાનું રક્ષણ કર્યું પણ હવે તેમ કરી શકતી નથી. હમણાં એક કલાક પહેલાં મારી કેવી સ્થીતી થઈ હતી તે મારૂં મન સારી પેઠે સમજી શકે છે. અને તેણે સાબેત કરી આપ્યું કે એક સ્ત્રી પુરૂષના વેશને કદી પણ લાંબા સમય સુધી નભાવી શકતી નથી.

"બેટા ચીંતા ન કર, અલ્લાહ ઉપર ધ્યાન રાખ. તેજ મુસીબતોને ટાળનાર છે. અત્યારે તારા જેવી સમજુ દીકરીની જીભથી આવી વાતો સાંભળવાથી મારી ઘભરામણનો પણ પાર રહ્યો નથી."

"મારી વાતો ગેર વ્યાજબી નથી. આજે મારા દિલ ઉપર જે અસર થઈ છે તેજ અસરના પરિણામે આવી વાતો નીકળી રહી છે. માટે અંના ! ઉઠો જાવ અને મને મારા જનાના લુગડા લાવી આપો. મરદાના લિબાસ અલ્લાહ મરદોનેજ મુબારક કરે, એમાં લગારે શક નથી કે એક સ્ત્રીને મરદાના લિબાસ મરદો ના વારથી બચાવી શકે છે પણ આ લુગડાની અંદરવાળું દિલ મારા પોતા ઉપર જે વાર કરે છે તેનો શો ઈલાજ ?"

"મેં તો પહેલાંજ આ વાતના માટે ના કહી હતી પણ તારા મજબુત વિચારોના લીધે કહી શકી ન હોતી."

"ખેર, ગઇ ગુજરી વાતોને યાદ કરવાથી શું ફાયદો? હવે કહો કે શું કરવું જોઇએ? અહીં રહીને સ્ત્રીમાંથી મરદ બનવું મુનાસબ નથી અને પેલા સ્ટેશન ઉપર મળેલા રફીઉદ્દીનને ત્યાં સ્ત્રીના લિબાસમાં જવું એ પણ ઠીક નથી માટે હવે શું કરવું?

"અહીં રહેવું મુનાસબ નથી અને ત્યાં જવું પણ ઠીક નથી એટલે ફરી કરવું શું? મારો પણ એજ સવાલ છે."

"ઠીક ત્યારે ખુદા ઉપર ભરૂસો કરો. આવા મુશ્કેલીના સમયમાંજ તે મદદ કરે છે મેં મરદાના લિબાસથી તવબા કરી અને સ્ત્રીનો લિબાસ પહેરવાને તમો મનાઈ કરો છો એટલે ફરી શું થશે? તેજ માલીકે હકીકી કોઈ ત્રીજે રસ્તે કાઢયા વિના નહિ રહે જુઓ તો ખરા શું થાય છે."

હું આટલું બોલીને ચુપ થઈજ હતી કે તે પાક પરવર દિગાર મારી મુશકેલીનો અંત લાવ્યો. જનાનખાનામાં જવાના બારણા આગળ ખડખડાટ થયો અને તેના બંને દરવાજા ચોપટ ઉઘડી ગયા જેમાંથી યુસુફની માસી હમીદા બેગમ અમો બંને વાતો કરતા હતા ત્યાં આવી પહોંચી અને મને બાઝી પડતા બોલી.

"બહેન! તમને પહેલી વખતે જોયા તે વખતથીજ મને શક હતો પણ કહેવાની હીમ્મત થતી નહોતી."

હમીદા બેગમના બે ધડક અંદર ચાલ્યા આવ્યાથી મને ભારે અચંબો થયો પણ ફરી તેમની વાતચીતથી જણાયું કે તેઓએ મારી અને અંનાની વાતચીત સાંભળી લીધી છે. મને અચંબામાં પડેલી જોઈ હમીદા બેગમ બોલ્યા—

"જો તમારા મનમાં આ વાત આવી હોય કે મેં દરવાજાની

પછવાડે ઉભા રહીને તમારી ખાનગી વાતો સાંભળી છે તો તેને હું દુર કરવા માગું છું."

"નારે તે વાતનો લગારે ખ્યાલ નથી, અગર આપે સાંભળી હોયતો એ શું ? આપ અમારા જેવા પરદેશીઓના સરપરસ્ત અને આશરો આપનારા છો તેથી આપથી છાની રાખવામાં આવે એવી વાતો છે જ નહીં."

અંનાએ કહ્યું એટલે મેં સવાલ કર્યો "શું બેગમ સાહેબે ગુપચુપ વાતો સાંભળી છે એમાં તમને કાંઈ શક છે." મારા આ સવાલના જવાબમાં હમીદા બેગમે કહ્યું.

"હું એમ નથી કહેતી કે મેં તમારી વાતો સાંભળી નથી પણ ખાસ કરીને માત્ર વાતો સાંભળવા માટેજ હું ઉભી રહી હોઉં એમ નથી. કેમકે આવી રીતે ચુપકીદીથી કોઈની ખાનગી વાતો સાંભળવી ઈસ્લામની રૂએ દુરૂસ્ત નથી. અસલમાં વાત એ છે કે હું નહાણીમાં નાહી રહી હતી. ત્યાં તમારી વાતો સાફ સંભળાતી હતી. આ ઓરડા પાસેજ નહાણી છે. તેથી અહીં જે વાત કરવામાં આવે તે ચોખ્ખી રીતે ત્યાં સંભળાય છે. મેં નહાવાનું શરૂ કરતાં જ તમારી વાત મારા કાનમાં પડી હવે હું તમારી વાતોના માટે નહાવાનું મુકીને જઈ શકતી નહોતી તેથી લાચારીએ વાતો સાંભળી લીધી,"

"તો તેમાં થયું શું ?" અંના બોલી "અમો લોકોના સારા નસીબે અલ્લાહ તઆલાએ આપને આ વાતથી વાકેફ કરી દીધા."

આટલી વાતચીત પછી હમીદા બેગમ અંદર જનાનખાનામાં પોતાની બ્હેન તે યુસુફની મા રહીમા બેગમની પાસે અંનાને લઇ ગયા.

જ્યાં અંનાએ મારી બધી હકીકત કહી સંભળાવી. જેમ જેમ અંના વાતો કરતી હતી તેમ તેમ બધાના મન ઉપર ભારે અસર થતી હતી. છેવટે હમીદા બેગમ, રહીમા બેગમ અને બીજા નોકર ચાકરો ચોધાર આંસુએ રડવા લાગ્યા અને બધા મારા હમદર્દ બની ગયા. જ્યારે અન્ના બધી હકીકત કહી રહી ત્યારે રહીમા બેગમ મારા ઓરડામાં આવ્યા તેમની પછવાડે ઘરની બધી બાનુઓ હતી. શરમના સબબે મારો ચહેરો જોવા લાયક થઈ ગયો હતો. શરીર ધરૂજી રહ્યું હતું. અને આંખો ઉંચી થઈ શકતી નહોતી. રહીમા બેગમે પ્યારની સાથે મારો હાથ પકડયો અને મને જનાનખાનામાં લઇ ગયા. અત્યારે જે કાંઈ થઇ રહ્યું હતું તે મારી ઇચ્છા પ્રમાણેજ થયું હતું. છતાં શરમના સબબે મારૂં આખું શરીર પરસેવામાં તરબોળ થઈ ગયું હતું.

મારા અંદર પહોંચતાં હમીદા બેગમની બાળ વિધવા દીકરી રશીદા પણ પોતાની મેડી ઉપરથી નીચે ઉતરી આવી. મા અને દીકરી બંને વિધવા હતા. રશીદાની વય ભાગ્યેજ ચૌદ વરસની હશે તે એક ભલી અને ભોળી બાળા હતી. જ્યારે તેણીએ મને એક બાળા તરીકે જાણી ત્યારે તેની અજાયબીનો પાર રહ્યો નહીં, મને અકળાયલી ગભરાયલી જોઈને તેણીએ બધાની વચમાં મારો હાથ પકડયો અને પોતાની સાથે મેડી ઉપર લઇ ગઇ જ્યાં મેં પુરૂષનો વેશ ઉતારીને મારો સ્ત્રીનો લીબાસ પહેર્યો તે પછી મેં મારો ચહેરો આઇનામાં જોયો અને બીજાઓને હસતાં જોઈ હું પણ હસવા લાગી. પરંતુ મારૂં દીલ અંદરથી રડી રહ્યું હતું. ગુજરેલી મુસીબતોના સબબે તે રડતું પણ આયંદા કેવા કેવા સંકટોમાં ફસાવું પડશે અને કોણ જાણે મારા કરમમાં શું લખેલું હશે તેની યાદે મને અત્યારે બહાવરી બનાવી મુકી હતી છતાં રશીદા જેવી ભલી સાહેલીની સંગતમાં ધીમે ધીમે હું મારૂં દુ:ખ વીસરવા લાગી અને

બે દીવસની અંદર તો રશીદા તથા મારા વચ્ચે સગી બહેનો કરતાં પણ વધારે હેતની ગાંઠ બંધાઇ ગઇ.

જ્યારે મારી અસલીયતની યુસુફને ખબર થઇ ત્યારે તેની અજાયબીનો પાર રહ્યો નહીં. તેણે ઘરની દાસીઓથી પુછયું કે "શું આબેદા ! મારાથી પરદો કરશે ?" તેણીઓએ જવાબમાં જણાવ્યું કે " આ સવાલ તમારે આબિદાથી કરવો જોઇએ " એટલે તે મેડી ઉપર આવવાને વધ્યો પણ જ્યારે બારણા આગળ પહોંચ્યો ત્યારે મેં બારણા બંદ કરી લીધા જેથી બહાર ઉભા રહીને બોલ્યો.

" શું હું આપથી મળી શકું છું ?"

" આ સવાલ મારાથી કરવો વ્યાજબી નથી, મોલવીઓથી જઇને પુછો." મેં જવાબમાં કહ્યું:—" આ શરીઅતનો મસઅલો હોવાથી આપણે એક બીજા આ સવાલનો નીવેડો લાવી શકતા નથી, અગર એક યુવાન સ્ત્રીની પાસે વગર કારણે આવવા જવાની વાતચીત કરવાની એક જુવાન પુરૂષને શરીઅતે છુટ આપી હોય તો વગર અચકાચે ચાલ્યા આવો, નહીં તો ફરી સવાલ કરવાની જરૂરજ નથી, આપ મુસલમાન હોવ તો મુસલમાનોના માટે શરીઅતે જે કાયદા કાનુન બાંધ્યા છે તેની પયરવી કરો. "

" શરીઅત કોઈ કાળે ર ન આપે જ નહીં. "

" તો ફરી આપ આપનો સવાલ પાછો ખેંચીલો. "

" પાછો ખેંચેલોજ સમજોને "

ન તુમ બસ્મેં ન દિલ પેહલુમેં ગેયે હાય કિસકિસકો
મકામે શુક હે દેખેં ખુદા કયા કયા દિખાતા હે

આ શેર પઢતો પઢતો યુસુફ નીચે ઉતરી ગયો.

અત્યારે મને યુસુફનાં વિચારોનો રંગ બીલકુલ બદલેલો જણાતો હતો. તેથી મને ખાત્રી થઈ ગઈ કે તે મને હદથી વધારે ચાહે છે. પણ હું લાચાર હતી. યુસુફ તે દીવસનો ગયો ચોથે દીવસે બહારથી ઘરમાં આવ્યો. તેના ગુમ થવાથી આખા ઘરમાં ભારે ગરબડ મચી રહી હતી અને જયારે તે આવ્યો ત્યારે બીલકુલ ઉતરેલે ચહેરે અને ગુમસુમ બનેલો આવ્યો. ઘરની દાસીઓ તેની સ્થીતીનું વરણુન મારી આગળ કરતી તો મને જણાતું કે હમણાં તે પ્યારની પહેલી સીડી ઉપર છે. આખો દીવસ તે ગુપચુપ અને વગર વાત કરે પસાર કરતો હતો. આવનાર જનારની સાથે બોલવું ચાલવું, બંદ હતું ખાવા પીવાનું ઠેકાણું નહોતું, આવી હકીકત સાંભળીને મારા હોશ ઉડી ગયા. આ વળી નવી આફત માથે આવી પડેલી હોવાથી મારી ચિંતાનો પાર રહ્યો નહી, ભાગ્યમાં શું લખેલું છે અને તે શું શું દેખાડે છે તેનાજ વિચારોએ મારા મન ઉપર કબજો કરી લીધો.

એક દીવસે યુસુફની અંમાની બેહદ તાકીદના લીધે યુસુફ જનાનખાનામાં આવ્યો, મને ઘણી જ બીક લાગી કે રખેને યુસુફ કાંઈ બબડી નાંખે પણ તેની ચુપકીદીએ અમો બંનેની વાત રાખી લીધી. તે દીવસે હું સમજી કે આમાં યુસુફનો કાંઇ વાંક નથી. તે બાપડો જીભથી એક શબ્દ પણ બોલતો નથી અને પોતાના મનમાં કોઇ પણ તરેહની ખરાબ ઇચ્છા રાખતો નથી માત્ર કુદરતી ખેંચાણુના સબબે લાચાર બનેલો છે. અલબત્તાં તે આવી હાલતમાં કોઈ ન કરવા જોગ કામ કરી બેસ્તો કે એવી ઇચ્છા જાહેર કરતો તો તે એક જુદી વાત હતી. અથવા મારે તેનાથી બીક રાખવી જોઈતી હતી. ખરી રીતે જોતાં તેનો લગારે કસુર નથી. અસલમાં પુરેપુરો વાંક મારો જ છે કે મેં બે ચાર દીવસ સુધી તેની સાથે મેલ મેલાપ રાખીને ફરી આમ એકાએક હું પરદામાં બેસી ગઈ.

અથવા એમ કહેવું જોઇએ કે તેના ગળામાં ફાસો નાંખીને હું અલગ જઈને બેઠી.

અત્યારે વાંચકોને હું યુસુફની વધુ હકીકત ન સંભળાવનાં મારી વહાલી સાહેલી રશીદાનું વરણન કરૂં છું,

---

# બાબ ૪

---

રશીદાની વય ભાગ્યેજ ચઉદ વરસની હશે, તે લગભગ મારા જેટલીજ વયની હતી. જુવાનીની બહાર શરૂ થઈ ચુકી હતી, તેનો ચ્હેરો ભોળો અને જોનારને પોતાની તરફ ખેંચનાર હતો. નમ્રતા, લાવણ્યતા, ભલમનસાઈમાં તે પહેલે દરજ્જે હતી. ટુંકમાં તે સદગુણોની દેવી હતી અને એક ખાનદાની કુટુંબની બાળા જેવી હોવી જોઈએ તેવીજ હતી. રશીદા ચૌદ વરસની વયે પહોંચવા પહેલાં લગ્ન અને રંડાપાના સુખ દુ:ખના દીવસો જોઈ ચુકી હતી તેનું લગ્ન તેના મામાના દીકરા નુસરત બેગથી થયું હતું. આ બંનેના વીવાહ બે બે વરસની વયમાંજ થઇ ચુકયા હતા. યુસુફની મા પોતાના યુસુફ જોડે રશીદાનું લગ્ન કરવા ચાહતી હતી પણ પોતાના ભાઈના દીકરાની વાત બંધ બેસતાં તેણીએ વચમાં કુદી પડવાનું યોગ્ય ન ધાર્યું. યુસુફની મા રહીમા બેગમને એક ભાઇ અહેમદબેગ અને એક બહેન હમીદા બેગમ હતી. બંને બહેનો અને ભાઈમાં ભારે હેત હતો. બધામાં રહીમા બેગમ પઈસાવાળી અને અમીરોની ગણત્રીમાં ગણાતી હતી. તેથી પોતાની વિધવા બહેન હમીદા બેગમને પોતાની સાથેજ રાખતી હતી. હમીદા બેગમ અને રહીમા બેગમ

બંનેની ઈચ્છા રશીદાનું લગ્ન યુસુફની સાથે કરવાની હતી અને જો એમ થતું તો બંને ભારે આનંદની જીંદગીની ગુજારતાં પરંતુ એહમદબેગે પોતાના દીકરાની સાથે લગ્ન કરવાની વાત કરેલી હોવાથી આ બંને બહેનોએ પોતાના એકના એક ગરીબ ભાઈનું માન રાખવા માટે ઈન્કાર કર્યો નહીં, જે વખતે રશીદા પોતાની માના પેટમાં હતી ત્યારે જ જો દીકરી અવતરે તો તેના વીવાહની વાત એહમદબેગે નક્કી કરી લીધી હતી. જાણે રશીદાની કીસ્મત જન્મ પહેલાંજ તેના બુઝુર્ગોએ નક્કી કરી રાખી હતી. આ રીવાજ કેટલો બધો ખરાબ અને નુકશાન કર્તા છે તે દરેક સમજુ માણસ સારી પેઠે સમજી શકે છે. કેટલાક કુટુંબોમાં હજુ પણ આવી રીતે લગ્નની વાતચીત નક્કી કરવાના રીવાજ છે. અત્યારે મને આ નુકસાનકારક રીવાજના સંબંધમાં વધુ વિવેચન કરવાનું ન હોવાથી હું મારી વાતને આગળ લંબાઉં છું.

રશીદાના લગ્ન અને રંડાપાની ટુંક હકીકત એવી રીતે છે કે રશીદા અગીયાર વરસની થઈ ત્યારે તેના લગન નુસરત બેગથી કરવામાં આવ્યા. નુસરત બેગને લગનની પહેલાંથી જ ખહીનો જીવ લેણ રોગ લાગુ પડી ચુકયો હતો પણ લગ્નનો લહાવો લેવાની હોંશમાં છોકરાવાલાઓએ કાંઈ ખ્યાલ ન કર્યો તો છોકરીવાલાની તરફથી પણ તે બુરા રોગ વિષે કાંઈ વિચાર કરવામાં આવ્યો નહીં. નાનપણથી રશીદા અને યુસુફમાં ભારે મોહબ્બત હતી તેથી આગળ જતાં તે પ્યારનું રૂપ ન પકડે અને તેથી આગળ ઉપર લગ્નમાં વાંધો ઉઠે અને વાંધો ઉઠતાં પોતાના ગરીબ ભાઈ એહમદ-બેગને દુખ પહોંચે એવા નકામા વીચારે રશીદાને ધગધગતા ખાડામાં હોમી દીધી, ટુંકમાં એટલુંજ કે રશીદાનું લગ્ન થયું અને લગ્નના છ મહીના પછી નુસરત બેગ ખહીના બુરા રોગનો ભોગ બની આ ફાની જહાનથી કુચ કરી ગયો અને રશીદાને બાળ વયમાંજ વિધવા બનાવી ગયો.

લખનવમાં હું જુન મહીનામાં આવી હતી પુરો એક મહીનો વીતતાં બધા ઘરવાળાથી હું હળી મળી ગઈ હતી અને જાણે તેમના કુટુંબનીજ ન હોઉં એમ જણાતું હતું. રશીદા અને મારા વચ્ચે સગી બહેનો કરતાં વધારે હેતની ગાંઠ બંધાઈ હતી અને રાત દીવસમાં એક પળના માટે પણ અમે એક બીજાથી જુદાં થતાં નહોતાં.

એક દીવસે સારી પેઠે વરસાદ પડયો. સવારથી શરૂ થયો તો બીજા દીવસે બપોર સુધી પડતો રહ્યો, જાણે આસમાનમાં કાણા થઈ ગયા હતા કે થમવાનું નામજ લેતો નહોતો. રાત અંધારી ઘોર અને ગાજવીજના સબબે ભારે ભયંકર બની હતી. રાતનું ખાણું ખાઈને હું મેડી પર આવી. રશીદા પણ મારી સાથેજ હતી. ઠંડી પવનની લહેકીઓ આવી રહેલી હોવાથી હું તો મારા પલંગ ઉપર પડતાંજ નિંદરાવશ થઈ ગઇ, આશરે સાડા અગીઆર બાર વાગે કોઈના પોકારવાનો અવાજ આવવાથી જાગીને જોઉં છું તો રશીદા દીવાસલીથી દીવો સળગાવી રહી છે. વરસાદના દીવસો હોવાથી સાંપ વીંછીના સબબે રશીદા દીવો સળગાવતી હશે એમ સમજી ગાભરી બનીને હું મારા પલંગ ઉપર ઉઠીને બેઠી, વળી રશીદાનો અવાજ પણ તદન બદલાયલો હતો અને તેનું શરીર ધ્રુજી રહ્યું હતું, આ જોઇને મેં પુછયું.

"કેમ બેન શું છે ?"

મને ગાભરી જોવાથી હસ્તે ચહરે પોતાના મનની ચીંતાને દુર કરતાં રશીદા બોલી "કાંઈ નહીં જીવ ગભરાય છે, ઉંઘ આવતી નથી એટલે ઉઠી છું. અંધારૂ હોવાથી દીવો સળગાવ્યો અને તમે જાગતા હશો એમ જાણીને તમને કાચી ઉંઘમાંથી ઉઠાવ્યા. હું તો મુસીબતના માટે જ પેદા થઈ છું તેથી આખી રાત

જાગવામાં અને આખો દીવસ વિચાર કરવામાં પસાર કરી દઇશ. પરંતુ મારી સાથે તમને દુખી કરવાનો મને કાંઇ હક નથી."

"એ તો હું સમજી પણ શું કોઇ ખરાબ સ્વપનું જોયું કે આવી વાતો કરો છો. બેન આવો મારી સાથે મારા પલંગ ઉપરજ સુઇ રહો. તમોને એકલાં સુઇ રહેતાં ધભરામણ થતી હશે."

"ધભરામણ અને અકલામણ તો અંત સુધી છે તમે તેને કેવી રીતે દુર કરી શકશો ? બ્હેન આજે મારા મનની હાલત અજબ જેવી થઇ રહી છે. બીકના સબબે દિલ ધ્રુજી રહ્યું છે અને મારો પલંગ તો મને ખાવાને ધાઇ રહ્યો છે."

"એટલા માટેજ હું કહું છું કે મારી પાસે આવીને સુઇ રહો. જુઓ કેવી અંધારી ઘોર રાત છે."

"રાત તો શું મને તો દીવસે પણ અંધારૂ ઘોર જણાય છે. અત્યારે મને એટલી બધી બીક લાગી કે હું મને પોતાને સંભાળી શકી નહી"

રશીદાની મુંઝવણ અને અકળામણને હું અત્યારે સારી પેઠે સમજી ચુકી હતી પણ જાણી જોઇને પુછવા લાગી કે 'બીક, શાની બીક ? શું તમે ભુત પલીદને માનો છો કે બીક લાગી ?"

આ સાંભળી રશીદા હસી પડી અને શરમાતાં શરમાતાં મારા પલંગ પાસે આવી ગલે બાઝી પડી, અમે બંને જણાં એક બીજાને ભારે હેત સાથે મનના ઉભરા સંભળાવવાને તઇયાર હતા પણ દસ મીનીટ સુધી એવી ચુપકીદી પથરાઇ કે વાત કરવાનું એકને પણ ભાન રહ્યું નહીં છેવટે રશીદા બોલીઃ—

"બહેન કાંઈ વાતો કરો, જીવ બહુજ ગભરાય છે."

"હા જીવ તો મારો પણ ગભરાય છે, ખાસ કરીને વરસાદની મોસમમાં એવું જ થાય છે, જીવની ધભરામણ વધી પડે છે."

" તમારા જીવની ખભરામણુ માત્ર થોડીજ વારની હશે પણુ બહેન ! મારા જીવની સ્થિતી તદ્દન જુદાજ પ્રકારની છે. જાણે ખભરામણુ અને અકલામણુ મારા જન્મની સાથેજ મારા માટે જન્મી ન હોય ? "

" બહેન આ બાબમાં હું ઘણી વખતે વાતચીત કરવા ચાહતી હતી પણુ તે વીષે સમય મલ્યો નહીં, ભોગજોગે આજનો સમય સારો છે, કોઈના આવવા જવાથી વાતમાં ભંગાણુ પડે તેવું પણુ નથી માટે હરકત ન હોયતો તમારી હકીકત સંભળાવો. "

" કયા બાબમાં તમે હકીકત કહેવાનું કહો છો ?" રશીદા જાણી બુઝીને અંજાણુ બનતાં બોલી એટલે મેં કહ્યું,

" મેં સાંભળ્યું છે કે તમે વિધવા છો, તમારી આ વય અને રંડાપાનું સાંભળી મને ભારે દીલગીરી થઈ રહી છે અને મને તમારી સાથે હેત છે તેના સબબે તમારી હકીક્ત સાંભળવાને મન ચાહે છે. બીજાના મોહડે સાંભળવા ચાહતી ન હોવાથી મેં આજ સુધી આ બાબમાં કોઈની સાથે વાતચીત કરી નથી. તમારા પોતાના મુખે સાંભળવા ચાહું છું અને તે પણ માત્ર કહાણી નહીં બલકે આ અણુધારી આફતથી તમારા મન ઉપર કેવી અસર થઈ છે તે જાણુવા માંગું છું.

આ સાંભળી રશીદા ભારે વિચારમાં પડીને ચુપ થઇ ગઈ અને ઘણીવાર સુધી નીચી નજરો એ ચુપકીદી ધારણુ કરીને બેઠી જ્યારે તેને બીજી વખતે કહ્યું ત્યારે તે બોલી.

" બહેન ! મારી દુઃખ ભરી હકીકત સાંભળી તમારી ઉંઘ ઉડી જશે. મને સંભળાવવામાં કાંઈ હરકત નથી પણુ તમને ભારે દુઃખ ઉપજશે. "

આટલું કહ્યા બાદ રશીદાએ પોતાની હકીકત સંભળાવતાં જણાવ્યું.

" મારી માની સગી બહેન યુસુફની મા અને એકના એક સગા ભાઈ એહમદ બેગ છે. પહેલા તેમની સ્થિતી ઘણીજ સારી હતી. પણ ગદર ( સન ૧૮૫૭ ના બળવા ) પછી તે પડતીમાં આવી પડી. તે વખતે મારા પીતા અંગ્રેજી પલટણમાં કોમીસેરીયટ ખાતાના કંટરાકટર હતા, દર વરસે હઝારો રૂપીઆની આવક હતી પણ પોતે ઘણાજ ઉદાર તથા ખરચાળુ હોવાથી પાછળ એક પાઈ પણ રાખીને ગયા નહીં. જ્યાં સુધી તેઓ જીવતા રહ્યા ત્યાં સુધી મારા મામાનો બધો ખરચો એમના માથે રહ્યો, પણ તેમના ગુજરતા પછી આખા કુટુંબમાં યુસુફની મા સીવાય બીજું કોઈ પૈસા ટકાના સંબંધમાં સારી સ્થીતી ધરાવતું ન હોવાથી આખા કુટુંબનું ભરણ પોષણ એમના માથે આવી પડયું, હું અને મારી મા તો મારા પીતાના મરણ પછી એમની સાથેજ આવીને રહ્યા અને મારા મામા પોતાના ઘરમાં રહેતા હતા છતાં બધી જાતનું ખરચ યુસુફની માની તરફથી આપવામાં આવતું હતું, નાનપણથી જ હું મારી માસીના ઘેર આવેલી હોવાથી એકના એક દીકરા યુસુફ અને મારી વચ્ચે ભારે હેત બંધાયો અને જેમ જેમ દીવસો વીતતા ગયા તેમ તેમ તે હેતમાં વધારો થતો ગયો. મારા મામાના પેટે ત્રણ બચ્ચાં થયા પણ તે બધા નાનપણમાંજ ગુજરી ગયા, પરંતુ નુસરત બેગ નામનો એક દીકરો મોટી ઉમરનો થયો. તે અમારી સાથે રહેતો હતો, કોણ જાણે મારી અંમા માસી તથા મામા વચ્ચે મારા જન્મની વખતે જ શું વાતચીત થઈ હતી કે મારા લગ્ન નુસરત બેગની સાથે કરયા, તે બીચારો જન્મનો રોગી હતો અને તેર ચઉદ વરસની વયે ખહીના બુરા રોગમાં સપડાઈ ગયો. મારા અને યુસુફના વચ્ચે નહાનપણથી હેતની ગાંઠ બંધાએલી જોઈ ઉપર વાલા લોકોને ચીંતા પેઠી અને તેઓ સમજ્યા કે જો આ હેત વધતો

ગયો તો આબિદા ઉપર સારૂં પરીણામ નહીં આવે તેથી એકદમ મારા લગ્ન નક્કી કરી નાંખ્યા,

બીચારો નુસરતબેગ મરણ પથારીએ પડ્યો હતો. અને તેના તથા મારાં વડીલાને લગ્નનો લહાવો લેવાનો જીવડો ચવડી આવ્યો. યુસુફની મા યુસુફના લગ્ન મારી સાથે થાય એવું ખરા દીલથી ચાહતાં હતાં પણ ગરીબ ભાઈનું દિલ તોડવા ચાહતાં ન હોવાથી ચુપ થઈ ગયા. ઝટ પટ મારાં લગ્ન થયા અને હું સાસરે ગઈ અને માત્ર છ મહીનાની અંદરજ નુસરત બેગનું મરણ થવાથી આખી જીંદગીના માટે રંડાપો લઈને પાછી આવી."

આ દરદ ભરી કહાણી જો કે હું બીજાઓના મુખે સાંભળી ચુકી હતી પણ અત્યારે રશીદાના મુખે સાંભળી મારા મન ઉપર ભારે અસર થઈ. જ્યારે રશીદાને પોતાના ખાવીંદ નુસરતબેગનું નામ લેતાં સાંભળી ત્યારે મેં અજાયબીથી પુછ્યું—

"બહેન ! નુસરતબેગ તમારા ખાવીંદ હતા છતાં તેમનું નામ કેમ લ્યો છો ?"

"શું ખાવીંદનું નામ લેવાની શરીઅતમાં મનાઇ છે ?"

"શરીઅતમાં તો મનાઈ નથી પણ આપણા દેશમાં એવો રીવાજ પડેલો છે કે સ્ત્રી પોતાના ખાવીંદનું અને ખાવીંદ પોતાની સ્ત્રીનું નામ લઈ શકતા નથી,"

"ધુળમાં મળો એવો રીવાજ અને પથર પડો એવા રીવાજને માનનારાઓની અકલ પર. આ નકામા અને નુકસાનકારક રીવાજના સબબેજ મારા જેવી સગીર વયની છોકરીના લગ્ન નુસરત બેગ જેવા સગીર છોકરાની સાથે વગર જરૂરતે કરી નાંખ્યા અને હું ખાવીંદનું મોહડું પણ જોવા પામી નહીં અને વિધવા બની ગઈ અને હવે

એ રીવાજના પ્રતાપેજ હું આખી જીંદગી સુધી સોહાગણ બની શકતી નથી. કોણ જાણે ક્યા ગુનાહના સબબે આ લોકોએ મને માણસ જાતીમાંથી બાતલ કરી દીધી શું આ રીવાજ સારો છે ? "

" વારૂ બહેન કહેજો કે યુસુફ તમને ચાહતા હતા. ?"

" જુઓ બહેન હું મારી કરમની કહાણી સંભળાવી રહી છું અને તમે મશકરી કરો છો "

" બહેન હું તમારી મશકરી માટે પુછતી નથી પણ ગંભીર પણે પુછું છું. "

" ત્યારે સાંભળો કે યુસુફ મને ખરા દીલથી ચાહતો હતો અને એ કારણથી જ મારૂ લગ્ન જલદી કરી નાંખવામાં આવ્યું. "

" એટલે ? "

" લોકો અમો બંનેના પ્યારને જાણી ચુકયા હતા તેથી કદાચ મોટી ઉંમરે પહોંચતાં આ પ્યાર મજબુત રૂપ ધારણ કરે તો ફરી નુસરત બેગની સાથે લગ્ન થવામાં ઢીલ પડી જાય આ સબબે મને નાનપણમાંજ એક મડદાને સોંપી દેવામાં આવી. "

" વારૂ જેવી રીતે યુસુફ તમને પ્યાર કરતો હતો તેવી રીતે તમે પણ તેને પ્યાર કરતાં હતાં ? "

" જુઓ તમે ફરી રમુજ કરવા માંડી ? "

" નહીં રે બહેન રમુજ નથી બલકે હું પહેલાં કહી ચુકી છું તેમ ખરા દીલથી પુછું છું. "

" જુઓ તમે તો વાળની ખાળ કાઢવા બેઠાં છો. યુસુફ મારો સગો ભાઈ તો છેજ નહીં, માસીનો દીકરો છે, અમે બંને લાંબા સમય સુધી એક બીજા સાથે રહ્યાં છીએ તેથી તે મને ચાહે છે અને જ્યારે તે મને ચાહે છે ત્યારે શું હું તેનાથી દુશમની રાખું ?"

"હું એમ નથી પુછતી કે તમે તેની સાથે દુશમની રાખો છો કે નહીં બલકે તમે તેને પ્યાર કરો છો કે નહીં. એ પુછવા માગું છું."

"હા, ચાહું છું ફરી કાંઈ કહેવું છે."

"એટલે શું ચાહો છો ?"

"આજે તમને શું થઈ ગયું છે ?"

"કાંઈ પણ થયું નથી બસ હું પુછું છું તેનો જવાબ આપો."

"ઠીક ત્યારે તમારા શબ્દોમાં કહું તો હું યુસુફને પ્યાર કરતી હતી."

"તમારા શબ્દોમાં કહેવાનું કાંઈ કારણ ?"

"કારણ એટલુંજ કે યુસુફના ચહેરા ઉપર તમને જે મોહ છે તેવોજ મોહ મને પણ છે."

"મને મોહ શા માટે હોય ?"

"જુઓ તમે આમ કહેશો તો ફરી હું સાફ કહી દઈશ કે હું યુસુફને જાણતી પણ નથી."

"બહેન ! યુસુફ જેવા ભલા જુવાનના મન હરણ ચહેરા પ્રત્યે કોને મોહ ન હોય ? મને તે મનહરણ લાગે છે. પરંતુ તેની સાથેજ તે મારી સામે આવે એ હું ચાહતી નથી."

"બસ મારા મનની સ્થીતી પણ તમારા જેવી જ છે."

"તેનું કારણ એજ છે કે આપણે બંનેનો ચહેરો ઘણોજ મળતો છે. કાલે મોટા આયનામાં આપણે બંને ઉભા હતા ત્યારે મેં તમારો અને મારો ચહેરો જોયો તો બંનેમાં ઘણુંજ મળતાપણું જણાયું હતું."

"તમને તો કાલે જણાયું પણ અહીં મારા ઘરમાં તો આપણાં બંનેના ચહેરા મલતા હોવાની ચરચા તેજ દીવસે ચાલી હતી કે જ્યારે પહેલ વહેલા તમે આ ઘરમાં મરદાના લિબાસમાં આવ્યા હતા."

"ઓહો, ત્યારે હવે મને સમજ પડી કે મારા અને તમારા ચહેરામાં મળતાપણું હોવાથી યુસુફ મારી સાથે મોહોબ્બત કરતો હતો."

"હા એમજ હતું."

"ઠીક ત્યારે આગળ ચલાવો."

"હું જ્યારે મારા સાસરેથી વિધવા બનીને પાછી આવી ત્યારે મેં યુસુફથી પરદો કર્યો. યુસુફને મારા વિધવા થવાથી ભારે દુઃખ ઉપજ્યું. એક વરસ થયાં હું અહીં છું પણ યુસુફે આ એક વરસની મુદ્દતમાં કોઈ પણ જાતની ખુશાલી જાહેર કરી નથી. તે આખો દીવસ દીલગીરીમાં પસાર કરે છે અને હવે જનાનખાનામાં પણ દસમે પંદરમે દીવસે આવે છે, હમણા તમારા આવવાથી યુસુફના ચહેરા ઉપરથી લગાર દીલગીરી ઓછી થઈ હતી તેથી બધા ઘેર-વાલાં તમારા આવવાને યુસુફના માટે સુખ આપનાર સમજ્યાં છે. અને જ્યારથી તમે મરદાના લિબાસ ઉતારી સ્ત્રી તરીકે જાહેર થયાં છો ત્યારથી બધા ઘરવાલાના મનમાં જુદાજ વિચાર બંધાયા છે. મારી માશી તમારી સાથે યુસુફના લગ્ન કરવા ચાહે છે અને તે પણ રાજી જણાયો છે."

"એના રાજી હોવામાં પણ કોઈ શક હતો ?"

"શક તો નહોતો, પરંતુ તેની મરજી પુછવી જરૂરી હતી."

"ફરી તેણે શું જવાબ આપ્યો ?"

"ઓહો, હવે તમને પણ આ વાતોમાં રસ પડવા લાગ્યો." રશીદાએ ટકોર કરતાં કહ્યું જેનો મેં જવાબ આપતાં મશ્કરી કરી.

"વારૂ તમે એમજ સમજો, પણ રખેને શરમના સબબે તમારો સાદ ભારે ન થઈ જાય,"

"હા, કેમ ન થાય ? તમે મારી શોક બનવાનાં છોને ?"

" ખુદા ન કરે "

" કેમ કાંઈ ખોટું છે ? "

" ખોટું તો કાંઈ નથી, પણ મારો વિવાહ મારી ફોઈના દીકરાથી થઈ ચુક્યો છે, તે હાલમાં બેરીસ્ટરની પરિક્ષા આપવા વિલાયત ગયો છે. જોઈએ ત્યાંથી આવ્યા બાદ તેના કેવા વિચારો રહે છે. "

" ત્યારે શું તમારી અંનાની પાસે તમારાં લગ્નની માંગણી કરવામાં આવશે તો તે ઈનકાર કરશે ? "

" બેશક ઈનકાર કરશે, મારો વિવાહ થઈ ચુકયો છે અને જો ન થયો હોત તોએ બીજા ખાનદાનમાં લગ્ન થાય તે કદી પસંદ કરે નહી. આ મારી કમનસીબીનો પ્રતાપ છે કે જ્યાં જાઉં છું ત્યાં નવી આફતમાં ફસાઈ પડું છું. કોણ જાણે આગળ ઉપર મારી કીસમતમાં શું લખેલું છે. અહીં પણ મારા ચાહનારા નીકળી આવ્યા. "

" સારૂં થયું કે તમારી સાથે સાતચીત થઈ ગઈ, નહીં તો મારાં માસી તમારી અંનાથી વાત કરવાને તઈયાર થઈ ગયા હતા. પણ મારી અંમાએ તેમને તમારો વિચાર જાણી લેવાની સુચના કરી હતી. "

" બહેન ! તમે તમારી અંમા તથા માસીને મારા વિચારોથી જાણીતા કરી દેજો. "

" પણ બહેન તમોએ આ શા ઉપરથી કહ્યું કે અહીં પણ મારાં ચાહનારા નીકળી આવ્યા. "

" બહેન ! તમારાથી કોઈ વાતનો પરદો રાખ્યો નથી અને તમને સગી બહેન કરતાં વધારે સમજ્યાં છે તેથી હું મારી હકીકત કહું છું તે ઉપરથી તમે સમજી લેશો કે હું કેટલે દરજ્જે કમનસીબ છું. "

આટલું બોલીને મેં મારી બધી હકીકત કહી સંભળાવી. એટલે રશીદા બોલી.

"બહેન, ખરેખર તમારૂં વૃતાંત અને કહાણી ભારે દીલગીર કરનારી છે. આટલી નાની વયમાં કોઈ પણ ખાનદાની કુટુંબની બાળાને દુઃખના સાગરમાં પડવું પડયું હોય તો તે તમેજ છો."

તે બાદ અરધો કલાક ભારે ચુપકીદીમાં પસાર થઈ ગયો અને જોત જોતામાં સવારની નમાઝની અઝાનનો સાદ સંભળાયો. જેથી અમો બંનેએ વઝુ કરીને નમાઝ અદા કરી, નમાઝ અદા કરવા બાદ મેં અને રશીદાએ ભારે દર્દ ભરેલા સાદમાં મુનાજાત ભણી. રશીદાનો સાદ મારા સાદ કરતાં કાંઇ ઉતરે તેવો નહોતો. મુનાજાત ભણવા પછી કુરઆને મજીદની તીલાવત કરવામાં બંને જણા સાત વાગ્યા સુધી મશગુલ રહ્યાં. એટલે ઘરના બધા નાના મોટા જાગ્યા. આખો દીવસ એવીજ રીતે પસાર થઈ ગયો. રશીદાની સાથે એકાંતમાં મળી વાતો કરવા માટે હું તલપી રહેલી હોવાથી દીવસ જલદીથી પસાર થાય અને રાત આવે તે માટે હું ભારે બેચન રહી, છેવટે રાત થઈ અમે બંને જણાં મેડી ઉપર પહોંચીને વાતોમાં લીન થયાં. આગલા દીવસની પેઠે આજે રશીદા શરમાળ રહી નહોતી. તેણે ખુલ્લા દીલે વાતો કરી, પુરૂષો કરતાં સ્ત્રીઓને પોતાના ભેદ છુપાવવાની શકિત વધારે મળેલી છે અને તેણીઓ પોતાના મનમાં ભેદ છુપાવવા ઉપર પુરતી રીતે કાબુ ધરાવે છે. રશીદાએ પોતાના અંતરની વાત જાહેર ન થાય તે માટે ઘણાં ફાંફાં માર્યાં પણ મેં તેની એક ચાલવા દીધી નહી, જેવી રીતે યુસુફ રશીદાને ચાહતો હતો તેવીજ રીતે રશીદાના મનમાં પણ યુસુફની મોહોબ્બત હતી.

યુસુફ જાહેરમાં જેવી રીતે ખુબસુરત હતો તેવીજ રીતે તેનું અંતર પણ દરેક જાતના સદગુણોથી ભરપુર હતું એટલે કુદરતી

રીતે મારૂં મન તેની તરફ ખેંચાય તો તેમાં નવાઈ નહોતી. પણ મારૂં બધું ધ્યાન મારી ફોઈના દીકરા ઈલીયાસમાં રોકાયલું હતું અને મેં મારી બધી આશા તેના ઉપર બાંધી હતી, તેથી મેં યુસુફ અને રશીદાને એક કરવાના વિચારો ચલાવ્યા, યુસુફ જેવી રીત સદગુણ અને નીતીથી ભરેલો હતો તેવીજ રીતે રશીદા પણ તેનાથી જાય તેવી નહોતી, એટલે તેઓ બંને વચ્ચે આડો વહેવાર જન્મ પામે એ કદી બનવા જોગ ન હોતું અને જાહેર રીતે તેઓ બંનેમાં લગ્ન થાય એ પણ ખાનદાની રીવાજોને જોતાં સખતમાં સખ્ત અસંભવીત અને મુશ્કેલ હતું, એક બાળા પછી તે ભલેને ઉમરમાં આવવા પહેલાંજ વિધવા બની હોય છતાં ખાનદાની રીવાજને જોતાં વીધવાનું લગ્ન કરવું સખત શરમ ભરેલું અને સાત પેઢી ને નામોશીમાં નાખનારૂં હતું. પરંતુ મેં આ બંને સાચા પ્રેમીઓને એક કરવાની કોશીશ ચલાવી, અને કેવી રીતે આ વાત ઉપાડવી તે વિષે વિચારવા લાગી.

એટલામાં યુસુફની માને મારા સંબંધમાં રશીદાએ બધી વાતો સમજાવી દીધી. હું અહીં કોઈની સાથે પરણી શકતી નથી. અને મારો ભવિષ્યનો શોહર વીલાયતમાં અભ્યાસ કરે છે તથા મારી ખાનદાનની બધી હકીકત, મારા ઉપર પડેલું દુઃખ વિગેરે રશીદાએ એવી રીતે કહી સંભળાવ્યું કે જે સાંભળવા પામ્યો તે મારો હમદર્દ બની ગયો. અને ધીમે ધીમે શહેરના આગેવાન ગણાતાં ઘરોમાં બેગમોમાં મારી પરહેઝગારી, નેકી અને નાની વય હોવા છતાં મઝહબી માલુમાત વીગેરેની કહાણીઓ મશહુર થવા લાગી. એટલે બેગમો તથા બીજા ઉંચ કુલના બઈરાઓ તથા સામાન્ય સ્થીતી ધરાવનારી સ્ત્રીઓ મને જોવાને અને વાતચીત કરવાને મારે ત્યાં આવવા લાગી અથવા મને પોતાને ત્યાં બોલાવવા લાગી, આમ થવાથી હવે મને લખનઉ પ્રદેશ જેવું જણાયું નહીં, પણ પોતાની જન્મભુમી આગરા જેવું લાગતું હતું.

યુસુફની મા તથા બીજાઓએ યુસુફના લગ્ન મારી સાથે કરવાની વાત માંડી વાલી પણ યુસુફના મનની સ્થીતીમાં ફેર પડયો નહીં. જો કે તે નાનપણથી રશીદાને ચાહતો હતો અને તેની તે ચાહના રશીદાના વિધવા થઈ જવા છતાં હજુ સુધી તેવીને તેવીજ હતી. પણ તેના વિધવા થવાથી દુનીયા અને પોતાના ખાનદાની રીવાજથી ચુપ હતો. જ્યારે તેણે મારો ચહેરો જોયો અને તેમાં રશીદાના ચહેરાનો પડધા નજરે પડયો ત્યારે તે મને મેળવવાની આશા માટે કોશીશ કરવા લાગ્યો, તે પોતાના મનમાં મને પોતાની થઈ ચુકેલી પ્રેમદા સમજતો હતો. બીચારાને ખબર ન હતી કે તે જે કાંઈ સમજી રહ્યો હતો તે કેટલું બધું ભુલ ભરેલું હતું પણ તેની ભુલ ભાંગે કોણ ? તે મને મેળવવાની ખાતર રાત દીવસ મારા નામની માળા જપતો હતો અને પોતાના ઓરડામાં બેસી મારી સાથે તેના લગ્ન થઈ જાય તે માટે દોઆઓ માંગતો હતો.

હું આગળ કહી ચુકી તેમ શહેરની બેગમો અને બીજા કુટુંબોમાં મારી સારી નામના થઈ ચુકી હતી એટલે વખત મળેથી એ બાઈઓ મારી પાસે આવવા લાગી અને દર વખતે મારી પાસે પાંચ દશ બાઈઓ રહેવા લાગી. મે નાનપણથી દીની બાબતોનું શિક્ષણ મેળવેલું અને કુરઆને મજીદનો તરજુમો એક મોટા આલિમની પાસે શીખેલું હતું. વળી મારી ફોઇના ઘરની પાસેજ મોલવી નઝીર એહમદ સાહેબ મોહદદીસે દેહેલવીનું મકાન હોવાથી તેઓ જે ઓરડામાં બેસીને તાલેબ ઇલમોને હદીસની તાલીમ આપતા હતા તેની નજીકમાં મારા ઓરડાની બારી હતી એટલે હું દરરોજ તે બારીમાં બેસીને મોલવી સાહેબની હદીસની તાલીમ સાંભળતી હતી. હું અઢી વરસ સુધી દીલ્હીમાં રહી અને તે દરમ્યાન મેં આવી રીતે હદીસનું શિક્ષણ કોઈને પણ ખબર પડયા વિના હાંસીલ કરી લીધું હતું આ ઉપરથી મારી દીની માલુમાત કેટલી હતી તેનો

અંદાજો વાંચકો કરી શકશે. જ્યારે મારી પાસે સ્ત્રીઓ ભેગી થતી ત્યારે હું તેમને દીની બાબતોનો વાઅઝ સંભળાવતી હતી. આવી રીતે માત્ર થોડાજ દીવસોમાં મારા વાઅઝની ધુમ મચી ગઈ અને સ્ત્રીઓ ઉપરાંત કેટલાંક પુરૂષો પણ છાના માના બહાર આવીને ઉભા રહેતા અને હું દીની બાબતો વિષે કેવું વિવેચન કરૂં છું તે સાંભળતા હતા. મારો અવાજ પારકા પુરૂષો સાંભળે એ હું પસંદ કરતી ન હોતી પણ ઘણા દીવસ સુધી મને આ વાતની ખબર પડી નહોતી.

ઘણાં દીવસો વાઅઝ કહેતા ગુજરવાથી લખનઉમાં હું સાધારણ રીતે વાઅઝીના નામથી મશહુર થઈ અને મને જણાયું કે મારા વાઅઝે સામાન્ય રીતે લોકોના મન ઉપર સારી અસર કરી છે. અને તેઓ દરેક રીતે પસંદ કરે છે, એટલે મારા ઉત્સાહમાં વધારો થયો. એક દીવસે નવાબ યાકુબ સાહેબ પાસેના ઓરડામાં જમવા બેઠા હતા. મહીનાઓની મુસાફરી પછી તેઓ આવેલા હોવાથી યુસુફ પણ બાપની સાથે જમવાને આવ્યો હતો. મને અથવા બીજા કોઇને નવાબ સાહેબ પાસેનાજ દીવાનખાનામાં જમવા બેઠાં છે તેની ખબર ન હોતી. રાતના સાડા આઠ વાગતામાં તો મારા વાઅઝનો શોખ ધરાવનાર બાનુઓના ટોળા આવવા લાગ્યાં અને જોત જોતામાં જનાન ખાનાનો વચલો હોલ ભરાઈ ગયો. તે દિવસે મેં વિધવાના બીજી વખતે લગ્ન કરવાના વિષય ઉપર વિવેચન ચલાવ્યું. નવાબ સાહેબ પાસેના જ ઓરડામાં બેસેલા છે અને મારો શબ્દેશબ્દ તેઓ સાંભળી રહ્યા છે એ વાતની મને ખબર નહોતી નહી તો હું વધારે છુટેથી બોલી શકતી નહીં. પણ સારૂ થયું કે મેં જે હેતુ ધ્યાનમાં રાખીને વિધવા લગન વિષે વાઅઝ કહ્યો તે નવાબ સાહેબે પોતાના કાનોથી સાંભળ્યો. કેમકે પોતાને કાને સાંભળવા અને કોઇના કહેવામાં મોટો ફેર છે.

મારો વાઅઝ આજકાલના ધંધાદારી વાએઝીઓની પેઠે માત્ર હસાવવા અને રડાવવાનો નહોતો કે જેથી લોકોને આવી રીતે કહેવું પડતું કેઃ—

અજીબ એ સરાપા હે કલામ વાઅઝકા
ન ઈબ્તિદા કોઈ સમઝે ન ઈન્તિહા સમઝે

જે ધંધાદારી વાએઝો છે. તેઓ જ્યાં સુધી જુઠ અને સચ્ચાઈની મેળવણી કરી, હસી અને રડીને વાઅઝ ના કહે ત્યાં સુધી તેમના પેટનું પુરેપુરું પોષણ થાય નહીં, પરંતુ મારા વાઅઝ સાંભળનારી બાઇઓના ભેગાં થતાં જ હું સીધી અને સરલ ભાષામાં શરીઅતની જરૂરી બાબતો કહી સંભળાવતી, જે દીવસે નવાબ યાકુબ સાહેબ મારો વાઅઝ સાંભળતા હતા તે દીવસે મેં નીચે પ્રમાણે વાઅઝ કર્યો હતો. જે ઉપરથી વાંચકો મારો વાઅઝ કેવા પ્રકારનો થતો હતો તે સ્હેજમાં સમજી શકશે.

મેં મારો વાઅઝ શરૂ કરતાં કહ્યું કે–"બેહનો અમો લોકોમાં સઉથી મોટી ખરાબી એ છે કે આખી દુનિઆની બુરાઈઓ સ્ત્રીઓના માથા ઉપર નાંખવામાં આવે છે, મરદો ગમે તે કરે પણ બાપડી સ્ત્રીઓ બદનામ થાય છે, મરદો અગર ચાહે કે સ્ત્રીઓ શરે શરીફની વીરૂદ્ધ એક પગલું ન ભરે તો શું તેણીઓ તેમ કરી શકે છે ? કદી નહીં પરંતુ અસલમાં મરદો પોતે જ તેવું ચહાતા ન હોવાથી સ્ત્રીઓ રીત રીવાજની સખતીથી પાબંદી કરે છે, પણ વિચાર પુરવક જોવામાં આવે તો સ્ત્રીઓ કરતાં મરદો વધારે પાબંદી કરતાં જણાય છે. બાપડી સ્ત્રીઓ ગમે તેવા વિચારો ધરાવતી હોય પરંતુ તેણીઓ દરેક રીતે મરદોની તાબેદારી અને ફરમાં બરદારી કરવાને બંધાએલી છે. મરદો જે ચાહે તે કરી શકે છે, અને કરે છે પણ વચમાં નકામી સ્ત્રીઓ બદનામ થાય છે. હિંદુસ્તાનની સ્ત્રીઓના માથા ઉપર એક આ તોહમત પણ મુકવામાં આવે છે કે તેમની

મારફતે હિંદુસ્તાનમાં રીત રીવાજો મરદોમાં ફેલાયા છે. જો આપણે તકરારની ખાતર એમ માની પણ લઈએ તો આ મરદો ઉપર મુકવામાં આવતું તોહમન દુર થઈ શકતું નથી. સ્ત્રીઓનો મોટો ભાગ અસલમાં હિંદુસ્તાનનોજ છે. મરદો ઈરાન, તુરાન, ઇરાક અરબ ઈત્યાદી ઈસ્લામી દેશોથી લાંબી લાંબી દાઢીઓ અને મોટા માનવંતા ખેતાબો સાથ આ દેશમાં આવ્યા પણ તેઓએ પોતાના ઈસ્લામની લગારે કદર કરી નહી. બલકે 'મુસલમાનાન દર ગોર અને મુસલમાની દર કીતાબ' ની કહેવત પ્રમાણે પોતાના ચાલ ચલણથી સાબિત કરી આપ્યું કે હીંદુસ્તાનના હવા પાણી ઈસલામના બગીચા માટે રાસ ન હોતાં અને તે સાથે કેટલીક બાબતો એવી પણ હતી કે 'હર કે દર કાને નમક ફ્ત નમક શુદ' એટલે જે મીઠાની ખાણમાં પહોંચ્યા તે પણ મીઠું થઈ ગયા. પહેલાં તો અહી હીંદમાં જેઓ આવ્યા તેઓ પાકા મુસલમાન ન હોતા અને તેઓમાં જે કોઈ પાકા ઈસલામી હતા તેઓ સીંધુની પેલી પારથી આવતા તેમની બુઝુરગી ધોવાઈ ગઈ. મરદો ઉપર મુકેલો આ આરોપ સાંભળીને તમને નવાઈ લાગશે. પરંતુ હું જે કાંઈ કહી રહી છું તેમાં લગારે ખોટું નથી. તમો દર વખત જે મુસલમાનોને હાથમાં તસબીહ અને જીભ વડે અલ્લાહ અલ્લાહ કહેતાં સાંભળો છો તેમાં ઘણાજ થોડા એવા છે કે જેમને તમે મુસલમાન કહી શકો, બહુરૂપીની પેરે વેશ બદલી લેવાને મુસલમાન કહેવામાં નથી આવતા, રૂપ બદલવા યા ઈસ્લામી નામથી અથવા તો મુસલમાનોના ઘરતાં જન્મ લેવાથી કોઈને મુસલમાન કહી શકતા નથી, પરંતુ મુસલમાન હોવું આસ્થા અને એતેકાદ ઉપર આધાર રાખે છે.

ખુદા તઆલાને બધી સીફાતો ધરાવનાર માનવો અને તેના ફરમાનો હઝરત મોહંમદ સલ૦ની રીસાલત વડે બંદાઓ પાસે પહોંચ્યા એ બંને વાતો ઉપર આસ્થા રાખવાથી ઈસ્લામી થવાય છે.

માત્ર ઉપલક ધ્યાન વડે ખુદાને એક માનવો અને તેની બધી સીફાતોને સાચી જાણવાથી મુસલમાન થવાતું નથી, અલબત્તાં મવાહેદ થઇ શકાય છે, મુસલમાન તો ત્યારે થવાય છે કે જ્યારે ખુદાવંદે કરીમના કલામે પાક કુરઆને મજીદને સાચું સમજે, સાચું સમજવાની મતલબ આ નથી કે તે ખુદા તઆલાએ મોકલેલું કાયદાનું એક પુસ્તક છે બલ્કે કુરઆને મજીદના માટે એમ સમજવું જોઈએ કે તે કરતાં સારૂં કાયદાનું પુસ્તક બંદાઓના માટે બન્યું નથી અને બની શકતું જ નથી અને ઇસ્લામ મઝહબ કરતાં બીજો કોઇ મઝહબ બંદાઓના માટે ઉત્તમ થઈ શકતું નથી. કોઈ અમુક માણસ આખી જીંદગી સુધી સીજદામાં પડયો રહે, પેશાની ઉપર સિજદાનો પડેલો ડાઘ નાક કરતાં પણ ઉંચો થઈ જાય. રડતાં રડતાં આંધળો બને, કાયમુલ લયલ અને સાયમુદ દહેર બનીને શરીરનું લોહી સુકાવી દે આ બધી ખુબીઓ તે માણસમાં હોય છતાં તેના મનમાં એવો વિચાર જન્મ પામે કે ઇસ્લામ મઝહબ ફલાણી વાતમાં અધુરો છે કે તેમાં ફલાણી ખોટ છે અથવા તે બંદાઓને માટે બંધ બેસતો નથી તો ફરી ઇસ્લામ તેનાથી કોસો દુર થઈ ગએલો સમજવો જોઈએ, ભલે ને કોઈ મવાહેદ હોય, સુફી, મોલવી, દુરવેશ કે ફકીર હોય, હવામાં અધર ઉડતો હોય, સમુદ્રની સપાટી ઉપર મુસલ્લો પાથરીને નમાઝ પઢતો હોય, હીંદુસ્તાનમાં રહીને પાંચે વખતની નમાઝ મસ્જીદે નબવીની પહેલી સફમાં પઢતો હોય, એ તો શું પણ એ કરતાંયે વધારે કરામતો ધરાવતો હોય તો તે બધું અમે માનવાને તઇયાર છીએ પરંતુ તે ઇસ્લામ મઝહબને અધુરો સમજે અધુરો માને તો તે મુસલમાન કહેવાશે નહીં અને તેનો ઇસ્લામી મઝહબમાં હોવાનો દાવો જુઠો ગણાશે. અલ્લાહના ફરમાનો માનનારા તો દરેક દેશમાં છે અને દરેક સમયમાં પેદા થાય છે, હઝરત પયગમ્બર સલ૦ના સમયમાં પણ એવા ઘણા મુસલમાનો હતા જેઓ શરે શરીફના ફરમાનોની પાબંદી કરતા ન હોતા,

પરંતુ તે સાથે જ તેઓ ઈસ્લામને બધા ધર્મો કરતાં ઉત્તમ સમજી પુરેપુરી આસ્થા રાખતા હતા અને એટલા માટેજ તેઓ મુસલમાન કહેવાતા હતા. ચાલુ સમયમાં અને ખાસ કરી આપણા દેશમાં તો બાપ દાદાથી ઉતરી આવેલા એવા ઘણા મુસલમાનો છે કે જેઓએ મુસલમાનોના ઘરમાં જન્મ લીધો છે. એટલોજ માત્ર ઈસ્લામથી સંબંધ ધરાવે છે નહીં તો તેઓ શરે શરીફના ફરમાનોને દીલથી પસંદ કરતા નથી અને તેમાં સુધારા વધારા થઈ શકે છે એમ માને છે."

હું અહીં સુધી પહોંચવા પામી હતી કે યુસુફની અંમા નવાબ યાકુબને ખાણું ખવડાવ્યા બાદ મારી પાસે આવ્યા અને બોલ્યા.

"આજે તમે પુરૂષોની પછવાડે કેમ પડયા છો ? સારા નરસા બધામાં હોય છે, માટે લગાર બુઝુર્ગોનો ખ્યાલ કરવો જોઇએ. આજે હિન્દુસ્તાનમાં એક કરતાં એક વધુ ચઢીયાતા આલેમ, સુફી અને વલી અલ્લાહ મોજુદ છે. ચાલુ જહાલતના જમાનામાં પણ જેવા મહાન બુઝુર્ગો આપણા દેશમાં નીકળશે તેવા ભાગ્યેજ દુનિયાના પરદા ઉપર બીજી જગ્યાએ હશે."

યુસુફની મા પોતાની વાત લંબાણ કરવા ચાહતાં હતાં અને તેમ થવાથી આજે હું જે કહેવા માગતી હતી તે રહી જતું હતું તેથી મેં તેમને બોલતાં અટકાવીને કહ્યું.

"આપ કહો તો ભલા પણ મેં તો આજ સુધી કોઇ પણ બુઝુર્ગને જોયો નથી. અલબતાં થોડીક કીતાબો ભણી લેનારને આલીમ અને જોગીઓની પેઠે જટા વધારનારાઓને સુફી કહેવામાં આવે છે. પણ હું તો સો વાતની એક વાત કહું છું કે જે ઘરમાં કુરઆને મજીદના ફરમાનો ઉપર અમલ ન થતો હોય તે ઘર મુસલમાનનું નથી અને જે કુરઆની ફરમાન પ્રમાણે ચાલતો ન હોય તે મુસલમાન નથી."

"તો શું કોઈ ઘર એવું પણ છે કે જ્યાં કુરઆની ફરમાનનો અમલ થતો નથી ?"

"એમ ન ફરમાવો બલ્કે એમ કહો કે શું કોઈ પણ ઘર એવું છે કે જ્યાં કુરઆની ફરમાન પ્રમાણે અમલ થાય છે ? જો આપ એમ કહેશો તો હું જવાબ આપીશ કે નહી."

"આજે તમને શું થયું છે કે આવી ઉલટી સીધી વાતો કરો છો ? ખરેખર વધારે ભણવાથી પણ માણસના વિચારો બદલાઈ જાય છે તમારી વાતો સાંભળીને ભારે અચંબો થાય છે. જાણ્યામાં પાદરીઓ અને મડમોની સંગતમાં રહેલાં છો તેથી આવી દીલને દુ:ખી કરનાર વાતો કરી રહ્યાં છો."

"બેગમ સાહેબા, હું અત્યારે છુટથી જે વાત કરૂં છું તેની માફી ચાહું છું. આપ મારા મુરબ્બી છો તેથી આપની દરેક વાત સાંભળીને મારે ચુપકીદી ધારણ કરવી જોઈએ પરંતુ મઝહબી બાબતોમાં હું એમ કરી શકતી નથી. માટે હું આપને પુછું છું કે બીજા શહેરોની વાત હાલ બાજુએ મુકીને માત્ર આપણાંજ શહેરની કહો કે અહીં એવો કયો ઘર છે કે જ્યાં શરીઅત પ્રમાણે અમલ કરવામાં આવે છે ?"

"એક ઘર હોય તો નામ બતાવું. લગભગ બધા ઘરોમાં શરીઅત પ્રમાણેજ અમલ થાય છે."

"નહીં, એમ નહીં. કોઈ પણ એક મોલવી મુલ્લાના ઘરનું નામ લો, તો હું આપની વાતનો જવાબ આપું."

"વારૂ જો તમે ખાસ કરીને પુછવા માંગતા હો તો જણાવીશ કે આપણી સામેવાલા ઘરમાં જે મોલવી સાહેબ રહે છે તે ઘરને દાખલા રૂપે રજુ કરૂં છું."

બેગમ સાહેબે જે ઘરને દાખલા રૂપે રજુ કર્યું તે ઘર મોલવી બરકતઅલીનું હતું, જેઓ બરેલીના રહીશ હતા. પણ થોડો સમય થયાં તેઓ પોતાના બાલબચ્ચાં સહીત લખનઉમાં આવીને રહ્યા હતા. ઘણાં સ્ત્રી પુરૂષો તેમનાં મુરીદ હતા. મોલવી સાહેબ પોતાની જાતે મોટા પરહેઝગાર અને ભલા માણસ હતા. બેગમ સાહેબા પણ તેમનાં મુરીદ હતાં. જ્યારે તેઓએ દાખલામાં મોલવી સાહેબનું ઘર રજુ કર્યું એટલે મેં જવાબમાં જણાવ્યું.

"આપે એવા ઘરને દાખલા રૂપે રજુ કર્યું કે હું તે બાબે મારો મત જાહેર કરૂં તો પીડા થાય અને ન કહું તો મારી વાતમાં ફેર પડે છે. આપ તેમનાં મુરીદ હોવાથી મારી વાતથી આપને દુઃખ ઉપજશે માટે એ ઘરને મુકી બીજું કોઈ ઘર બતાવો."

"તો શું તમે મોલવી સાહેબની પરહેઝગારીમાં પણ કોઈ જાતનો એબ બતાવવા માંગો છો."

"બેગમ સાહેબ! બે એબ તો ખુદાની જાત છે તો ફરી માણસની શું તાકાત કે તેમાં એબ ન હોવાનો કોઈ દાવો કરી શકે."

"બસ એટલા માટે તો હું કહું છું કે પહેલાં માણસોએ પોતાનો એબ જોવો જોઈએ."

"બહુજ ઠીક ફરમાવ્યું." મન અરફા નફસહૂ ફકદ અરફા રબ્બહૂ" માણસ પોતાની ભલાઈ અને બુરાઈને સમજતો રહે તો તે કરતાં બીજી કોઈ વાત સારી નથી. પણ ખરી રીતે જોતાં માણસને પોતાની બુરાઈઓ નજરે પડતી નથી, અને બીજામાં એબ કાઢવાનું સારૂ લાગે છે પરંતુ હું અત્યારે બીજામાં એબ કાઢવાના માટે નથી બેઠી પણ જે ખરી વાત છે તે જાહેર કરવાની સાચી નીયતથી કહી રહી છું અને એજ સાબેત કરવા ચાહું કે હિંદના મુસલમાનોમાં શરીઅતની ચરચા ઘણીજ થોડી રહેવા પામી છે તેથી આ બાબત

ઉપર કોઈ અમુક ઘરના માટે ચરચા કરતાં ખરી હકીકત ઉપર ટીકા થઈ જાય તો લાચારી સમજવી જોઈએ."

"વારૂ ત્યારે કહો જોઈએ કે તમે મોલવી સાહેબમાં શરીઅત વિરૂદ્ધ કઈ વાત જુઓ છો?"

"આપ મોલવી સાહેબને પોતાના પીર અને શરીઅત પ્રમાણે ચાલનારા સમજી તેમના ઉપર આસ્થા રાખો છો અને હું તેમનામાં શરીઅત વીરૂદ્ધ વરતન જોઈ રહી છું તેથી હું અત્યારે જે કાંઈ કહીશ તે આપને રૂચશે નહિં. અને તેને આપ કોઈ કાળે માનશો નહીં માટે આપણાં બંનેની વચ્ચે ત્રીજો માણસ મુનસફ હોવો જોઈએ જે આપણાં બંનેની દલીલો સાંભળીને ઈનસાફ પુરવક ફેસલો આપે."

હું સારી પેઠે સમજતી હતી કે બેગમ સાહેબ ફેંસલો કરવા માટે મુનસફ તરીકે મોલવી સાહેબને પસંદ કરશે અને મોલવી સાહેબના પધારવાથી હું જે મતલબના માટે વીવેચન કરતી હતી તે ઘણી જ આસાનીથી હાસલ થઈ જશે. પરંતુ મારી ધારણા ખોટી પડી અને એવા માણસને મુનસફ બનાવવામાં આવ્યો જે મોલવી સાહેબ કરતાં મારા વિવેચનના માટે વધારે ઉપયોગી હતો. બેગમ સાહેબે ફેંસલો કરવાનું મારાથી સાંભળ્યું ત્યારે તેઓ તરત જ અંદર ઘરમાં ચાલ્યાં ગયાં અને થોડીવાર પછી અંદરનું બારણું અઢેલીને બંધ કરવાથી જાહેર થઈ રહ્યું હતું કે તેઓ ફેંસલો કરવા માટે અંદર બારણાની પાસે કોઈ પુરૂષને બેસાડીને આવ્યાં છે, મારા દરયાફત કરવા ઉપરથી જણાયું કે નવાબ યાકુબ સાહેબ તથા યુસુફ અમારા બંનેનું વિવેચન સાંભળીને ફેંસલો આપવા માટે બારણાની પાસે આવીને બેઠા હતાં. યુસુફ મારી દરેક વાત ઉપર રીઝ્યા હતો તેથી હું સમજી કે તે અત્યારે મારો સાદ સાંભળવા આવ્યો હતો

પણ નવાબ સાહેબ હું કેવી છું, મારૂં જ્ઞાન કેટલું છે તે જાણુવા માટે આવીને બેઠા હતા. નવાબ સાહેબ એક કેસના કામમાં બે મહીના થયાં ફયઝાબાદ ગએલા હતા જયાંથી આજે જ આવ્યા હતા. ઘરના માણુસોથી મારૂં કેટલુંક વર્ણન સાંભળી લીધું હતું અને અત્યારે તેઓને મારા વીવેચન ઉપરથી મને પારખવાની તક મળી હતી. અંદર યુસુફ અને નવાબ યાકુબનું આવીને બેસવું અને આ તરફ બેગમ સાહેબ તથા રશીદાનું હોવું મારા માટે ભારે ખુશી કરનાર હતું, મારો અવાજ પારકા પુરૂષો સાંભળે એ મને રૂચીકર ન હતું છતાં હું એક સારા કામને માટે બોલવા ઉભેલી હોવાથી મેં તે વાતની દરકાર કરી નહીં અને બેગમ સાહેબને સંબોધીને કહ્યું.

"આપના સવાલના જવાબમાં હું આપને મોલવી સાહેબના ઘરમાં શરીઅત વિરૂદ્ધ કરવામાં આવતી બાબતો ગણાવું છું તે ગણુતા જાવ."

૧. મોલવી સાહેબનો નાનો દીકરો કેટલીક દીકરીઓ પછી જન્મેલો હોવાથી દર વરસે મોહોરમમાં તેના માટે માનતાની નવી હાંસલી બનાવવામાં આવે છે. અને જુની હાંસલીને ખાસ બાબતમાં ખરચ કરવા માટે એકઠી કરવામાં આવે છે.

૨. મોહોરમના દીવસોમાં લીલા રંગના લુગડાં પહેરીને ઘેરે ઘેર ભીખ માંગવા જાય છે અને કહે છે કે ઈમામ હુસેનના નામ ઉપર ભીખ આપો.

૩. મોહરમના દીવસોમાં મેં જોયું છે કે મોલવી સાહેબના ઘરની બાનુઓ જુદી જુદી વસ્તુઓ લઈને તાબુત અથવા તાજીઆની આગળ જાય છે અને તેની સામે મુકીને તેના માનની ખાતર એટલું બધું નમે છે કે સીજદાની પેઠે થઈ જાય છે.

આ ઉપરાંત મોલવી સાહેબના ઘરમાં એવી અનેક બાબતો થાય છે કે જે શરીઅતથી તદ્દન વિરૂદ્ધ ગણાયા વગર રહેશે નહીં,

માટે હવે આપ પોતે જ કહો કે આવી વાતો થવાનું સાંભળી પાકા મુસલમાનનો જીવ બળ્યા વગર રહેશે ?"

" તમોએ જે વાતો કહી તેમાંની એક પણ શરીઅતની વીરૂદ્ધ નથી કેમકે કુરઆને મજીદ તથા હદીસ શરીફમાં તેની મનાઈનો હુકમ આવ્યો નથી."

" બેગમ સાહેબ ! કુરઆને મજીદ અને હદીસે શરીફમાં જે વાતોની મનાઈ કરવામાં આવી નથી તેને દુરસ્ત ગણી લેવી દીનદારી નથી. આ બાબતમાં વધારે વીવેચન અને વાદવિવાદ કરવું નકામું છે માત્ર હું એક નાની વાત તમોને પુછું છું. સાંભળો ! મેં ઉપર વરણવેલી બાબતોમાંની એક પણ હઝરત પયગમ્બર સલ૦ એ, તેમના સહાબા રદી૦ એ તાબેઇનોએ અથવા તબે તાબેઈનોના સમયમાં કરવામાં આવી છે ? જો તેમના સમયમાં કરવામાં આવી હોય તો મોલવી સાહેબ પણ કરે પરંતુ તેમના સમયમાં કરવામાં ન આવી હોય તો તેના માટે શું સમજવું તે મોલવી સાહેબ જાણે ? વારૂ, આ વાતને હાલ તરત બાજુએ મુકી હું એક બીજી અગત્યની બાબત તરફ આપનુ લક્ષ ખેંચુ છું અગર એ બાબત ઉપર લંબાણથી ચર્ચા ચલાવવામાં આવશે તો અતી લાભ થવાની આશા છે. આપ જાણો છો કે મોલવી સાહેબને બે દીકરીઓ છે, જે બંને વીધવા છે. એકની વય વીસ અને બીજીની વય અઢારની છે. આશરે ચાર વરસ થયાં બંનેનાં એક સાથે લગ્ન કરવામાં આવ્યાં હતાં અને લગ્ન પછી ત્રણ ચાર મહીના ગુજરવા પામ્યા હતા કે બંને વીધવા થઈ ગઇ. અત્યારે મોલવી સાહેબના સેંકડો મુરીદો અને શાગરીદો છે જો તેઓ ચાહે તો માત્ર એક કલાકનાજ વિચારમા બંને જુવાન વિધવાઓના નિકાહ થઈ શકે છે. પણ મોલવી સાહેબને કોણ જાણે શું થયું છે કે તેઓ આ નેક કામમાં આંખ આડા કાન કરી રહ્યા છે. એક જાહેલ માણસ અગર આવી ગફલત કરે તો જુદી વાત છે પરંતુ મોલવી સાહેબ જેવા કુરઆન હદીસ અને તફસીરના

આલેમ અને દીની પેશવા આવી ગફલત કરે તે તેમના માટે શોભા ભરેલું કહેવાશે નહીં. હઝરત પયગમબરે ખુદા સલ૦ની ચઉદ બીબીઓમાં માત્ર નિકાહના વખતે હઝરત આયશા સીદ્દીકા રદી૦ એક કુંવારા હતાં. વળી પયગમબરે ખુદા સલ૦ની પુત્રીઓમાં માત્ર હઝરત બીબી ફાતેમા રદી૦ વિના બીજી પુત્રીઓનાં બીજી વખતે નિકાહ થયા હતા. સહાબાએ કીરામે મોટા ભાગે વિધવાઓથી લગ્ન કર્યા હતાં. વિધવાઓનાં બીજી વખતના લગ્ન કરવાને આપ ખરાબ ગણો છો ? અને અપમાન સમજો છો ? અગર કોઇ ઉંચા ખાનદાનનો આબરૂદાર માણસ કોઈ વિધવાથી લગ્ન કરી લે તો લોકો તેને હલકો સમજવા લાગે છે. પરંતુ જાહેલો એટલું જાણતા નથી કે આ કામને અપમાન ભરેલું ગણવું તે ગોયા રસુલે અકરમ સલ૦ ની સુન્નતનું અપમાન કરવા બરાબર છે, આ ઉપરથી ખુલ્લી રીતે સમજી શકાય છે કે જે માણસ ખુદા અને તેના રસુલના ફરમાનને અપમાન ભરેલું ગણતો હોય તે મુસલમાનની ગણતરીમાં કેવી રીતે ગણાય ? "

"તમારૂં વીવેચન વ્યાજબી છે પરંતુ આપણા દેશ અને કુટુંબના રીત રીવાજોનું શું કરવું ? "

"મકકાના કાફેરો પણ એમજ કહેતા હતા કે અમે અમારા વડવાઓના રીત રીવાજોને મુકી શકતા નથી. "

"આ વાત જુદી છે અને તે વાત જુદી હતી. "

"મને તો જુદી લાગતી નથી. " મેં મારૂં વિવેચન આગળ ચલાવતાં કહ્યું. "ખુદા તઆલાના ફરમાનો બંદાઓના આરામ માટે જ હોય છે. ખુદાને પોતાની હકુમત બતાવવામાં કાંઈ લાભ નથી. બંદાઓની રહેણી કરણી અને આચાર વિચાર વીગેરેને લાભ પહોંચાડે તેવા જ ફરમાનો તેણે હ. પયગમ્બર સલ૦ની મારફતે પહોંચાડયા છે. મકકાના કાફરોને લાભ પહોંચાડનાર બધા ફરમાનો

હતા પરંતુ તેઓ પોતાની અજ્ઞાનતાના સબબે નુકશાનકારક સમજી લડવા મરવા તૈયાર થતા હતા અને કહેતા હતા કે અમે અમારા વડીલોના રીવાજોને કે જે સારા હોય કે નરસા, લાભ આપનારાં હોય કે નુકસાન કરનારા છોડી શકતા નથી. એવી જ રીતે મોલવી સાહેબ પણ વિધવાઓના બીજી વખતના લગ્નને પયગમ્બર સલ૦ની સુન્નત કહે છે અને પોતે પયગમ્બર સલ૦ એ વિધવાઓની સાથે લગ્ન કર્યાં, પોતાની પુત્રીઓના બીજી વખત લગ્ન કરાવ્યાં. શરીયત માં વિધવાઓના બીજી વખતના લગ્નની તાકીદ છે, જેથી ખુદા રાજી થાય છે એ બધું સારી પેઠે સમજે છે અને માને છે છતાં દેશ અને વડવાઓના રીવાજથી વિરૂદ્ધ હોવાના સબબે તેમ કરી શકતા નથી. જાણે તેઓ રીત રીવાજની આગળ શરીઅતનાં ફરમાનોને પીઠ પાછળ ફેંકી દેવાથી પોતાને ગુનેહગાર ન જાણતાં પોતે જે કાંઇ કરે છે તે સારૂં કરે છે એમ સમજે છે."

"દીકરી! અત્યારે તો તેં ભારે ગુંચવણ ભરેલું વિવેચન ચલાવ્યું મને તો લગારે સમજ પડતી નથી."

"મારી વાત બીલકુલ સાફ અને સમજમાં આવે તેવી છે. જેવી રીતે શરીઅતના દરેક ફરમાનો નાના મોટા અજ્ઞાન વિદ્વાન શહેરી ગામડીઆ વિગેરેની સમજમાં આવી જાય છે તેવી જ રીતે મારી વાત પણ સાફ છે છતાં આપની સમજમાં ન આવે કે આપને સમજ ન પડે તો મારો શો કસુર? જુઓ હું ટુંકમાંજ આપને સમજાવું છું કે અમે મુસલમાન શા માટે છીએ? માત્ર સરવરે કાયનાત મફખરે મોજુદાત હઝરત મોહમ્મદ સલ૦ના બતાવેલા રસ્તા ઉપર ચાલીએ છીએ તેટલા માટે જ. હવે આપ પોતેજ વિચારો કે જો અમે અમારા પ્યારા પયગમ્બર સલ૦ના ફરમાનો વિરૂદ્ધ વરતીએ અથવા તેઓએ જે કામો કર્યાં હોય તેના કરવામાં આબરૂની હાની માનીએ તો ફરી અમો મુસલમાન કહેવડાવવાના હકદાર છીએ?"

"પછવાડેથી તમે જે કહ્યું તે હું માનતી નથી કેમકે મોલવી સાહેબ વિધવાઓના બીજી વખતના લગ્નને ખરાબ નથી માનતા પરંતુ તેમનું કહેવું તો એમ છે કે—

જાનતા હું સવાબ તાઅતો ઝોહદ
પર તબીઅત ઇધર નહી આતી

"સુબહાનલ્લાહ !" મેં મોટેથી બોલતાં જણાવ્યું. "જે વખતે દીકરીઓની લગ્ન કરવા જોગ વય નહોતી તે વખતે કેમ લગ્ન કરી નાંખ્યા અને હવે મરજી થતી નથી તેનું શું કારણ ? જે વખતે મોલવી સાહેબે દીકરીઓના લગ્ન કર્યા તે વખતે દીકરીઓની વય લગ્ન કરવા જોગ નહોતી પણ હવે તો તેઓ ખાસ જુવાનીનો જમાનો પસાર કરી રહી છે. મારા ધારવા પ્રમાણે તો બીજું કારણ કાંઈજ નહી પરંતુ પહેલા મોલવી સાહેબ દીકરીઓનું લગ્ન કરવામાં સવાબ સમજતા હતા અને હવે ગુનાહ માને છે."

"દીકરી ! તારી વાતો તો ભારે પેચદાર છે. પણ બેટા લગાર સમજવું જોઇએ અને વિચારવું જોઇએ કે આપણા દેશનાં રીત રીવાજ અને કુટુંબ કબીલાના શરમના સબબે વિધવા વિવાહને સારી નજરથી જોવામાં આવતું નથી અને એજ સબબ સર મોલવી સાહેબ પણ અચકાય છે."

"બસ મારૂં પણ એજ કહેવું છે કે દેશ અને કુટુંબ કબીલાના રીત રીવાજ તથા શરમ આબરૂની આગળ ખુદા તઆલાના ફરમાનને માન આપવામાં આવતું નથી."

"દીકરી ! વાત વાતમાં તેં પોતાનો મુદ્દો મજબુત કરી દીધો. મહા ચતુર છે."

"બેગમ સાહેબા ! આપ જીભથી ન કહો પણ દીલની અંદર તો મારી વાત ખરી છે એમ માની ચુકેલા લાગો છો."

"તું કહે છે તે બધુ ખરૂં પણ તું મને લાખ વરસો સુધી સમજાવે પણ હું એમ નહીં કહું કે મોલવી સાહેબે શરીઅત વીરૂદ્ધ પગલું ભર્યું છે કે ભરે છે. માત્ર તારા હાથમાં એક મોલવી સાહેબ છે. પણ અહીંના મોટા ખાનદાની કુટુંબોમાંએ કયાં વિધવાના લગ્ન થાય છે?"

"બસ મારી મતલબ બર આવી. હું આપની જીભથી જે કહેવડાવવા માંગતી હતી તે આપે કહી દીધું. મારૂં પણ કહેવું એમ છે કે માત્ર મોલવી સાહેબ એકલાજ નહીં પણ લગભગ બધા ઘણા ખરા ઉંચ કુટુંબનાં ગણાતાં મુસલમાનો માત્ર નામનાજ મુસલમાનો છે. અને હું જે મુસલમાનોના વિરૂદ્ધ કહેવા માંગું છું તે તેવાજ મુસલમાનો છે. જેમના નામથી ઈસ્લામ કાયમ છે અને જેઓ ખરા મુસલમાનો છે તેમના માટે હું કાંઈ પણ બોલતી નથી."

"વારૂ કહે જોઈએ. અગર મોલવી સાહેબ આજે પોતાની દીકરીઓના લગ્ન કરવા ચાહે તો વર કયાંથી લાવે? વિધવાની સાથે લગ્ન કરવાને કોણ રાજી થશે?"

"જો આ સવાલ મોલવી સાહેબ કરતા તો હું તેમને સાફ જવાબ આપતી. આપને જવાબ આપવાથી આપ મને ઉછાછલી અને બહુ બોલી સમજશો પણ પરવા નહીં હું આપની માફી માંગી જણાવીશ કે મોલવી સાહેના પાસે બે મુસલમાન નોકરો છે તેમની સાથેજ શા માટે લગ્ન કરી આપતા નથી?"

"લે હવે રહેવા દે, બહુ થયું મોલવી સાહેબ જેવા ખાનદાની માણસની દીકરીઓને નોકરને લાયક ગણવી એ તારૂં જ કામ છે."

"તો શું મેં નોકરોની સાથે લગ્ન કરી આપ્યા? એ તો એક દાખલા રૂપે જણાવ્યું. પણ જો મોલવી સાહેબ લગ્ન કરી

આપવાનું ધારે તો તેમના મુરીદો, શાગરીદો અને સગાઓમાં એક કરતાં એક સરસ છોકરાઓ પડેલા છે તેમનાથી લગ્ન કરી આપે. પણ જો તકરારની ખાતર એમ માની લઈએ કે નોકરો સિવાય બીજા કોઈ લગ્ન કરવાને રાજી થતા નથી તો તેમની સાથે લગ્ન કરી આપવામાં પણ શું ખોટું છે. મુસલમાનો પોતપોતામાં એક બીજાના ભાઈ છે ઇસલામમાં બીજા બધા ધરમો કરતાં એજ મોટી ખુબી છે કે તે જાતી ભેદને નાબુદ કરે છે. લગાર ધ્યાન પુરવક જોવામાં આવે તો ઉંચ અને નીચ ખાનદાનનું હોવું દોલત ઉપર આધાર રાખે છે. અને દુનિઆ જાતને નહી પણ પઈસાને માન આપે છે. અગર એક નીચ જાતના માણસની પાસે સારી દોલત હોય તો બધા તેને ઉંચી જાતનો કહેશે, જો કે તે ઉંચ ખાનદાનનો નહી કહેવાય પણ થોડાજ વખતમાં તેના દીકરાના દીકરા ઉંચા ખાનદાની કુટુંબોમાં ગણાવા લાગશે. અગર એક માણસ કોઈને ત્યાં નોકરી કરે તો તેથી શું તેની માણસાઈ અને ખાનદાનીયત અને આબરૂમાં ફેર પડી જશે ? આ માન અને આબરૂ માત્ર દુનિઆના લોકોએ ઘડી કાઢેલાં છે. "

એકને ઘટાડવો અને બીજાને વધારવો તે ખુદાની હીકમત છે. કોઈને તે રૂપની દોલત આપે છે કોઈને પઈસા ટકાની દોલતથી નવાજે છે, એક પોતાના પુત્ર પરીવાર ઉપર મગરૂર છે તો બીજો પોતાની તંદુરસ્તી ઉપર રાજી થાય છે. ટુંકમાં એટલુંજ કે દરેક માણસ પોતપોતાની મોજમાં મસ્ત છે. માલદારો ગરીબોને નીચ સમજવાનો લગાર પણ હક ધરાવતાં નથી. બેગમ સાહેબા ! ઉંચ નીચનો ભેદ પોતાના મનમાંથી કાઢી નાંખો અને હું જે કાંઈ કહું છું તે ઉપર ધ્યાન આપો. વારૂ આપની સમજમાં સહેલાઇથી આવી જાય એટલા માટે હું એક દાખલો આપવા ચાહું છું પણ રખેને આપને ખોટું લાગે અને આપ મને બે અદબ સમજો એટલા માટે અચકાઉં છું. "

મારી વાતોથી બેગમ સાહેબા ભારે વમાસણમાં પડયાં હતાં અને પોતાના પીરની બુરાઈઓ સાંભળવાથી શરમીંદા હતા તેથી તેઓએ કાંઈ જવાબ આપ્યો નહી અને હું ચુપ થઈ જાઉં એમ ચાહતાં હતાં પરંતુ બહારથી યુસુફ બોલ્યો.

" વાદવીવાદમાં ખોટું માનવું ન જોઈએ તમે જે કાંઈ કહેવા ચાહતાહો તે ખુશીથી કહો. "

યુસુફ મારી વાતો રસ લઈને સાંભળી રહ્યો છે તે જાણીને મને સંતોષ થયો. તેના પીતા નવાબ યાકુબ કાંઈ બોલ્યા નહી પણ તેઓ વાત સાંભળવાને હજુ સુધી બેઠાં છે એ જાણી મને જણાયું કે તેમના મન ઉપર મારી વાતોની અસર થઈ રહી છે. મેં બેગમ સાહેબાને સંબોધીને કહ્યું.

" બેગમ સાહેબા ! સાંભળો. અને મારી વાતનો હા અથવા નાનો જવાબ આપતા જાવ. "

" વારૂ કહો. "

" હું ધારૂં છું કે હાલમાં મોલવી સાહેબની વય ચાલીસ વરસની હશે. જુવાનીનો જમાનો વીતી ગયો છે. હાલમાં તો ખુદાના ફઝલથી તેમના બીબી જીવતા છે પણ ખુદા ન કરે ને તેઓ મરી જાય તો તે વખતે આપ પોતે જ કહો કે મોલવી સાહેબ લગ્ન કરશે કે નહીં ? "

" હું શું જાણું ? "

" આશરેથી કહો. "

" હું આશરેથી પણ કાંઈ કહી શકતી નથી. "

" ત્યારે ફરી હું મારૂં બોલવું બંદ કરૂં છું કારણ કે જ્યારે આપ ધ્યાન પુર્વક ન સાંભળો અને હું જે પુછું તેનો જવાબ આપવા માટે અખાડા કરો તો મારૂં વીવેચન કરવું વ્યર્થ છે."

આટલું બોલીને હું ચુપ થઈ હતી કે અંદરથી નવાબ એકદમ બોલી ઉઠયા.

" તમે બોલવું બંદ ન કરો બેગમ જવાબ ન આપે તો હું આપું છું અને કહું છું કે તેઓ જરૂર બીજું લગ્ન કરશે. "

" આપ એમ શા માટે નહીં કહો ? " બેગમ સાહેબાની ખાસ માનીતી દાસીએ નવાબ સાહેબની ટકોર કરી જેથી બધી બાનુઓ હંસી પડી અને મેં નવાબ સાહેબને મારૂં વિવેચન ધ્યાન પુર્વક સાંભળતાં જોઈ કહ્યું.

" વારૂં બેગમ સાહેબા ! ફરમાવો જોઈએ મોલવી સાહેબને પોતાના ખાનદાનમાંથી કોઈ કન્યા ન મળી તો તેઓ શું કરશે. ?"

" હું શું જાણું " બેગમ સાહેબાએ છણકો કરતાં કહ્યું એટલે મેં ધીમેથી જવાબ આપ્યો.

" હું બતાવું, મોલવી સાહેબને ત્યાં ઘણા વરસોથી ત્રીસ-પાંત્રીસ વરસની વયની એક રાંધનારી રહે છે. હાલ તો તે એટલી બધી દેખાવડી નથી પરંતુ પહેલાં સારા ચહેરા મોહરાની હશે અગર મોલવી સાહેબને કોઇ સારી કન્યા ન મળી તો તેઓ તેનાથીજ નિકાહ પઢાવી લેશે.

" ફરી શું થશે ? " બેગમ સાહેબા ગુસ્સાથી બોલ્યા એટલે મેં કહ્યું.

" મારો મુદ્દો સફળ થયો. "

" તે કેવી રીતે "

" જ્યારે મોલવી સાહેબ ચાલીસ વરસની વયમાં પોતાની ઉમંગો ઉપર કાબુ ન પામતા લાચાર બનીને ઘરની રાંધનારીની સાથે નીકાહ પઢવા તઈયાર થઇ જાય ત્યારે તેમની જુવાન દીકરીઓ જેઓ પોતાની જુવાનીનો જોશ કોઈ બી રીતે દબાવી શકતી નથી

તેમને નોકરો સાથે લગ્ન ગાંઠથી જોડી દેવામાં શું હરકત છે. શું મોલવી સાહેબ પોતાના ચાલીસ વરસના જોશને ન દબાવતાં જુવાન છોકરીઓના જોશને દબાવવા ચાહે છે ?"

"તો શું મોલવી સાહેબ પોતાની દીકરીઓ તે નોકરોના હવાલામાં આપી દે ?"

બેગમ સાહેબના આ સવાલનો જવાબ હું આપું તે પહેલાં અંદરથી નવાબ સાહેબે આપ્યો.

"બી આબેદા ના કહેવાની મતલબ એમ નથી કે મોલવી સાહેબ જાણી જોઈને નોકરોની સાથે પરણાવે બલકે તેમનું કહેવું એમ છે કે જો મોલવી સાહેબ દીકરીઓના લગ્ન કરવા ચાહેતો કરી શકે છે. શરીતઅતમાં દરેક જાતની આસાની રાખવામાં આવી છે, પણ જો તેઓ ન ચાહે તો સેંકડો બહાના છે."

આ સાંભળી બેગમ સાહેબ કાંઈ બોલવા ચાહતાં જ હતા કે મેં બંને હાથ જોડીને કહ્યું.

"બસ હવે આપને વધુ કહેવાની જરૂર નથી. કેમકે આપણા બંનેની વચ્ચે ઈન્સાફ કરનાર મુનસીફે પોતાનો ફેંસલો સંભળાવી દીધો."

આ વાતચીત પછી બધા વીખરાયા અને હું રશીદાની મેડી ઉપર ગઈ. અમો બંને એકાંતમાં મળતાં ઘણી વાતો થઈ. રશીદાએ મારા વીવેચનની બહુજ તારીફ કરી પણ જ્યારે હું કહેતી કે આ બધું તમારા માટે જ કરવું પડયું છે ત્યારે રશીદા શરમાઈને નીચી નજરો કરી લેતી છેવટમાં તેણીએ કહ્યું—

"તમે જે કાંઈ કરો છો, કહો છો અને કરશો તે બધુ ખરૂં પરંતુ બધા ઘરવાળા એમ ન સમજે કે તમે આ જે કાંઈ કરો છો તે મારા માટે છે"

" બહેન ! તમારે આ વાતની ચીંતા કરવાની જરૂર નથી. હજુ સુધી તેઓ એમ સમજ્યા નથી તો હવે સમજી જશે અને જો તેઓ નહીં સમજે તો હું પોતે સમજાવી દઈશ. હું તો બસ એજ ચીંતામાં છું કે અહીંથી જવા પહેલાં યુસુફ અને તમને એક થએલાં જોઉં. '

" શું એમ થઇ શકે છે ?"

" ખુદાની કુદરતથી કાંઈ દુર નથી પરંતુ તમો બંને એક થાવ તે પહેલાં હાલમાં પણ હું તમો બંનેને પતી પત્નિ સમજું છું. અને ચાહું છું કે તમે યુસુફને પોતાનો પતી જ સમજો. "

" હાય, હાય, આ શું બોલો છો ? મારે લગ્ન નથી કરવું. "

" જો તમે ખરા દીલથી કહેતા હોતો હું એમજ કરીશ. પણ હું નથી સમજતી કે તમે ખરા દીલથી કહેતાં હો બલકે લગ્નના લહાવાના વિચારથી જ દીલ બેચેન થઈ જતું હશે અને હું તાકીદથી એ કામ કરો આપું એટલા માટે આવું બોલતાં હશો. પણ તમે બેફીકર રહો, મને પોતાને વધારે ખ્યાલ છે. "

" લો બસ હવે રહેવા દો તમારાથી કોણ વીવાદ કરે ? પણ બહેન મારી આબરૂ ઉપર પાણી ન ફરે તેનો વિચાર કરજો."

" તમે બે ફીકર રહો. તમારી આબરૂ ઈજ્જતમાં વધારો ન થાય તો કહેજો. "

આવી રીતે અમે બંને જણાં રાતના બે વાગ્યા સુધી વાતો કરતા રહ્યા. રશીદાનુ અંતર આનંદથી મલકાઈ રહ્યું હતું જો કે જાહેરમાં તો તે ઈનકાર કરતી હતી પરંતુ જીભ ઉપર દીલનો કાબુ હોવાથી માણસ ગમે તેટલી અંતરની વાત છુપાવે છતાં વાતચીતની ઢબથી અંતરની વાત ઉઘાડી પડી જાય છે. હવે મને યુસુફની દીલની હકીકત જાણવાનો વિચાર આવ્યો એટલે મેં બીજે દીવસે નીચે મુજબ એક કાગળ લખ્યો,

"જનાબ યુસુફ, રાતનું વીવેચન આપે સાંભળ્યુ ? મને વધારે ખુશી એટલા માટે થઈ કે આપના પીતા નવાબ સાહેબ પણ હતા અને તેઓએ મારા વીવેચનને ટેકો આપ્યો. મારૂં વીવેચન આપને પસંદ પડયું કે નહીં તે હું જાણતી નથી. ઘરનો સુધારો મોટા ભાગે પુરૂષોથી થઈ શકે છે. બાપડી સ્ત્રીઓ આ વાતમાં લાચાર છે. બેગમ સાહેબની સાથે મારો જે વીવાદ થયો તેનું હું ઉમદા પરીણામ એજ સમજું છું કે નવાબ સાહેબ આ વાતથી જાણીતા થઈ ગયા. બેગમ સાહેબાનું સાંભળવું અને ન સાંભળવું બંને બરાબર છે. હું આપના ઘરની બધી હકીકત જાણું છું અને એટલા દીવસ સુધી તમારે ત્યાં રહીને નીમક ખાધુ તેથી હું મને પોતાને આપના ઘરની જ એક બાનુ સમજું છું આશા છે કે આપ મને આપની અને આપના ઘરની એક ખેર ખ્વાહ સમજશો. હું શું અને મારી લાયકાત શું ? પણ રાતની વખતે હું જે મઝહબી બાબતોનું વીવેચન કરૂં છું તે વખતે આપ બહારના દીવાનખાનાંમાં આવીને બેસો તો મને ઘણી મદદ મળશે. આપ પોતે સારી પેઠે સમજી શકો છો કે આ પત્રમાં હું એના કરતાં વધારે શું લખી શકું છું ? પરંતુ આપ પોતે સમજદાર છો તેથી વધુ કાંઈ ન લખતાં એટલું જણાવીશ કે ઘરની સ્ત્રીઓની સ્થીતી સુધારવામાં આપની કોશીશ ઘણું કામ કરી શકે છે. હાલ એજ વસ્સલામ"

આપની હીતેચ્છુ

તા. ૩જી અગસ્ટ સને ૧૮૮૪ આબેદા

મારા પત્રનો યુસુફના તરફથી બીજે દીવસે નીચે પ્રમાણે જવાબ મલ્યો.

લખનઉ તા. ૪ થી અગસ્ટ ૧૮૮૪

"બી આબેદા !

તમારો પત્ર મલ્યો તમોએ શબ્દોના પરદામાં રહી જે વાત જાહેર કરી છે તે હું સમજ્યો છું માટે હવે તમે પણ સમજો કે હું તમારો મુળ મુદ્દો સમજીને આ જવાબ લખી રહ્યો છું. તમારૂં

રાતનુ વીવેચન ખરેખર વખાણવા પાત્ર હતું. મારા અબ્બાએ તો ખુલ્લી રીતે તમારી તરફેણમાં મત આપી દીધો અને હું નથી ધારતો કે મારી અંમા પણ તમારા મતથી વિરૂદ્ધ જાય, મને આજ સુધી રશીદાના વિચાર જણાયા નહોતા તેથી ભારે ચીંતા રહેતી હતી અને એજ કારણથી હું મારા વિચારો જાહેર કરતાં અચકાતો હતો પણ હવે તમારો પત્ર મળવાથી એ ચીંતા દુર થવા પામી છે. આ બાબતમાં શરીઅત પ્રમાણે અમલ કરવાની મારી ખાસ ઈચ્છા હતી પરંતુ રશીદાના અંતરની વાત ન જાણવાના સબબે હું તેમ કરી શક્યો ન હતો. મારૂં અંતકરણ આ વાત વધારે લંબાણથી લખવાની સલાહ આપે છે પણ તમારી નુકતેચીનીના બીકના સબબે હું મારી કલમને અહીંજ રોકું છું. મારો આ પત્ર તમને કોઈબી રીતે ઉપયોગી નીવડશે નહિ માટે એક બીજો પત્ર આ સાથે મોકલું છું આશા છે કે તે તમોને તમારા ઉઠાવેલા સાહસમાં મદદ કરશે. ”

તમારો આજ્ઞાંકિતઃ—યુસુફ.

યુસુફનો બીજો પત્ર નીચે મુજબ હતો.

લખનઉ તા. ૪ થી અગસ્ટ ૧૮૮૪

“ બી આબેદા ! ખુદા આપને સલામત રાખે પરમ દહાડે રાતે આપનું વીવેચન મેં સાંભળ્યું હતું. આજ ચાર વરસથી હું જે બાબત ઉપર વિચાર કરતો હતો તેજ બાબત ઉપર આપે વિવેચન ચલાવ્યું હતું. શરીઅતમાં કાંઈ શરમ નથી. માણસે ખુદાના હુકમ વીરૂદ્ધના વરતનથી શરમ કરવી જોઈએ પરંતુ તેના બંદાઓની અઘ-ટીત ઈચ્છાઓના સબબે શરમ કરવી મુનાસબ નથી. હું આજે ખુલ્લા દીલથી કહું છું કે રશીદાના સાથે નિકાહ કરવાને હું તઈયાર છું. મારી આ ઈચ્છાથી મારા ઘરના માણસો જાણ્યામાં અંજાણ નહીં હોય છતાં કોઈ આ ભેદની વાત ન હોવાથી હું તેને જાહેર

કરતાં અચકાતો નથી. આપ મહેરબાની કરીને રશીદાને પુછી જુઓ, જો તેને મંજુર હોય (મારા ધારવા મુજબ ઈનકાર કરવાનું કોઈ કારણ નથી) તો આપ આ નેકીના કામમાં આપથી જ્યાં સુધી બને ત્યાં સુધી કોશીશ કરશો તો મારા ઉપર આપનો સદાના માટે આભાર થશે, આ નેક કામમાં કોશીશ કરવાથી માત્ર મારા એકલાના ઉપર જ આભાર નહીં બલકે રશીદા તથા તેના જેવી અનેક બાળ વિધવાઓ જેઓ ખાનદાની રીત રીવાજની શીકાર બનેલી છે તેમના ઉપર પણ આભાર થશે.

આપનો સેવકઃ—યુસુફ

યુસુફના આ બંને પત્રો મેં ત્રણ વખત વાંચ્યા અને રશીદાને પણ વાંચી સંભળાવ્યા ને તે બાદ પહેલો પત્ર ફાડી નાંખ્યો અને બીજો પત્ર મારી પેટીમાં સંભાળીને મુકયો. લગભગ પાંચ દીવસ સુધી મેં આ વાતને કેવી રીતે ઉપાડવી તે માટે વિચાર કર્યો છેવટે હું એક નિશ્ચય ઉપર પહોંચી. એક દીવસે મેં યુસુફનો પત્ર કાઢયો અને તે પત્રમાં મારા તરફથી આ પ્રમાણે લખ્યું “મારા જેવી પરદેશી બાળાને આ પત્ર શા માટે મોકલ્યો, નવાબ સાહેબની સેવામાં મોકલ્યો હોત તો ઠીક થાત કેમકે તેઓ આખા ઘરના માલેક અને બુદ્ધી શાળી છે. મારા જેવી ગરીબ બીચારી, મોટા ખાનદાની કુટુંબના ખાનગી મામલામાં શું મત આપી શકે છે ? જાણ્યામાં આ પત્ર લખનારને મારૂં અહીં રહેવું પસંદ પડેલું ન હોવાથી તેઓએ મારી સાથે પત્ર વ્યહવાર ચાલુ કર્યો છે.”

મેં તે પત્રમાં ઉપરની ઈબારત લખી, અને કોઈ ઉમદા તકની શોધમાં રહી. એક દીવસે સવારની પહોરમાં નમાઝ અદા કરીને નવાબ સાહેબ દીવાનખાનામાં વઝીફો પડતા હતા. મેં બારીમાંથી તેમને એકલા જોયા એટલે તે તકને ગુમાવવી મુનાસબ જણાઈ નહી તેથી

મેં યુસુફનો મજકુર કાગળ ખાસદાનમાં મુકીને એક નોકર છોકરાની સાથે નવાબ સાહેબની સેવામાં મોકલ્યો અને નવાબ સાહેબને તે પત્ર બરોબર પહોંચ્યો કે નહી તેની બારીમાંથી જોઇને ખાતરી કરી લીધી. હું બારીમાંથી જોઇ રહી હતી કે નવાબ સાહેબે તે પત્રને બે ચાર વાર વાંચ્યો અને વીચારમાં પડી ગયા. આવી રીતે ઘણીવાર સુધી તેઓ કાગળની ઇબારત્ત વાંચી વિચારમાં પડી જતા હતા વઝીફો પુરો કર્યા બાદ તેઓ મજકુર પત્ર લઈને અંદર જનાનખાનામાં ગયા અને બેગમ સાહેબાને પોતાના ઓરડામાં બોલાવી વાતો શરૂ કરી. આ બાબતથી હજુ સુધી રશીદા બીલકુલ અંજાણ હતી. એટલે આ વખતે બેગમ અને નવાબ સાહેબની વાતચીત સાંભળવા માટે રશીદાને છુપી રીતે ત્યાં મોકલવાની જરૂરત જણાઈ, મેં રશીદાને બેગમ અને નવાબ સાહેબની વાતો સાંભળવા માટે જવાનું કહ્યું પરંતુ તેણીએ બે જણ છાની વાત કરતાં હોય તે સાંભળવા જવાને સાફ ઇનકાર કરી દીધો. પણ જ્યારે મેં તેણીને અસલ હકીકતથી વાકેફ કરી અને યુસુફ તથા એનીં ભવિષ્યની જીંદગીના ફેસલા માટે અત્યારે આ બંને જણાં વાતચીત કરી રહ્યાં છે છતાં બંનેમાંથી એકનું પણ મત દરયાફત કરતા ન હોવાથી તેઓ એક અઘટીત પગલું ભરી રહ્યાં છે. માટે તમારે પણ તમારી ભવીષ્યની જીંદગીના માટે થતી વાતચીત સાંભળવામાં કાંઇ હરકત જેવું નથી. મારા સમજાવવાથી રશીદા નવાબ સાહેબના ઓરડાની તરફ ગઇ. પરંતુ તેના ચહેરા ઉપરથી જણાતું હતું કે તેણી અત્યારે ભારે લાચારીથી એક અઘટીત પગલું ભરી રહી છે મને પણ આવી રીતે બે જણની છાની વાત ચુપકીથી સાંભળવાનું યોગ્ય લાગ્યું નહીં એટલે મેં રશીદાને પાછી બોલાવવાનો વીચાર કર્યો હતો પણ તેણી બારણા પાસે પહોંચી ચુકી હતી મારી પાસેથી તેણી ભારે અભાવની સાથે ગઇ પરંતુ બારણાની પાસે પહોંચતાં તેણીને બેગમ

સાહેબ તથા નવાબ સાહેબની વાતચીતમાં એટલો બધો રસ પડયો કે બારણાની પાસેથી ખસવાનું નામ લેતી નહોતી અને જાણે બારણાને ચોટી ગઈ હતી, લગભગ બે કલાક સુધી તેણી વાતો સાંભળતી રહી. આ બે કલાકનો વખત પસાર કરવો મારા માટે ભારે મુસીબત હતી. જ્યારે પુરા બે કલાક વીતતાં તેણી મારી પાસે આવી તો તેણીના ચહેરા ઉપર ખુશીના નીશાન જણાતાં હતાં. હું સમજી ગઈ કે વાત સફળ થતી લાગે છે. રશીદા સાંભળેલી વાતો કહેવા બેઠી પણ તે ખુશીના સબબે બોલવા કાંઈ ચાહતી હતી અને જીભથી કાંઈ નીકળતું હતું તેથી મેં ટકોરમાં કહ્યું.

" પહેલાં સારી પેઠે ખુશી થઇ જાવ અને જ્યારે તમારૂં દિલ તમારા કબજામાં આવી જાય ત્યારે વર્ણન કરજો. "

" ખુશી શાની ? "

" બસ વધારે બનવામાં માલ નથી. તમારો ચહેરો આનંદથી મલકાઈ રહેલા અંતરની ગવાહી આપી રહ્યો છે તમારી વાતચીત તમારો ભેદ ઉઘાડો કરી રહી છે બહેન, મુબારક "

" મુબારક સલામતને હાલ બાજુએ મુકો, કેમકે તમોએ મારા માટે બેગમ અને નવાબ સાહેબની વચ્ચે ખટપટ જગાડી દીધી."

" કેવી ખટપટ ? "

" નવાબ સાહેબ યુસુફનો પત્ર વારે ઘડીએ વાંચતા હતા અને બેગમ સાહેબને દરેક ઉંચ નીચની સમજણ પાડતા હતા. બેગમ સાહેબને તે પત્ર બનાવટી જણાયો અને યુસુફ આવો પત્ર લખે એ તેમના માનવામાં ન આવ્યું જેના ઉપર ઘણીવાર સુધી ભારે તકરાર ચાલી. "

" ફરી પરિણામ શું આવ્યું ? "

" નવાબ સાહેબની વાત માનવા વગર બેગમ સાહેબનો છુટકારો નહોતો, પરંતુ મારા માટે તે ભારે આફત છે કેમકે જો બેગમ સાહેબાની મરજી વિરૂદ્ધ મારૂં લગ્ન થયું તો હમેશાં તેમની નજરમાં હલકી ગણાઈશ અને તેથી દર વખતે ઘરમાં જે આરામ અને સુખ ચેનની આશા રાખવામાં આવે છે તે મળશે નહી. "

" હું ધારૂં છું કે અત્યાર આગમચ તમારી અને બેગમ સાહેબાની વચ્ચે દુશમની તો નથી ? "

" નહીં બીલકુલ નહીં. "

" તો ફરી કાંઈ ચીંતા જેવું નથી. "

" કેવી રીતે ? "

" જ્યારે યુસુફ તમારી સાથે હેત પ્યારનો વરતાવ કરશે ત્યારે તમે કોઈને અલખામણાં નહી લાગો કેમકે સાસુ નણદો અને ઘરના તમામ નાના મોટા ધણીની નજર જુએ છે. અગર તે બઈરી ઉપર રીઝેલો જણાયો તો ફરી કોઈ કાંઈ ખોડ ખામી કાઢતું નથી તેમજ અભાવ બતાવતું નથી, " રાજાને ગમી તે રાણી " ની પેઠે થાય છે. હવે તમે બેગમ અને નવાબ સાહેબની સાથે જાગેલી ખટપટનું કહો. તે વીષે પણ ચિંતા ન કરો આપણા દેશની ઘણી ખરી સ્ત્રીઓ પોતાના ધણીની સાથે એવીજ રીતે વાતો કરે છે કે અંજાણ્યા માણસને લડાઈ થયેલી હોય એમ જણાય છે. હજુ તમને આવી વાતોનો અનુભવ નથી તેથી તે બંનેની વાતચીતને ખટપટ સમજી બેઠાં પણ બેગમ સાહેબા ખરેખર રીતે લડયા હોય એ હું માની શકતી નથી. "

" બ્હેન તમોને આ તરફના કુટુંબોના રીત રીવાજની ખબર નથી. અહીં વિધવા વિવાહના કામને સખ્ત બદનામીનું કામ ગણવામાં આવે છે. "

" માત્ર આ તરફજ વિધવા વિવાહને ખરાબ ગણુતાં હોય, એમ નથી બલકે આખા હીંદની સ્થીતી એક સરખી છે. પણ બેગમ સાહેબ અને નવાબ સાહેબને તમારા લગ્નથી વીરૂદ્ધતા નહીં હોય મારૂ દિલ ગવાહી આપે છે કે તમારૂ કામ સફળ થશે. "

" તમો તે રાતે કરેલા વિવેચનના ભરૂસા ઉપર કહેતા હશો ?"

" બેશક ! મારૂં તે રાતનું વીવેચન નકામું નથી ગયું. વધુ નહીં તો થોડી ઘણી અસર જરૂર થવા પામી છે. કેમકે જે વાત જીભ ઉપર લાવતાં કોઈની પણ હીમત ન હોતી થતી તે વાત ઉપર વાદવીવાદ ચાલે છે. તમે પોતેજ કહો કે મારા વિવેચનથી તમારા દીલ ઉપર કેવી અસર થઈ ? "

" ખરી વાત તો એ છે કે બધાં કરતાં મારાં દીલ ઉપર તમારૂં વીવેચન આબાદ અસરકારક નીવડયું છે, પરંતુ હું ગરજવાન છું તેથી મારાં દીલ ઉપર અસર થઈ પરંતુ જેઓ કાંઇ ગરજ ધરાવતા નથી તેમને અસર થવી મુશકેલ છે. "

" એ હું કબુલ કરૂં પરંતુ તે સાથે જ યુસુફ તમારી સાથેજ લગ્ન કરવાની હઠ લઈને બેઠો છે. આખા ઘરમાં તે એકજ દીકરો હોવાથી નાનાથી મોટા બધા તેને ચાહે છે. જો તેની આ હઠ પુરી કરવામાં ન આવી તો તેને દીવાનાપણું લાગી જવાનો ભય રહે છે. બેગમ સાહેબા આ વાત ન સમજે પરંતુ નવાબ સાહેબ સારી પેઠે સમજી શકે છે. ઈશ્ક કેટલીક વખતે દીવાના પણાનો દીબાચો થઇ જાય છે. આ કારણના લીધેજ નવાબ સાહેબ તમારા લગ્નની તરફેણમાં છે. બેગમ સાહેબાની વીરૂદ્ધતા વધુ વાર ટકી શકતી નથી અને મને પુરો ભરૂસો છે કે રીતરીવાજની પાબંદીના ઉપર દીકરાની મોહોબ્બત ફતેહમંદ થશે. "

" હા, મારૂં માનવું પણ કેટલેક દરજ્જે એવું જ છે. "

" તો ફરી ગભરાઓ છો શા માટે ? "

" કાંઈ જાહેરમાં આવે તો ગભરામણ દુર થાય, માત્ર વાતો કરવાથી ગભરામણમાં વધારો થાય છે. "

" વાહ બહેન વાહ " મેં રશીદાના ગાલ ઉપર ધીમેથી આંગળાં અડકાવતાં કહ્યું " એક અઠવાડીયા પહેલાં કાંઈ ન હોતું અને જ્યારે કાંઈક આશાની ચળવળ શરૂ થઈ તો આભાર માનવાના બદલામાં મારા ઉપર આળ મુકો છો. "

" આળ મુકવા જેવી જ વાત છે ને ? અમે બધા આરામમાં હતાં ત્યાં તમોએ આવીને આ નવો બુટટો ઉઠાવ્યો. "

" જ્યારે મતલબ પાર પડતી જણાઈ તો ગભરામણ થવા લાગી અને લગ્ન થશે ત્યારે તો કોણ જાણે શું નું શું થઈ જશે. "

" આ બધા તમે ખ્યાલી પુલાવ પકાવો રહ્યાં છો " રશીદાએ હસતાં હસતાં કહ્યું. " મારી અંમાના સ્વભાવથી તમે જાણીતા નથી. જ્યાં સુધી તેઓ રાજી ન થાય ત્યાં સુધી આ બધી વાતો ધુળ ઉપર લીંપણ સમજવી. "

" શું તમારી અંમાજાનનો નિકાહ થનાર છે ? "

" શું બોલ્યાં "

" ત્યારે ફરી શું કહું ? નિકાહ તમારો થાય અને અંમાજાનને રાજી કરવાં જોઈએ. "

" તો શું તેમની રજા વિના થઈ જશે. "

" શા માટે ન થાય ? તમે પોતે ઉમર લાયક છો, સમજુ છો તેથી અંમાની રજા લેવાની જરૂર નથી. માત્ર દુનિયાદારી અને તેઓ તમારી અંમા છે એટલે વખત ઉપર વાત કરી લેજો. "

" તો શું હું વાત કરવા જઈશ ? "

"તમે વાત ન કરી શકો તો ઘરમાંની કોઈ પણ ઓરત દરયાફત કરી લેશે. પોતે નવાબ સાહેબ અથવા બેગમ સાહેબ પુછે. પોતાની રજામંદી જાહેર કરે અને યુસુફની ફરેફતગી તથા તમારી ઈચ્છાનું કહે એટલે ફરી તેઓ ઈન્કાર કરશે નહી."

"મારી ઇચ્છા કેવી ?"

"ત્યારે શું માત્ર યુસુફની જ ખ્વાહીશ ! તેની જ ફરેફતગી ! ! તમારા તરફથી બીલકુલ ઈન્કાર ! પણ તમારી અંમા તો સારી પેઠે સમજી શકે છે કે આખા ઘરની ઈચ્છાથી અને શરીઅતના હુકમથી વિરૂદ્ધ જવું તથા તમારા ઈન્કારને કુદરતી કાનુન વિરૂદ્ધ ખરા દિલનો ઈન્કાર સમજવો બેવકુફી નહી તો બીજું શું છે ?"

"એ બધું ખરૂં પણ જયારે અંમાજાન મને પુછશે તો હું પહેલાં ઈન્કાર કરીશ. બહેન અસલમાં એમને રાજી કરવા એ મહાન કામ સમજવું જોઇએ.' તેઓ કદાચ એમ સમજી બેસે કે મને ગરીબ સમજીને નીચ લોકોની દીકરીઓની પેઠે મારી દીકરીને સમજી બેઠાં છે તો મહા મોટી મુશકેલી ઉભી થશે."

"તો શું આવી રીતે સમજી બેસે એવો સંભવ છે !"

"જો પહેલાંથી ખુબસુરતીની સાથે તેમના કાન સુધી આ વાત ન પહોંચાડી તો મામલો બગડી જવાનો સંભવ છે."

"ત્યારે આ કામ પણ હું મારા માથે લઉ છું"

"હા, એમજ કરો પણ કોઈ તેમને કહે તે પહેલાં તમારે કહેવું જોઈએ."

"હું હમણાં જ જાઉં છું."

"જવું તો હમણાં જ જોઈએ પણ કેવી રીતે વાતચીત કરવી તે પહેલાંથી સારી પેઠ વીચારવું જોઈએ."

"ઠીક છે વખત ઉપર જોઈ લેવાશે."

આટલી વાતચીત પછી હું રશીદાના ઓરડામાંથી નીકળીને બહાર આવી તો સીડીની પાસે બેગમ સાહેબ મળ્યાં. દસેક મીનીટ માટે અમે બંને જણાં ત્યાંજ ઉભાં થઇને વાતો કરવા લાગ્યાં. બેગમ સાહેબે જણાવ્યું "કોણ જાણે તમે કેવા ચોઘડીએ વિધવા લગ્નના મસઅલા ઉપર વિવેચન ચલાવ્યું છે કે તેની શરૂઆત આપણાં ઘેરથી જ થતી જણાય છે." આટલું કહી બેગમ સાહેબે પોતાની સાથે નવાબ સાહેબની થએલી બધી વાતચીત સંભળાવી તે બાદ અમે બંને જણાં રશીદાના ઓરડામાં આવ્યાં. બેગમ સાહેબ રશીદાની મરજી જાણવા માટે આવ્યાં હતાં પણ વાત કરવાની તક ન મળતાં તેઓ ત્યાંથી ઉઠયાં અને મને પણ પોતાની સાથે ચાલવા માટે અણુસારાથી જણાવ્યું. બહાર નીકળીને બેગમ સાહેબે પોતાનો મત જાહેર કરતાં કહ્યું "તમારાથી કોઈ વાત છુપી નથી, નવાબ સાહેબ યુસુફ અને તમે ત્રણે એક મત થએલા લાગો છો. એટલે તમારા મતથી હું વિરૂદ્ધ જાઉં તો મારૂં કાંઈ ચાલશે નહીં. પણ આ મામલામાં વિરૂદ્ધ જવાનું મને કાંઈ કારણ નથી. હું આ લગ્ન પસંદ કરૂં છું, માત્ર લોકો શું કહેશે તેનો ખ્યાલ છે પણ તેની કાંઈ પરવા નથી જે કાંઈ થશે તે જોઈ લેવાશે અલબતાં રશીદાની ઇચ્છા જાણવી જરૂરી છે અને હું ધારૂં છું કે તમે આ બાબતમાં રશીદાનો મત દરયાફત કરી ચુકયાં હશો ?"

"રશીદાનું લગ્ન થયું તે પ્રસંગે તમોએ તેનો મત દરયાફત કર્યો હતો ?"

"ના"

"તો ફરી આ વખતે પુછવાનું કારણ ? પણ હશે હાલ તરત આ વાત જવા દો. મારા ધારવા પ્રમાણે રશીદા ઈનકાર કરે એમ લાગતું નથી અલબતાં રશીદાની અંમા આ મામલાથી બીલકુલ અંજાણ છે માટે પહેલાં તેમનો મત લેવો જરૂરી છે."

"હા, હું પણ એજ વિચારમાં છું. હમીદાનું રાજી થવું સહેલું નથી."

"પણ તેમને ખબર તો આપવીજ પડશે."

"એ વીના લગ્ન કેવી રીતે થઈ શકે ? ગમે તેમ કરીને પણ તેમને રાજી કરવા પડશે, પરંતુ કેવી રીતે વાત કરવી અને તે કોણ કરે એ વીચારવું છે."

"એમની પાસે જઈને વાત તો હું કરી આવું પરંતુ આપ સાથે ચાલો તો સારૂં."

"હમણાં અમારામાંથી કોઈ વાત ન કરે તો સારૂં, બહારના માણસો વાત ઉપાડે અને તે બાદ ઘરના માણસો વાત કરે તો ઠીક."

"ત્યારે જો આપ કહેતાં હોવ તો હું જઈને વાત કરૂં."

"ભલે જાવ."

આ વાતચીત પછી હું હમીદા બેગમના ઓરડા તરફ ગઈ, જ્યાં તેણી હર વખતે નમાઝ અને વીરદ વઝીફામાં મશગુલ રહેતી હતી. તેણીને એકાંત વાસ વધારે પસંદ હતું કોઈની સાથે વધારે વાતચીત કરવી કે ઘરનાં કારોબારમાં માથું મારવાની તેને બીલકુલ ટેવ નહોતી આવી રીતે ભારમા રહેતી હોવાથી હમીદાથી ઘરના બધા નાના મોટા બીહતા હતાઃ પઈસા ટકાના સંબંધમાં તેની સ્થીતી તદન ગરીબ હતી અને વયમાં પણ બેગમ સાહેબથી નાની હતી છતાં રોબના સબબે કોઈ પણ તેની આગળ ચું કરી શકતું ન હતું.

જ્યારે હું તેણીના ઓરડાની પાસે પહોંચી ત્યારે બારણુ અંદરથી બંધ હતું. બારણું ખટખટાવવાનો ઇરાદે કર્યો પણ અંદરથી કાંઈ અવાજ આવતો સંભળાયો, મે જરા ધ્યાનથી સાંભળ્યું તો તે

અવાજ એનો જણાયો અને એમ જણાયું કે તે બી કોઈ મોટા માણસની આગળ પોતાની સ્થીતીનું વરણન કરી કાંઇક માંગી રહી છે. આ મામલો જોઇને મને ભારે અચંબો થયો અને તરેહવાર વીચારો એક પછી એક મનમાં પસાર થવા લાગ્યા પણ જ્યારે ધ્યાન પુર્વક જોયું તો હમીદા બેગમ ખુદાવદે કરીમની દરગાહમાં ભારે આજીજી અને નરમાશથી દોઆ માંગી રહી હતી અને તેણી એવી રીતે માંગતી હતી કે જાણે ખુદા હાજર નાજર મોજુદ છે અને તેની માંગણી પુરી કરી રહ્યો છે. હું પોતે મઝહબી બાબતોની સખતાઇની સાથે પાબંદ હોવાથી તેણીની માંગણીએ મારા મન ઉપર ભારે અસર કરી. હું મારા મનમાં હમીદા બેગમને કહેવાનું જે કાંઈ વિચારીને આવી હતી તે બધું ભુલી ગઈ. હમીદા બેગમની માંગણીથી મને જણાયું કે મેં રશીદાના બીજી વારનાં લગ્ન માટે જે ચરચા ચલાવી હતી તેની હમીદા બેગમને ખબર પડી ગઈ હતી અને તેથી તેણીને ભારે દુઃખ પહોંચેલું હોવાથી અત્યારે તે ખુદાની દરગાહમાં પોતાની બદ કીસમતીની શીકાયત કરી રહી હતી. તેણીને છેવટમાં ખુદાની દરગાહમાં આ બોલતાં સાંભળી કે—" પરવર દીગાર ! તું મને ગરીબીમાં રાખ પણ લોકો મને નીચ સમજી મારી આબરૂ ઉપર હુમલો કરે એવી તેમને મતી ન આપ. હે ખુદા ! હું તારી અદના દાસી છું. લોકોએ મારી આબરૂ ઉપર પાણી ફેરવવાની બાજી રચી છે તેમાં તેમને શીકસ્ત આપ, મારી દીકરીનાં બીજા લગ્ન થાય તે પહેલાં તું મને દુનિઆથી ઉઠાવી લે. તે લોકો મારી ગરીબીનો લાભ લેવા માંગે છે માટે હે માગ માલેક ! તું મને તારા ગેબના ખઝાનામાંથી ધન દોલત આપ."

હમીદાની આજીજી ભરી વાણી સાંભળતાં જ મારા વીચારો હવામાં કીલ્લા બાંધવા સમાન જણાયા અને મેં જે ઈમારત ભારે મહેનતથી ચણી હતી તેનો નાશ થયેલો જેયો. મારૂં દીલ ધરૂજવા

માંડયું હાથ પગથી શક્તિ નાબુદ થઈ ગઈ, આંખોમાં અંધારા આવ્યા એટલે જમીન ઉપર ધમ દેતીને પડી ગઇ. મારા પડવાનો અવાજ થતાં હમીદા પોતાનું બોલવું બંધ કરીને ચુપ થઈ ગઇ. થોડીવાર સુધી તો તેણી અંદરજ બેસી રહી પણ જ્યારે કાંઇ કારણ ન જણાયું ત્યારે બારણું ઉઘાડીને બહાર આવી અને મારા ચહેરામાં થયેલા ફેરફાર તથા ફીકાશને જોઈ મને ઉપાડી લીધી અને અંદર લઈ જઇ પલંગ ઉપર સુવાડી. તેણી મારા પડવાનું કારણ વારે ઘડીએ પુછવા લાગી. પણ મેં જવાબ આપ્યો નહીં. થોડીવાર પછી મારામાં લગાર શકતી આવી ત્યારે હું ઉઠીને બહાર આવી. હમીદા બેગમની જગ્યાએ બીજી કોઈ સ્ત્રી હોત તો તેણી મારા પછવાડે આવતી અને મને ઓરડામાં મુકી મારી આગતા સ્વાગતા કરતી પણ તેણી પોતાના ઓરડામાંથી બહાર નીકળી નહીં અને જાણે કાંઈ બન્યું જ ન હોય એવી રીતે પહેલાંની પેઠે જા નમાઝ ઉપર બેસી દોઆમાં મશગુલ થઈ ગઇ.

મેં આ બનાવની ખબર બેગમ સાહેબને આપી અને બેગમ સાહેબે આ બનાવથી નવાબને જાણીતા કર્યા પરંતુ યુસુફ અને રશીદાને આ બનાવથી જાણી જોઇ ને અંજાણ રાખ્યાં.

હમીદા બેગમનો સ્વભાવ અને રીતભાત તથા હકીકત જાણવાની જરૂર હોવાથી આ સ્થળે ટુંકમાં વર્ણન કરૂં છું.

મોટા બેગમ સાહેબાથી તેણી બેએક વરસ નાની હતી બંને બહેનોના લગ્ન એક સાથે થયાં, મોટી બહેન નવાબ યુસુફની સાથે પરણી અને નાની બહેન એટલે હમીદા બેગમનું લગ્ન હામીદ બેગથી થયું. હામીદ બેગ ઉંચા ખાનદાની હતા. એમના ખાનદાનના વડા નવાબ સઆદત ખાનની પછી બે નવાબોના રાજ્ય અમલ દરમ્યાન તેમનાં ખાનદાનના દીવસો સારા રહ્યા, પણ પાછળથી રાજ્યનો ફેરફાર થતાં પડતી શરૂ થઈ અને પાયતખ્ત લખનઉમાંથી

આ કુટુંબને સનદીલા તાલુકામાં નાની સરખી જાગીર ઉપર આધાર રાખી ત્યાં જવું પડયું. હામીદ બેગનું બચપણ થોડુંક સુખમાં પસાર ગઈ ગયું પરંતુ જુવાની ભારે દુઃખમાં પસાર ગઈ. તેમની આઠ દસ વરસની વય હશે તેટલામાં ઈ. સ. ૧૮૫૭નો બળવો થયો તેમના કુટુંબનાં કેટલાક લોકો બળવાખોરોમાં ગણાવાથી કાળા પાણી મોકલી આપવામાં આવ્યા. માલમીલકત જપ્ત કરવામાં આવી મકાન લીલામ થયાં. હામીદ બેગ નાની વયના સબબે સજાથી બચી ગયા પણ જે લોકો દેશપાર થયા હતા તેમનાં કરતાં ઘણીજ ઝબુન હાલતમાં આવી પડયા. રહેવાને મકાન તેમ ખાવાને ધાન નહોતું જે લોકો દેશપાર થયા હતા તેમની સ્ત્રીઓ અને કુટુંબની વિધવાઓ ઘરડી ડોસીઓ વીગેરેનું પાલણ પોષણ કરવું એમના માથે આવી પડયું હતું કેટલાક દીવસ સુધી આસપાસના જાગીરદારો અને પઈસાદાર લોકોએ આ બરબાદ થએલા કુટુંબને મદદ કરી પરંતુ કોઈ કયાં સુધી મદદ કરે ? એક શાયરે ઘણું જ સારૂં કહ્યું છે કે—

પુતલિયાં તકબી દમે નઝઅમેં ફિર જાતી હેં
વકત પડતા હય તો સબ આંખ ચુરા જાતે હેં

આવી જ સ્થીતીમાં હામીદ બેગનું હમીદા બેગમની સાથે લગ્ન થયું. એમનું ખાનદાન અને અસલના વડવાઓની આબરૂ ઈજ્જતને ધ્યાનમાં રાખી હમીદાના બાપે તેમને જમાઈ તરીકે સ્વીકાર્યા. લગ્ન થયા બાદ હમીદાના બાપે સરસીફારશ લગાવીને તેમને કમશેરીયેટ ખાતાનો કન્ટ્રાકટ અપાવ્યો જેમાં ઠીક આવક થવા લાગી.

દીન પ્રતીદીન ચઢતી થઈ, પણ તેની સાથે જ આખા શહેરના નકામા લોકો માંખીઓની પેઠે ભેગા થઇ ગયા હામીદ બેગની આ ચઢતી દશા પાણીના પરપોટા મીસાલ હતી. બે એક વરસ સુધી

દીવસો સુખમાં પસાર થયા પણ તે પછી કન્ટ્રાકટ બીજાને મળી ગયું એટલે હામીદ જેવા પહેલાં હતા તેવા થઇ ગયા. હમીદા બેગમ ધણીની જીંદગીમાં પણ વધારે વખત મોટી બહેનની પાસે રહેતી હતી. એક મહીનો ધણીને ત્યાં તો અગીયાર મહીના બહેનને ત્યાં ગાળતી હતી, ભોગજોગે હામીદ બેગ કાન્ટ્રાક્ટનું કામ બંધ થયાબાદ ગુજરી ગયા. એટલે હમીદા હમેશને માટે બહેનને ત્યાં રહી; ખુદાએ એક દીકરી આપી હતી જેથી તેણી નમાઝ રોઝામાં મશગુલ રહી દીકરીનું પાલન પોષણ કરતી હતી અને વરસે બે વરસે એકાદ વખતે સાસરામાં જઇને સાસુ નણંદોને મળી આવતી હતી તેની સાસુ અને નણંદો તથા બીજા સાસરીયાં સનદીલા ગામમાં રહેતાં હતા.

હું અહીં જે દીવસનું વર્ણન કરૂં છું તે દીવસે હમીદાને સાસરૂં યાદ આવ્યું. અહીં રહેવાથી પોતાની વીધવા દીકરીનાં લગ્ન બાબે ચરચા ચાલી તે તેણીને બીલકુલ પસંદ પડયું નહીં એટલે સાસરે જવાનું નક્કી કરી લીધું. મગરેબની નમાઝ પછી તેણીએ નવાબ યાકુબને પોતાના ઓરડામાં બોલાવ્યા અને પોતાના સાસરે સનદીલે જવાની રજા માંગી. નવાબ તથા ઘરના નાનાં મોટાં હમીદાની હઠથી વાકેફ હતા. એટલે નવાબ સમજી ગયા કે હમીદાની જીભથી જવાનું નીકળ્યું છે તો ઈનકાર કરવાથી પણ તે જશે. માટે ના કહેવામાં માલ નથી. બેગમ સાહેબથી સલાહ કર્યા બાદ નવાબ સાહેબે હમીદાને સનદીલે રવાના કરવાની તજવીજ કરી. રશીદા એ બાબત અંજાણ હતી અને જ્યારે ગાડી જવાને બે કલાકની વાર રહી ત્યારે તેણીને સનદીલા જવાની ખબર પડી, આ ખબરથી તેની અજાયબીનો પાર રહ્યો નહીં. અને બેગમે રશીદા તથા મને એકાંતમાં મળવાની તક આપી નહી જેથી હું રશીદાની આગળ કાંઈ પણ ખુલાસો કરી શકી નહીં. સનદીલે જવાનું એકાએક થએલું હોવાથી મુસુફ આ બાબતથી અંજાણ રહી. હું જોઈ રહી હતી કે

રશીદાને સનદીલે જવું ઘણું જ ભારે લાગતું હતું પણ લાચાર હતી માના હુકમનો અનાદર કરવાની તાકત ધરાવતી નહોતી. અગર રશીદાની જગ્યાએ કોઇ ઉછાંછળી છોકરી હોત તો જવા માટે ઇનકાર કરતી પરંતુ ભલી રશીદા એક પણ શબ્દ બોલ્યા વગર ગાડીમાં સવાર થઈ ગઈ.

હમીદા અને રશીદાના જવાની ખબર સાંભળી યુસુફ ચુપ થઈ ગયો. તેણે ઘણા દીવસ સુધી કોઈની સાથે વાત કરી નહી અને જાણે વીચારના દરીઆમાં ડુબી ન ગયો હોય તેવી હાલતમાં આવી પડયો. ખાવું પીવુ અને બહાર દોસ્ત આશનાઓમાં આવવું જવું ઓછું કરી દીધું. દર વખતે ઉંડા વીચારમાં લીન રહેતો. અંદર અને બહાર યુસુફની જ ચર્ચા બધાની જીભ ઉપર હતી. ધીમે ધીમે તેણે ઘરથી બહાર જવું બંધ કરી દીધું અને આખો દીવસ પોતાના ઓરડામાં બેસી નમાઝો પઢવી અને દોઆ માંગવી એજ કામ તેનું રહી ગયું.

કેટલાક દીવસ પછી હું અંદર જનાનખાનામાં બેઠી હતી એટલામાં બહારથી ટપાલ વાળાએ મારૂં નામ પોકાર્યું. આ સાંભળતાંજ મારૂં દીલ ધડકવા લાગ્યું કેમકે આગ્રાવાલા મીરઝા મકસુદને મારા લખનઉમાં હોવાની બાતમી મળી ગએલી હોવાથી તેણે કાગળો લખવા શરૂ કર્યા હત. લખનઉમાં તેના ઘણા કાગળો વગર વાંચે ચુલામાં નાંખતી હતી. અત્યારે ટપાલવાળાએ મારૂં નામ પોકારતાં મામા બહાર ગઈ અને કાગળ લાવીને મને આપ્યો. મેં ધડકતી છાતીએ કાગળ હાથમાં લીધો અને ચુલામાં નાંખવા ઉઠતીજ હતી કે એટલામાં બેગમ સાહેબે હાથમાં કાગળ જોઈને કાંઈ સવાલ કરે તે પહેલાં જ મેં તેમને જણાવી દીધું:—

" આપ આગ્રાવાળા મીરઝા મકસુદની હકીકતથી જાણીતાં છો. તેજ બદમાશ મને દર વખતે કાગળ લખીને પજવવા ચાહે છે

પણ મેં આજ સુધી તેના કાગળને વાંચ્યો નથી અને વાંચીશ પણ નહી, અત્યારે પણ તેનો કાગળ આવ્યો છે તેથી હું તેને ચુલામાં બાળવાને જાઉં છું."

બેગમ સાહેબે કાગળના સરનામા ઉપરના અક્ષરો દુરથી જોએલા હોવાથી બોલ્યાં.

"અક્ષર તો રશીદાના જેવા દેખાય છે માટે ચુલામાં નાંખવા પહેલાં વાંચવું જરૂરી છે."

મેં લગાર ધ્યાન પુરવક જોયું તો મને પણ રશીદાના અક્ષર જણાયા. આવેલો કાગળ રશીદાનો છે એ વીચારે મને ભારે આનંદ આવ્યો. રશીદાનો કાગળ બેગમ સાહેબની રૂબરૂ વાંચવો મસલેહત વિરૂદ્ધ હતું. પરંતુ તેઓ મોજુદ હોવાથી કાગલ ન વાંચવાનું ઠીક ન જણાયું તેથી મેં તરત જ કાગળ ફોડીને વાંચ્યો જેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

વ્હાલી બહેન.

કભી ગુલશન મે રહેતે થે કફસ મેં અબ ગુઝરતી હે

બતા સય્યાદ કી કયા હે હમારા આબો દાનાથા

મારી જીંદગી દરમ્યાન તે સમય અંના ભારોદ અપનાર અને સુખથી ભરેલો હતો કે જે તમારી સાથે ગાળ્યો છે, અને અતી દુઃખી દીવસો અને સંકટનો સમય આજકાલ છે કે હું સનદીલાના ખડેર બનેલા ધરોમાં ગુજારૂં છું. મને મારી લગારે ચીંતા નથી પરંતુ મારા લીધે તમે દુઃખી દિવસો પસાર કરતા હશો એ વિચાર મને દુઃખી બનાવી રહ્યો છે. તમારા વિચાર પછી મને યુસુફનો વિચાર આવે છે કેમંકે બીચારા યુસુફે મારા લીધે ઘણાં દુઃખો ઉઠાવ્યાં છે અને પછી મામા મામીનો ખ્યાલ આવીને મને બહાવરી બનાવે છે. તે બધા લોકો માત્ર યુસુફ અને મારા સુખના માટે મારી અંમાથી જુદા પડયા. પરંતુ મારી તેમજ યુસુફની

સ્થીતીનું લગારે રંજ કે ગમ નથી. આટલા દીવસના અનુભવ પછી હું આ પરિણામે પહોંચી છું કે હું અને સુલ્ફ દુનિઆમાં માત્ર દુઃખ ઉઠાવવા ખાતરજ પેદા થયાં છીએ. ખુદાનો લાખ લાખ શુક્ર છે કે અમો બન્નેના માટે દુઃખ રંજ, ગમ, દીલગીરી વીગેરેનો પાર નથી.

ગમ ખાતી હું ગમસે મેરી નીયત નહીં ભરતી
કયા ગમ હે મઝેકાકે મેરી તબીયત નહીં ભરતી

અલબત્તા એક વાત મને મારા દુઃખમાં વધારો કરનારી જણાય છે. અને તે માત્ર તમો લોકોની હકીકત જાણવાની ઈચ્છા છે પણ મારી અંમાના હઠીલા સ્વભાવના સબબે તે ઈચ્છા પુરી થતી જણાતી નથી. કેમકે મેં આપને કાગળ લખ્યો છે એવી ખબર તેમને પડે તો તેઓ મારી સખ્ત ખબર લઇ નાંખે. બહેન તમારી મુલાકાત લેવાને જીવ તલપે છે. બીજાં સગાં વહાલાથી આ અણુ-બનાવ દુર થતાં મળવાની આશા છે પણ તમારાથી મુલાકાત થવાનો સંભવ ઓછો છે. ખેર અત્યારે રજા ચાહું છું ભાગ્યમાં હશે તો આ જીંદગીમાં મુલાકાત થશે. નહીં તો કયામતના દીવસે તો જરૂર મળીશ. જુઓ મને પોતાના અંતરમાંથી વીસરતા નહીં,

લી૦ તમારી
રશીદા.

કાગળ વાંચ્યા બાદ બેગમ સાહેબા ચાલ્યાં ગયાં. મેં જોયું કે તેમની આંખો આંસુથી ભરેલી હતી આ વખતે મારી સ્થીતી ઘણીજ ખરાબ થઈ રહી હતી. રશીદાના એક એક શબ્દે મારા જીગરપર નશતરનું કામ કર્યું હતું. મેં તેના કાગળને પંદર વખત વાંચ્યો છતાંએ ધીરજ મળી નહી. વારે ઘડીએ વાંચતી હતી અને આંસુઓ પાડતી હતી. મારાં આંસુઓએ કાગળ ઉપર પડીને તેને તેને ભીંજાવી

નાંખ્યો. રશીદાના "કયામતના દીવસે તો જરૂર મળીશ" ના વાક્યે મારૂં કાળજુ કોતરી નાંખ્યું.

રશીદાના સનદીસે ચાલ્યા જવાથી મારા વિચારો બદલાયા નહતા બલકે હું પહેલાંની પેઠે અડગ હતી. હું સમજતી હતી કે જો રશીદાની અંમાને શરીઅતની રૂએ સમજાવવામાં આવશે અને દુનિઆની ઉંચ નીચ જણાવવામાં આવશે તો તેણી રશીદાનાં લગ્ન માટે રાજી થઈ જશે પરંતુ નવાબ સાહેબને ત્યાં મારૂં રહેવાનું મને મુશકેલ જણાયું કેમકે હમીદાના રશીદાને સાથે લઈને ચાલ્યા જવાથી ઘરનાં બધાં નાનાં મોટાં મારા તરફ અભાવની લાગણી જાહેર કરવા લાગ્યા. અને બે બહેનોમાં અણુબનાવનાં બી રોપનાર તરીકે મને સમજવા લાગ્યાં. જો કે જાહેરમાં યુસુફના મા બાપના વિચારો મારી તરફ સારા હતા પરંતુ રશીદાનો કાગળ આવ્યા પછી બેગમ સાહેબાના વિચારો બદલાતા જણાયા. કદાચ તેમ ન હોય પણ મને એમ લાગવાથી જીવ ઊચાટ થઈ ગયો. બેગમ સાહેબા સમજતા હતા કે રશીદા અને યુસુફના વિચારોમાં ફેરફાર કરનાર અને હોલાયલી આગમાં ભડકો કરનાર હું હતી. અને તેથી કદાચ તેઓ મારા તરફથી નવાબ સાહેબને ઊંધું ચતુ સમજાવી અપમાનની સાથે ઘરમાંથી કાઢી મુકવાની કોશીશ કરે માટે મારે એમ થવા પહેલાં આબરૂ ઈજ્જતની સાથે આ ઘરને તજવું જોઈએ. રશીદાની મોજુદગીના સબબે હું મારા પાછલા બનાવો ભુલી જવા પામી હતી. પણ જ્યારે તેણી સનદીસે ચાલી ગઈ અને ઘરના લોકોના વરતાવમાં ફેરફાર જણાયો ત્યારે પાછલા બનાવો યાદ આવ્યા મને મારા ઘરમાંથી દેશવટો આપનાર મીરઝા મકસુદની ચાલબાઝીઓનું ભાન થયું. આ વિચારના સબબે મારૂં દિલ ધડકવા લાગ્યું. અને બેભાન સ્થીતીમાં આવી પડી. તરતજ મેં મારી અંમાને બોલાવી અને મારા અંતરના ઉભરાઓ ખાલી કર્યા તે બાદ લખનઉથી ચાલ્યા

જવાનું જણાવ્યું. અંનાએ બધી વાત સાંભળ્યા બાદ મારા મતથી વિરૂદ્ધતા જાહેર કરી, પણ મેં તેની વિરૂદ્ધતા ઉપર વધારે ધ્યાન આપ્યું નહીં. અંના, નવાબ અને બેગમની મહેરબાનીઓ અને આજસુધી તેઓના વિવેકના અનુભવ ઉપરથી કહેતી હતી પરંતુ હું સારી પેઠે સમજતી કે યુસુફ અને રશીદાનો ગામલો લંબાયા વગર રહેશે નહીં અને આ મામલામાં મેં આગેવાન પાઠ ભજવેલો હોવાથી બધી બદનામીનો બોજો મારા ઉપર પડશે. તે વખતે નવાબ કે બેગમ કોઈ માગ તરફથી બદગુમાન થયા વગર રહેશે નહી. માટે બે આબરૂ થઈને નીકળવા કરતાં આબરૂભેર આ ઘરમાંથી નીકળી જવું બેહતર છે.

પણ આ ઘરમાંથી નીકળીને જવું કયાં ? એમ તો મારો વાઅઝ અને મારી વાતો સાંભળનાર બાનુઓ સેંકડો હતી કે જે પોતાના ઘેરમાં મને જગ્યા આપે પરંતુ મેં કોઈ પણ પીછાણવાળીને ત્યાં જઈને આશરો લેવાનું મુનાસબ ધાર્યું નહી, તેથી હવે કયાં જવું ? એ સવાલે મારા મનમાં ઉત્પન્ન થઈ મને થોડીક પળોના માટે ધભરામણમાં મુકી દીધી.

એક દિવસ મને બેઠાં બેઠાં શેખ રઝીઉદ્દીનનો ખ્યાલ આવ્યો, જેમની સાથે મરદાના લીબાસમાં હું લખનઉ આવતી વખતે રેલ્વેના ડબામાં બેઠી હતી અને જેઓએ મને તથા અંનાને પોતાને ઘેર લઈ જવાની બહોંસ કરી હતી. લખનઉ શહેરના આગેવાનોમાં તેઓ સારી પેઠે જાણીતા હતા. અહીં આવ્યા બાદ મેં ઘણી વખતે તેમની ભલાઈ વીષે સાંભળ્યું હતું તેઓ નેક અને પરહેઝગાર હતા અને ગરીબોને મદદ કરવામાં પોતાથી બનતું કરવા ચુકતા નહોતા તેમનો ખ્યાલ આવતાંજ મેં તરત એક ચીઠી નીચે પ્રમાણે લખીને દાસીની સાથે મોકલી આપી અને તેને સમજાવી દીધી કે અગર તેઓ આ ચીઠીનો જવાબ આપે તો કોઈને જાહેર ન કરતાં ચુપચુપ મને આપવો. તે ચીઠીમાં મેં લખ્યું હતું કે:—

" મોલવી રઝીઉદ્દીન સાહેબ !

ખુદા તઆલા આપને મારા જેવા નિરાધારો અને લાચારોને મદદ કરવા માટે સલામત રાખે. હું આ ચીઠીમાં મારૂં પુરૂં વર્ણન કરી શકતી નથી પરંતુ ટુંકમાં એટલું જણાવું છું કે હું એક સારા કુટુંબની યતીમ બાળા છું. સમયના ઉલટ ફેરના સબબે લાચાર અવસ્થામાં આવી પડી છું. નવાબ યાકુબ સાહેબના આશરામાં મારૂં પોષણ થઈ રહ્યું છે. તેઓ અને તેમનાં બધા ઘરનાં નાનાં મોટા મારી સાથે ઘણોજ સારો વરતાવ કરે છે પરંતુ આવી રીતે વગર મહેનત કરે એમના આશરામાં પડી રહેવું મને પસંદ ન હોવાથી હું કોઈ કામ કરી મારૂં ગુજરાન કરવા ચાહું છું ખુદાના ફઝલો કરમથી નાના બાળકોને દીનદારીનું સાધારણ શિક્ષણ તથા સીવવા ભરવા અને ઘરના કામકાજનું થોડુંક જ્ઞાન આપી શકું છું. માટે જો આપ પોતાનાં બચ્ચાંઓને શિક્ષણ આપવાની ઈચ્છા રાખતા હો તો હું આ ખીદમત બજાવી લાવવાને તઈયાર છું. પગારની મને પરવા નથી. ઈજ્જત આબરૂની સાથે રહેવાનું અને બંને વખત ખાવાનું મળી જાય તો બસ છે.

એક અજાણી બાળા આપને આવી રીતે લખી રહી છે તેથી આપને કદાચ અજાયબી લાગે અને મારી ચાલના માટે શંકા જન્મ પામે પરંતુ હું આપને અરજ કરૂં છું કે આપ મારી રીત ભાત તથા ચાલ ચલણના માટે નવાબ યાકુબ સાહેબ તથા તેમના સાહેબઝાદા યુસુફ સાહેબથી મળીને દરીયાફ્ત કરી શકો છો છેવટમાં હું મારી ચીઠીને આ શેર ઉપર પુરી કરૂં છું.

આબરૂ જીન્સે ગિરાંહે કહીં યે કાર ન જાય
આપ લે લેં તો યે સોદા સરે બાઝાર ન જાય

વસ્સલામ.

જવાબની ઉમેદવાર
એક પરદેનશીન

મારી આ ચીઠી પહોંચતાંજ રઝીઉદ્દદીને તે ચીઠીની પાછળ નીચે પ્રમાણે જવાબ લખી મોકલ્યો,

" અગર આ ચીઠી તેજ પરહેનશીન બાનુના પોતાના હાથની લખેલી છે જેઓ ઉસ્તાનીની જગ્યા માટે મને લખે છે, તો હું તેમને રહેવાનું ઘર ખાવું પીવું અને માસીક રૂ. ૨૦ નો પગાર આપીશ. તેમના માટે મારૂં ગરીબ ઘર હર વખત ઉઘાડું છે જ્યારે ઈચ્છા હોય ત્યારે આવે. "

રઝીઉદ્દીનનો આ જવાબ જોઈ મેં છુટકારાનો દમ ખેંચ્યો. આજ સુધી હું ખેરાતના કટકાઓ ઉપર ગુજરાન કરી રહી હતી પણ હવે પાક પરવરદિગારે ઇજ્જત આબરૂની સાથે મહેનત કરીને પોષણ કરવાનો રસ્તો કાઢી આપ્યો એટલા માટે મેં તરતજ વઝુ કરીને પાક પરવરદિગારની જનાબમાં શુકરાનાના બે દોગાના નમાઝ અદા કરી.

ભોગજોગે તે દીવસે એક મીટીંગમાં નવાબ યાકુબ અને રઝીઉદ્દદીનની મુલાકાત થઈ એટલે રઝીઉદ્દદીને નવાબ યાકુબથી મારા સંબધમાં વાતચીત કરી. નવાબ યાકુબે મારી તારીફ કરવામાં કાંઇ કસર રાખી નહી તેથી રઝીઉદ્દદીને મને પોતાને ત્યાં બોલાવીને નોકર રાખવાનું નક્કી કરી લીધું. પરંતુ નવાબ યાકુબને મારૂ જવું પસંદ પડયું નહી તેથી તેઓએ રઝીઉદ્દદીને જણાવ્યું કે " કોઈભી રીતે અમે તેને અમારા ઘરમાંથી જવા દઈશું નહીં. " નવાબ યાકુબ કદાચ ઘેર પહોંચે અને જવા ન દે એટલા માટે રઝીઉદ્દીને મીટીંગ-માંથી જ એક નોકરને પાલખી લઈને મને બોલાવા મોકલી દીધો. નોકર પાલખી લઈને આવ્યો અને બહારથી બુમ પાડી કે ઉસ્તાનીજીને લેવા માટે રઝીઉદ્દદીન સાહેબને ત્યાંથી પાલખી લઈને આવ્યો છું. આ ખબરથી ઘરનાં બધાં નાના મોટાં અજાયબીમાં પડયાં કેમકે તેઓ બધા મને મારા અસલ નામથી ઓળખતા હતા પણ જ્યારે

આ વાત યાદ મને આવી ત્યારે મે જવાની તઈયારી કરી અને બેગમ સાહેબાની રજા માંગી, બેગમ સાહેબ સમજ્યા કે રઝીઉદ્દીનના ઘરની બાનુઓએ એકાદ દીવસના માટે બોલાવી હશે એટલે રજા આપી દીધી. હું મારા જરૂરી કપડાંની બચકી લઈને મારી અંના સાથે પાલખીમા સવાર થઇ ગઈ અને મગરેબની નમાઝ રઝીઉદ્દીનના મકાનમાં પહોંચીને અદા કરી મગરેબની નમાઝ પછી જ્યારે નવાબ યાકુબ સાહેબ પોતાને ઘેર પહોંચ્યા અને મારા ચાલ્યા જવાની હકીકત સાંભળી ત્યારે ઘરના માણસો ઉપર ભાસે ગુસ્સે થયા. આ આ વાતની ખબર મને કેવી રીતે પડી તે વાંચકો નીચેની હકીકત ઉપરથી જાણી શકશે.

હું ઈશાની નમાઝ અદા કરીને મુસલ્લા ઉપર બેસી વઝીફો પઢી રહી રહી હતી કે એટલામાં નવાબ યાકુબની મામા ગોયાખાનમ આવી એટલે મેં તેણીને પુછયું.

"મામા ! તમે અહીં ક્યાં ?"

" તમે અહીં બેઠાં છો કે ? " મામાએ પટપટારો શરૂ કર્યો. " હું અંધારામાં આપને બીલકુલ ઓળખી શકી નહી. મારી જીંદગીમાં આ ઘરની અંદર હુ એક બે વખતે જ આવી હતી. એટલે અહીં વધારે જાણ પીછાણ ન હોતી. લગભગ અર્ધો કલાક થયાં હું આપની શોધમાં હતી. અહીંના નોકરોને પુછવાથી તેઓ આપને જાણતા ન હોવાથી કોઈએ ઠેકાણું બતાવ્યું નહીં એટલે હું તો ગાંડીની પેઠે આખા ઘરમાં ફરી વળી. જો અત્યારે પણ આપ મને ન બોલાવતાં તો હું ભાગ્યેજ આપ સુધી પહોંચી શકતી. "

" ઠીક પણ તમારૂ આવવું કેમ થયું તે તો કહો ? "

" હું આપને માટે એક ખુશ ખબર લાવી છું માટે મીઠું

મોઢું ફરાવો તો સંભળાવું. ?"

"શું રશીદાનો કોઈ કાગળ આવ્યો."

"નહીં. નહીં, પણ હું એવો કાગળ લઈને આવી છું કે આપ વાંચીને ખુશ ખુશ થઇ જશો."

"જોઉં કોનો કાગળ છે ?"

"કાગળ આપનારે ખાસ તાકીદની સાથે કહ્યું છે કે જબાની સંદેશો કહ્યા બાદ કાગળ આપવો."

"શું મુસુફે લખ્યો છે ?"

"બીબી !,' ધીમેથી મારા કાન પાસે મોઢું લાવતાં મામાએ કહ્યું "રશીદા અને મુસુફની વાતને બાજુએ મુકો. હું તે કાગળ લઇને આવી છું કે આખી જીંદગી સુધી મને યાદ કરશો."

"વારૂ જે કાંઈ કહેવું હોય તે કહો અને આ તમારો પટ ચટારો બંધ કરો." મે મામાની વાતોમાં ચાપલુસી જોઈને કંટાળી જતાં કહ્યું એટલે મામા ચારે બાજુએ કોઇ છે કે નહિ તેની ખાત્રી કરતાં બોલી.

"નવાબ સાહેબે આપને યાદ કર્યા છે."

"યાદ કરવું એટલે શું ?"

"હાય ! તમારા ભોલપણ ઉપર આલમની સલતનત કુરબાન કરવામાં આવે તોએ કમ છે. યાદ કરવાના અર્થ આપ નથી સમજતાં ? જુઓ સાંભળો ! નવાબ સાહેબ આપને બેગમ બનાવવા અને ખાસ મહેલનો ખેતાબ આપવા ચાહે છે."

મામાની આ વાતમાં મને લગારે સમજ ન પડવાથી હું બોલી.

" મામા ! હું તમારી વાત બીલકુલ સમજી નથી, માટે લગાર સાફ શબ્દોમાં કહો. "

" આપ ગુસ્સે થાવ છો એટલે મને શી ગરજ કે કહું. "

" હું કયાં ગુસ્સે થાઉં છું ? સમજ નહીં પડવાથી પુછું છું. "

" ઠીક ત્યારે સાંભળો ! નવાબ યાકુબ સાહેબે એક દીવસ બારણાની ફાટમાંથી તમારો ચહેરો જોયો હતો, અને ચહેરો જોતાંજ અશાક થઇ ગયા હતા એટલે તમારી સાથે નિકાહ કરવાની તજવીજમાં હતા. અને કોઇ ઉમરા તકની શોધમાં હતા. રશીદા અને યુસુફના લગ્નને તેઓએ એટલાજ માટે ટેકો આપ્યો હતો કે તે તમારી ખાસ ઇચ્છા હતી. તે બંનેના લગ્ન કર્યા બાદ તેઓ તમોને નિકાહનો પેગામ આપનાર હતા. આટલો જબાની સંદેશો કહ્યા બાદ હવે આ કાગળ આપની સેવામાં હાજર છે. "

આ સાંભળતાંજ મને ઘણું ખોટું લાગ્યુ અને નવાબ સાહેબનો કાગળ પાછો આપતાં કહ્યું.

" નવાબ સાહેબને મારા તરફથી સલામ સાથે કહેજો ? મેં આપનું નીમક ખાધેલું હોવાથી બીજુ તો કંઇ કહી શકતી નથી પરંતુ આપનો આ પત્ર વગર વાંચે પાછો મોકલું છું."

આ જવાબ સાંભળીને મામાએ નવાબ સાહેબનો કાગળ વાંચવા માટે ઘણી જ ખોહોસ કરી જેથી લાચારીએ મેં તે કાગળ વાંચ્યો જેમાં લખેલું હતું કેઃ—

" રઝીઉદ્દીન કરતાં હું તમારી મહેરબાની મેળવવાનો વધારે હક ધરાવું છું. દીની બાબતમાં પરદાની વાત નથી તેમજ તમારે તેમાં ખોટુ માનવું જોઈએ નહીં. હું મારી ઇચ્છા મામાની મારફતે જાહેર કરૂં છું અને પત્ર મોકલું છું જે જવાબ આપવો હોય તે

આ પત્રની પછવાડે લખી મોકલો જો તમે મારી સાથે નિકાહ કરવા ને રાજી થશો તો હું મારી મીલકતમાંથી ચોથો ભાગ તમોને મહેરના બદલામાં લખી આપીશ."

આ કાગળ વાંચીને મને અનેક વિચારોએ ઘેરી લીધી પણ તે બધા વિચારોની સાથે ગુસ્સાનો ભાગ ઘણો વધારે હતો પરંતુ મેં મારા ગુસ્સાને દબાવી કાગળની પછવાડે નીચે પ્રમાણે લખ્યું.

" આપે મારા જેવી અબળા ઉપર અનેક આભાર કરેલા છે, આપના પત્રથી ખોટું લાગ્યું નથી. તેમજ દીની બાબતમાં ખોટું માનવું પણ ન જોઈએ. આ બાબતમાં બેગમ સાહેબ સિવાય બીજો કોઈપણ માણસ વીગતવાર સમજણ આપી શકશે નહીં. હું લખનઉમાં કોઈપણ માણસ સાથે લગ્ન કરી શકતી નથી. આપને આ વાતની ખબર હોત કે યુસુફનો સંદેશો નાકામ પાછો ફરી ચુકયો છે તો હું ધારૂં છું કે આપ આજે પેગામ મોકલવાની પહેલ કરતાં નહીં. ખેર જો આપ આ મામલાને અહીંજ દાબી દેશો તો તે આપના માનને જોતાં મુનાસબ ગણાશે. "

આ જવાબ લઇને મામા તો ચાલતી થઈ પણ મારા દીલમાં આ વીચારો છોડતી ગઈ કે સ્ત્રીઓની જુવાની સાથે પુરૂષોને સ્વાભાવિક રીતે કુદરતી ખેંચાણ છે અને પુરૂષો આ મામલામાં બીલકુલ નિરદોષ છે. જો તેઓની હાલત ઉપર નજર ન કરવામાં આવે તો તે એક મોટો જુલમ ગણાય પણ હું આ બાબત ઉપર લગાર પણ ધ્યાન આપું છું તો મારી અસલ મતલબનો નાશ થાય છે, મારી ફોઇનો દીકરો જેની સાથે હું બદરાઈ ચુકી છું તેનો ખ્યાલ એક પળના માટે પણ મારા મનમાંથી દુર થતો ન હતો. નવાબ યાકુબની વાત માનવામાં આવે તો મારા નીયમમાં ફેર પડે છે જે જીવ જતાં પણ હું મુકી શકતી નથી.

નવાબે મને આખી જીંદગી સુધી પરદામાં રહેવાની શીખામણ

આપી એટલે મેં તે પછી કોઈ પણ પુરૂષની માગ ઉપર નજર ન પડે તેનો ખાસ બંદોબસ્ત રાખ્યો. રઝીઉદ્દીન જેવાં ભલા ગ્રહસ્થથી પણ હું શંકાશીલ બની હતી. જ્યાં સુધી હું એમને ત્યાં રહી ત્યાં સુધી મારી ઇજ્જત આબરૂને દરેક પ્રકારે બચાવતી રહી. હું જે ઘરમાં રહેતી હતી તે ઘરની પાસે રેલ્વે ઓફીસના એક હેડ કલાર્ક બાબુ રહેતા હતા. તેમની મોહીની અને માલતી નામની બેદીકરીઓ ઘણીજ ભલી, ચાલાક અને ભણેલી ગણેલી હતી. તે બંને બહેનોએ મીશન ગર્લ્સ સ્કૂલમાં કેલવણી લીધી હતી અને ડોકટરી હુન્નર શીખવા માટે લાહોરની મેડીકલ કોલેજમાં જવા ચાહતી હતી. પાડોશી હોવાથી તે બંને બહેનોની સાથે મારે સારો સંબંધ થઈ ગયો હતો. જ્યારે તેણીઓ ભણવા ગણવાથી અથવા ઘરના કામકાજથી નવરી પડતી ત્યારે મારી પાસે આવતી અને રઝીઉદ્દીનની દીકરીઓને જે કાંઈ ભણાવતી તે સાંભળતી હતી. મેડીકલ સ્કૂલની દરેક બાબતો વિષે હું દર વખત ચરચા ચલાવી તેમની મારફતે ત્યાંની બધી હકીકતથી વાકેફ થતી હતી. જ્યારે મેડીકલ સ્કૂલની બાબતોની માહેતી મેં મેળવી લીધી ત્યારે મે આવા ઉત્તમ ધંધામાં પડવાનો વિચાર કર્યો અને મેડીકલ સ્કૂલમાં જઇને શિક્ષણ લેવાનું નક્કી કરી લીધું.

રઝીઉદ્દીનને ત્યાં હું જેટલો વખત રહી તેટલો વખત ભારે આરામમાં ગાળ્યો. આગરાવાલા મીરઝા મકસુદ કે બીજા કોઈ બદમાશની હેનનગતીનો સ્વપને પણ ખ્યાલ આવ્યો નહી, નવાબ યાકુબે કાગળ લખી મને જે સદમો પહોંચાડયો હતો તેથી હું તે પછી તેમને ત્યાં ગઇ નહોતી તેમજ મારો જવાબ સાંભળીને નવાબ યાકુબ એવા શરમીંદા થયા કે તેઓએ મારૂં નામ પણ ન લીધું, અલબતાં મને કોઈ કોઇ વખત ગરીબ રશીદાનો ખ્યાલ ભારે મુંજવણ અને દીલગીરીમાં નાંખતો હતો.

રઝીઉદ્દીનના ઘરમાં આવ્યાને ૭ મહીના થયા હશે કે એટલામાં

પેલી બંને પાડોશી બેહેનો એ લાહોર જવાનો ઈરાદો કર્યો એટલે મે પણ તેમની સાથે જવાનું નક્કી કર્યું. જ્યારે આ વાતની રઝીઉદ્દીનને ખબર થઈ ત્યારે તેઓએ રોકવા માટે ભારે કોશીશો કરી પરંતુ તેમતે મારા અડગ વીચારોની જાણ થતાં તેઓએ રજા આપી અને ૭ મહીનાની મુદ્દતમાં મેં તેમની દીકરીઓને જે શિક્ષણ આપ્યું હતું તેનો સારો બદલો આપ્યો. તથા તેઓએ પોતાની હમદરદીના સબબે હું જ્યાં સુધી મેડીકલ સ્કુલમાં રહું ત્યા સુધી દર મહીને ત્રીસ રૂપીઆની સ્કોલરશીપ મુકરર કરી આપી. આવી રીતે હું માર્ચ ૧૮૮૪માં રઝીઉદ્દીનને ત્યાંથી લાહોર જવાને વીદાય થઈ.

---

## બાબ ૪

---

### લાહોરની મુસાફરી.

હું લખનઉથી વીદાય થઈને અલીગઢના રસ્તાથી ગાઝયાબાદ પહોંચી. અહીંથી લાહોર જવાના બે રસ્તા હતા. એક દીલ્હી અને બીજો મીરઠ થઈને જવાનો હતો પરંતુ મેં મીરઠ થઈને જવાનું પસંદ કર્યું. સગા વહાલાને મળવાનો અને દુરથી જ દીલ્લીનાં દરશન કરવાનો બહુએ વીચાર આવ્યો પણ મારી ઉપર ગુજરેલી મુસીબતોની યાદ આવ્યાથી હું મીરઠના રસ્તેજ લાહોર જવા ઉપડી. બીજે દીવસે મોહીની અને માલતી જેવી સદગુણી સાહેલીઓની સાથે હું લાહોર પહોંચી અને મેડીકલ સ્કુલમાં દાખલ થઈ ગઈ. લાહોર આવ્યા પછી મારી જીંદગીનો નવો સફો શરૂ થાય છે. મીરઝા મકસુદની પજવણીનો અહીં આવ્યા બાદ અંત આવી ગયો. લાહોરની મેડીકલ બોરડીંગમા મને પુરપુરી અમનની જીંદગી નસીબ થઈ. હું

ત્યાં આનંદ અને ખુશીમાં દીવસો પસાર કરવા લાગી, સ્કુલના શિક્ષણ અને ઈબાદતમાંથી જે વખત ફાજલ પડતો હતો તેને હું સ્કુલની બાળાઓ સાથે વાતચીતમાં પસાર કરતી હતી. વાતચીત દરમ્યાન હું મારા મઝહબની ખુબીઓ અને ભલાઈની વાતોનું વર્ણન કરતી હતી. કેળવણી લેવા આવનારી બાળાઓમાં મોટો ભાગ બંગાલ અને પંજાબની બાળાઓનો હતો અને મોટા ભાગે તેઓ ખ્રીસ્તી ધર્મની હતી. ઉરદુ ભાષા સારી પેઠે જાણતી હોવાથી ભણવા ગણવામાંથી મારો જે વખત બચતો તે ઈસ્લામની ખુબીઓના વર્ણનમાં અને શેખ રઝીઉદ્દીન સાહેબે મારા ઉપર જે આભાર કર્યો હતો તેના માટે તેમના હકમાં દોઆએ ખેર કરવામાં પસાર કરતી હતી.

મુનઈમ કે શુક્ર મેં ભી હીલાયેં કભી કભી
તનહા બરાએ લઝઝતે દુનીયા ઝબાં નહીં

મને કોઈ કોઈ વખતે રશીદાની યાદ આવીને બેચેન બનાવતી હતી. મારા ઈલ્યાસની યાદ એક પળના માટે મારા મનમાંથી વીસરતી ન હોતી. વીલાયતમાં તે શું કરતો હશે ? મારી ફોઈએ મારા નાશી જવાની ખબર આપવાથી તેણે મારા માટે કેવા વીચારો ને મનમાં જગ્યા આપી હશે ? કેટલીક વખતે સ્વપનામાં તે મને ઠપકો આપતો નજરે પડતો હતો અને કેટલીક વખતે હસીને વાતો કરતો હતો. ઈલીયાસનો મનહર ચહેરો મારા દીલના આઈના ઉપરથી દુર થતો ન હોતો, જો કે માત્ર મારી સાથે તેની નામની જ ામગણી (વિવીશાલ) થઈ હતી છતાં પણ હું તો મારા મનમાં તેને મારો ભવીશ્યનો માલીક સમજી ચુકી હતી. હા બીચારો યુસુફ ભુલાયો ન હોતો. તેનો વીચાર પણ હરદમ રહેતો હતો. રશીદાના વીયોગમાં તેનો કેવો હાલ હશે. આવા વીચારમાં ચાર પાંચ મહીના પસાર થઈ ગયા. એક દીવસે મેં ફુરસત કાઢીને યુસુફને રશીદાને, મારી ફોઈને અને વિલાયત ઈલીયાસને કાગળો લખ્યા. રશીદા અને યુસુફના કાગળોમાં તો માત્ર ખેરો

આશ્ચિત દરીયાફત કરી હતી. પણ મારી ફોઇ તથા ઇલિયાસને જે કાગળ રવાના કર્યા, તે ખાસ જાણવા જોગ હતા. ઇલીઆસના કાગળની નકલ મેં ઉતારી લીધેલી હોવાથી તે વાંચકોની જાણ માટે નીચે લખું છું.

લાહોર, જુલાઇ ૧૮૮૫.

વહાલા ભાઇ ઇલિયાસ !

હું તમને લાહોરથી આ કાગળ લખું છું, મને ખબર નથી કે તમે લંડનમાં છો કે બીજી જગ્યાએ. પહેલાં તમારા સમાચાર ફુપીજાનના કાગળથી મળતા હતા, પરંતુ એક વર્ષથી તમારા સમાચાર જાણવાની તક મળી નથી. કેમકે ફુપીજાનની સાથે પત્ર વહેવાર નથી તમોને તેનું કારણ સમજાવવું મુશકેલ છે. ફુપીજાનના પત્ર ઉપરથી તમે મારી સ્થિતિ જાણી શકયા હશો, અને હું માનું છું કે તેમના પત્રોએ તમને મારા તરફથી બદગુમાન બનાવી દીધા હશે, પણ મને તેની લગારે પરવા નથી. મને પુરો ભરૂસો છે કે જ્યારે તમે મારાથી મળશો ત્યારે હું તમારા વિચારોને ઠીક કરી લઇશ. તમો જે દેશમાં છો અને જે પ્રકારની સોસાયટીમાં રહો છો, તથા જે કેળવણી પામો છો તેને જોતાં જણાય છે કે તમારા વિચારોમાં જાણવા જોગ સુધારો થયો હશે, અને તેનાજ લીધે હું આશા રાખું છું કે મારા લાહોરની મેડીકલ સ્કુલમાં કેળવણી પામવાના સમાચાર તમને ખુશી કરશે, અને મને પુરીપુરી આશા છે કે તમે વિલાયતથી પાછા ફરશો, ત્યારે હું મેડીકલ સ્કુલની પરીક્ષા ફતેહમંદી સાથે પસાર કરી લઇશ, દરરોજ તમારી તંદુરસ્તીની અને ફતેહમંદીથી પાછા આવવાની દોઆ ગુજારૂં છું.

લી૦

આબેદા

આ પ્રમાણે કાગળો રવાના કરી દીધાના પાંચ ૭ દિવસ થયા હશે કે એક દિવસે એક ગાડી બોર્ડિંગ હાઉસના ઝાંપા

આગળ આવીને ઉભી રહી અને તેમાંથી એક જુવાન નીકળીને બોર્ડિંગ હાઉસના નોકરોથી પુછપાછ કરવા લાગ્યો. મેં લગાર ધ્યાન પુર્વક જોયું, તો યુસુફ હતો. મેં લાહોરમાં આવ્યા બાદ પોતાના રૂપને પારકા પુરૂષોની નજરથી બચાવવા ખાતર ચહેરા ઉપર સવારના પહોરમાં કાળાશ લગાડીને ચહેરાની સુફેદીને છુપાવવાનો ધારો રાખ્યો હતો. નાટકમાં કાળા ચહેરાના હબશીનો પાઠ કરનાર એક્ટર જે કાલા પેન્ટ વડે પોતાનાં સફેદ ચહેરાને કાળો બનાવે છે, તેજ પેન્ટ વડે હું પણ સવારની નમાઝ પછી પોતાના ચહેરાને હબશણની પેઠે કાળો બનાવી લેતી હતી અને રાતે ઈશાની નમાઝ પછી પેન્ટને ધોઈ નાંખી અસલ રૂપમાં આવી જતી હતી. આ પ્રમાણે કરવાથી હું દરેક માણસની સાથે વાતચિત કરી શકતી હતી, અને લિબાસ પણ એવો ધારણ કરતી કે જેમાં વધારે ખેંચાણ ન હોય. આવી રીતે રહેવાથી હું ઘણાજ આરામમાં હતી. યુસુફ મારો કાગળ મળવા બાદ મારી જ તપાસ માટે આવ્યો હશે એટલે મેં તેમની સાથે મુલાકાત લેવાનું નક્કી કર્યું અને નોકરને મોકલી પોતાના ઓરડામાં તેડાવ્યો, ઓરડામાં આવીને તે બે બાકળાની પેઠે મારી સામે ટગર ટગર જોવા લાગ્યો તે બાદ તેણે નીચી નજરોએ મને પુછ્યું.

" આ બોરડીંગ હાઉસમાં બી આબિદા નામની એક મુસલમાન બાળા કેળવણી પામે છે. તેમને આપ ઓળખો છો ? અને તેઓ ક્યાં છે તે બતાવી શકો છો ? "

" બેસો તો ખરા " મેં કુરસી આપતાં કહ્યું એટલે મારો આવાજ પારખીને અજબ થતા યુસુફે પુછ્યું.

" આપ તેમને ઓળખો છો ? "

" પોતે પોતાને કેમ ન ઓળખે ? "

" તો શું આપ પોતે જ આબિદા છો ? " વધારે અજબ થતાં યુસુફ બોલ્યો. " વાહ શું રૂપ બદલ્યું છે. "

"જ્યારથી લખનૌને છેલ્લા સલામ કર્યા ત્યારથી આબરૂ ઈઝઝતના રક્ષણ માટે આ રૂપ ધારણ કર્યું છે."

"હાય તમે ગજબ કર્યો. તે તમારા ગુલાબી ગાલ, પેશાનીની ચમક, હોઠોની લાલાશ, જુવાનીનો રંગ, ચહેરાની સુંદરતા કયાં ગઈ? કાળા રંગે બધાને મટાડી દીધાં."

"યુસુફ! લગાર હોશમાં આવો અને જો તમારી આંખોમાં તેજ હોય તો જુઓ, સમજ શક્તિ હોય તો સમજો, તમને આ બાબત ઉપરથી મોટો ધડો લેવો જોઈએ છે. મારફતે ઇલાહીના પાઠ હાસલ થઈ શકે છે. કાળા પેન્ટે ચહેરાની સુંદરતાને બદલવાની સાથે ચાહનારાના દિલની સ્થીતીને પણ બદલી નાંખી, નાક, કાન, આંખ, ગાલ, લોહી, ચામડું વિગેરે તેજ છે, માત્ર ચહેરાનો રંગ બદલવાથી બધી હાલત બદલી ગઈ. આવીજ રીતે દુનીયાની દરેક વસ્તુ નાપાયદાર અને કદર કરવાને લાયક નથી. હાડકા અને માંસના ખોખા ઉપર કુદરતી ચામડાની ખોલ ચઢાવી જાહેરી સુંદરતા પેદા કરી દીધી છે. તમે જે વસ્તુને ચાહો છો તે વસ્તુના ઉપરથી ચામડાની ખોલ ઉતારી લેવામાં આવે તો શું તમે તેને પ્યાર કરશો? ચાહશો? નહીં તમે તેના સામું પણ નહીં જુઓ, માટે જ જાણવું જોઇએ કે જાહેરી રૂપરંગ ઉપર મરી ફીટવું બેવકુફી છે. જાહેરી ટાપટીપ માત્ર એક પાણીના પરપોટા મિસાલ છે. કાળો પેન્ટ લગાડવાથી મારામાં શું ફેરફાર થઈ ગયો કે તમારૂં દીલ મારી તરફ ખેંચાતું નથી. તમે જે વસ્તુને ચાહો છો તેની અસલીયત આજ છે. ચમકતા સુંદર રંગને બનાવટી સમજો. અસલ વસ્તુઓ આંખ, નાક મારામાં, રશીદામાં અને દુનિઆની દરેક સ્ત્રીઓમાં એક સરખાં છે. માત્ર જોનારની નજરમાં ફેર છે."

મારૂં આ વિવેચન સાંભળી યુસુફ રડવા લાગ્યો તેના રડવાથી

મારા દિલ ઉપર પણ ભારે અસર થઈ. જ્યારે કેટલીવાર થઈ ત્યારે યુસુફની તબીયત ઠેકાણે આવી એટલે તેણે આબેદાની સામે હાથ જોડતાં કહ્યું:—

" ખુદાના વાસ્તે ચહેરાની કાળાશને ધોઈ નાંખી અસલ ચહેરાના દર્શન કરાવો. રશીદાના ચહેરાની આબેહુબ છાપ તમારા ચહેરામાં છે માટે જરા હંસીને મારા બેચેન દિલને ધીરજ આપો. મારો લખનઊથી અહીં સુધી આવવાનો ફેરો સફળ થાય. જો રૂબરૂ ચહેરો બતાવવાની ઇચ્છા ન હોય તો આયનામાં ઉભા રહો, હું માત્ર આયનામાં જોઈને દર્શન કરી લઇશ. આબેદા ! હું તમને મારી સગી બહેન સમજુ છું પણ શું કરૂં મારા દિલથી લાચાર છું. રશીદાના ચહેરામાં અને તમારા ચહેરામાં લગારે ફેર નથી. તમને જોવાથી હું સમજીશ કે મેં રશીદાના ચહેરાના દર્શન કરી લીધાં. બીજુ કાંઈ સમજતાં નહીં અને મનમાં ઓછું લાવતાં નહીં. "

" યુસુફ ! જાણ્યામાં તમારા દીવાનપણામાં કાંઈ કમી થઈ નથી. "

" હા, હું દીવાનો છું, દીવાનો ન હોત તો તમારા એક પત્રના જવાબમાં લાહોર સુધી શા માટે દોડી આવતો. હું દીવાનો છું. બેશક દીવાનો છું, આબેદા ! ખરેખર હું દીવાનો છું. "

" ચાલો હવે બહુ ન બકો અને રશીદાના સમાચાર સાંભળાવો. "

" હજુ સુધી પાશેરામાં પહેલી જ પુણી છે. આશા પુરી થવાના કાંઈ ચિન્હ જણાતાં નથી. મેં રશીદાને ઘણા કાગળ લખ્યા પણ એકનો એ જવાબ લખવાની તેણે તસ્દી લીધી નથી. તમે કહો છો કે રશીદા મને ચાહે છે પણ હું નથી ધારતો કે તમારૂં કહેવું ખરૂં હોય. "

" ખરૂં ન હોવાનું કારણ ?

" મારા કાગળોનો એક પણ જવાબ આવ્યો નથી. "

" વાહ સારૂં કારણ શોધી કહાડયું " મેં મુસુદને દીલાસો દેતાં જણાવ્યું મુસુદ તમને રશીદાની જેટલી ચાહત છે તે કરતાં રશીદા તમને વધારે ચાહે છે માત્ર ફેર એટલો છે કે તમારામાં ધીરજ નથી અને તેણી પોતાના મન ઉપર કાબુ ધરાવે છે. કાગળનો જવાબ એટલા માટે નહીં આપ્યો હોય કે કદાચ તેની અંમા જોઇ લે તો મુશકેલીમાં ફસવું પડે. મને ખાત્રી છે કે જો તમે કોઈ ભરૂસાદાર બાઇ સાથે તેને સંદેશો મોકલાવશો તો તેણી ને બાંઇની સાથે આશાથી ભરેલો જવાબ મોકલશે. "

" ઠીક ત્યારે હું માનું છું કે રશીદાને મારી ચાહત હશે પણ વારૂં તમે કામયાબીના માટે શો વિચાર કર્યો ? "

" તમારા ઘરમાંથી જવા બાદ હું રઝીઉદ્દીનને ત્યાં જઇને રહી અને તે પછી તમારા ઘેરના લોકોથી મળવાની તક મળી નહીં એટલે હું કાંઈ વિચાર કરી શકી નથી પરંતુ રશીદાની અંમાને રાજી કરી લેવી કાંઈ મોટી વાત નથી. તેણી મુસલમાન થઇને શરીઅતના મસઅલાથી ઈનકાર કરી શકતી નથી. માટે કોઈ મઝહબી પેશવાની મારફતે વિધવાઓના લગ્ન બાબે જે હુકમ આવેલા છે તે તેણીના કાન સુધી પહોંચાડી દો પછી જુઓ કે તેણી રાજી થઈ જશે. "

" હા ઠીક, ગંજ મુરાદાબાદમાં તેમના પીર મવલાના ફઝલુર રહેમાન સા. રહે છે જેઓ હીંદુસ્તાનમાં ઘણા મશહુર છે તેમના હુકમને તેઓ કુરઆન અને હદીસની પેઠે માનશે, "

" હા, હું પણ તેમને જાણું છું માટે તેમનીજ મારફતે વિધવા લગ્નની તાકીદનો મસઅલો તમારી માસીના કાન સુધી પહોંચાડી પોતાનું કામ કાઢવાની તજવીજ કરો. "

" પણ હું નથી ધારતો કે પીર સાહેબ આ કામમાં મદદ કરે કેમકે જ્યારે તેઓ સાંભળશે કે મારી માસી વિધવા લગ્ન વિરૂદ્ધ છે ત્યારે તેઓ આ કામમાં આનાકાની કરશે. આજકાલના પીરો

અને દુરવેશા ફક્ત નામનાજ છે તેઓ જ્યારે જુએ છે કે ફલાણી વાત મુરીદની મરજી વિરૂદ્ધ છે. અને ફલાણી વાત મુરીદ પસંદ કરે છે ત્યારે તેઓ પણ મુરીદોને અનુસરતી અને પસંદની જ વાતો કરે છે. સાચી વાત કહેવી અને મુરીદોને ખરા રસ્તા ઉપર ચલાવવા એ તેમનો હેતુ હોતો નથી બલકે જાહેલ મુરીદોને પસંદ પડતી વાતો કરી પોતના ગજવા ભરવાનું સમજે છે અને કઈ ચાલ ચાલવાથી મુરીદની પાસેથી પઈસા નીકળશે એજ ફેરમાં પીર અને દરવેશ પડેલા છે. તેમની સ્થીતી તો એવી થઈ રહી છે કે " વર મરો કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો " મને તો નથી લાગતું કે પીર સાહેબ કાંઈ મદદ કરી શકે.

" યુસુફ ! એવું ન બોલો, પાંચે આંગળી સરખી હોતી નથી. મવલાના સાહેબ બીજા આજકાલના જાહેલ પીરો જેવા નથી, તમે હજુ સુધી તેમને ઓળખ્યાજ નથી. તેઓ પુરેપુરા ખુદા પરસ્ત અને દુનીયાની લાલચોથી દુર છે. એવા પીરનો ભાગ્યેજ બીજા કોઇ હોય. એમના માટે આવા વિચારોને મનમાં જગ્યા આપવી વાજબી નથી. "

આવી રીતે મેં યુસુફના મનમાં પીરના માટે આવેલા ખરાબ વિચારો દુર કરવાની કોશીશ કરી અને હું તેમાં ફતેહમંદ નીવડી. જ્યારે યુસુફને મવલાના સાહેબની પરહેઝગારી અને ખુદા પરસ્તીનો યકીન થઈ ગયો ત્યારે તેણે મારી પાસેથી જવાની રૂજા માંગી, મેં તેને રોભવાનું કહેતાં તેણે જવાબમા જણાવ્યું કે—

" હમણા બાર વાગ્યાની ગાડીમાંજ હું મવલાના સાહેબની પાસે જઈશ. "

" પણ એટલી બધી ઉતાવળ શાની છે ? "

" ના, હવે હું નહી રોકાઉં, મવલાના સાહેબની પરહેઝગારી

માટે તમે જે કાંઈ કહ્યું તે મારા ધ્યાનમાં ઊતરી ગયું છે માટે હવે હું ત્યાંજ જાઊં છું અને તેમની સેવામાં હાજરી આપ્યા બાદ તમને મળવા આવીશ. મારો વિચાર તો થોડાક દીવસ તમારી પાસે રહેવાનો હતો પરંતુ તમારા આ કાળા બનાવટી બીહામણા ચહેરાથી રહેવાની મરજી થતી નથી. ”

મેં પણ યુસુફનું જવું જ મુનાસબ ધાર્યું કેમકે તેની સાથે વધારે છુટથી વરતવું અને તેને પોતાની સાથે રાખવું મારા માટે નુકશાન કરનારૂં હતું યુસુફ મારી રજા લઈને ઉઠયો ધીમે ધીમે ગાડી આગળ ગયો, ગાડીમાં બેઠો, ગાડી રવાના થઈ અને મને જ્યાં સુધી દેખાઈ ત્યાં સુધી હું એકી નજરે જોતી રહી. અને જ્યારે ગાડી દેખાતી બંધ પડી ત્યારે મારા ઓરડામાં આવી ધબ દેતી પલંગ ઉપર પડી ગઈ. ઘણીવાર સુધી હું આવીજ રીતે ચુપચાપ પડી રહી. યુસુફ જાણે મારૂં દીલ લઈને ચાલ્યો ગયો અને ખાલી ધડ બાકી રાખતો ગયો. લગભગ બે કલાક સુધી મારી આવી જ સ્થીતી રહી. રવીવારનો દીવસ હોવાથી સ્કુલમાં જવાનું ન હોતું પણ કેટલીક વખતે ફુરસતના ટાઈમમાં માલતી અને મોહનીની સાથે હું બંધ ગાડીમાં ફરવાને જતી હતી, અત્યારે તેણીઓ નાહી ધોઈને લુગડા બદલી મારા ઓરડામાં આવી અને મને પલંગ ઉપરજ પડેલી જોઈ દુરથી કહ્યું.

“ બહેન આમ નરમ ઘેંસ થઈને કેમ પડયા છો ? ”

મેં બંને બહેનોનો સાદ સાંભળ્યો ને નજર નાખી પરંતુ કાંઈ જવાબ આપ્યો નહીં એટલે માલતી એ મારી પાસે પહોંચીને ગાલ ઉપર આંગળી અડાડતાં કહ્યું–“ ઉદાસ કેમ છો ?

તરત જ મોહનીએ ઉમેર્યું “ બહેન ! એકલાં એકલાં લહાવો લેવાનુ એજ પરિણામ આવે છે. ”

આ સાંભળીને મેં મોઢી પડતાં કહ્યું.

" શું કોઈ સ્વપ્નું જોયું છે કે ? "

" હા, બહેન એમજ છે " માલતી બોલી " હું હમણાં ખાણું ખાઈને પલંગ ઉપર પડી તો બીલકુલ સુઈ ગઈ અને મેં સ્વપનામાં જોયું કે એક સુંદર ચહેરાનો નવ જુવાન ગાડીમાંથી ઉતરીને મારા ઓરડામાં આવ્યો અને ભારે હેતની સાથે મળ્યો પણ હું તેને કંઈ કહેવા પામું તે આગમચ મારી આંખ ઉઘડી ગઈ. "

માલતી અહીં સુધી પહોંચીને ચુપ થઈ કે તરત જ મોહની બોલી ઉઠી.

"બહેન તમારી આંખ ઉઘડી ગઇ પણ હું તો સ્વપનામાંજ હતી."

" તો તમે શું જોયું " ?

" મેં જોયું કે તે નવજુવાન થોડીવાર સુધી માલતીની પાસે બેસી આમ તેની વાતો કરતો રહ્યો અને તે પછી ઉઠીને ઓરડાની બહાર આવ્યો માલતી પણ તે નવજવાનનાં ઉઠવાથી બે બાકળી બનીને તેની પાછળ ઓરડામાંથી બહાર નીકળી અને જ્યાં સુધી તે નવજવાન તેની નજરો આગળથી દુર થયો નહીં ત્યાં સુધી બેભાન અવસ્થામાં તેની તરફ જોતી ઉભી રહી "

" બહેન આ સ્વપ્નની વાત તો જાણે ઠીક પણ આબિદાબાનુ કેમ બેચેન છે ? "

" તે પણ દુરથી પેલા નવજવાનને જોઈ રહ્યા હતાં પણ વાતચીત ન થવાથી મનની મનમાં જ રહી ગઈ એટલે બેચેન છે. "

આ બંને બહેનોની વાતો સાંભળી મેં લગાર હસીવાર થતા કહ્યું.

" ચાલો એક ખેલ પુરો થશે, માટે જરાક બેસો. "

" અમે બેસવાને માટે અત્યારે આવ્યા નથી તમને સાથે લેવાને આવ્યા છીએ. આજે અમારો બંનેનો વીચાર શાલામાર બગીચાની સહેલગાહે જવાનો છે. ગાડીના માટે કહી દીધું છે માટે ઉઠો જલદીથી લુગડા બદલીલો. "

માલતી અહીં સુધી બોલીને ચુપ થઈ જ હતી કે મોહીનીએ ટકોર કરતાં કહ્યું.

" વાહ બહેન ! તમે અસલ વાતને તો વીસરી જ ગયા. પહેલાં એ પુછવું જોઈએ કે તે નવ જવાન કોણ હતો ? શા માટે આવ્યો હતો અને આવવાને થોડીજ વાર થઈ અને કેમ ચાલ્યો ગયો. લીબાસ ઉપરથી તો તે અહીંનો રહેવાસી હોય એમ જણાતું ન હોતું, "

" હા, ઠીક યાદ દેવરાવ્યું " માલતીએ ટેકો આપ્યો એટલે મેં જવાબમાં કહ્યું.

" હું જેના માટે કેટલીક વખત તમને કહી ચુકી છું તેજ યુસુફ આવ્યો હતો. "

મેં આ બંને બહેનોના સવાલો અને ઉલટ પાલટ તપાસથી બચવા માટે યુસુફનાં આવવા અને જવાની ટુંક હકીકત સાંભળાવી એટલે તે બંને બહેનો એક સાથે બોલી.

" બહેન અમારી મુલાકાત શા માટે ન કરાવી ? "

" તે પારકો પુરૂષ હોવાથી તેની મુલાકાત કરાવવી વ્યાજબી ધારી નહીં "

આટલું કહ્યા પછી મેં લુગડાં બદલ્યા અને ગાડીમાં ત્રણે જણા સવાર થઈ શાલીમાર બગીચાની સહેલગાહે ગયા. આજે મારી તબીયત ભારે બેચેન હતી. માત્ર યુસુફનો જ વીચાર મને દીલગીર

બનાવતો હતો એમ કાંઈ ન હોતુ પરંતુ જ્યારે માણસ કોઈ વાતથી દીલગીર હોય છે ત્યારે કુદરતી રીતે દીલગીરીનાં વીચારો આવીને તેને ઘેરી લે છે અને તેના સબબે તેની સ્થીતી ઘણી જ ખરાબ થઈ જાય છે. અને જ્યારે થોડીક ખુશી હાસલ થાય છે ત્યારે ચારે બાજુ ખુશી ખુશાલી જણાઈને અનેક ખુશીઓ તેને આનંદી બનાવે છે.

હવે યુસુફની હકીકત સાંભળો. તે લાહોરથી રવાના થઈને સીધો મવલાના ફઝલુર રહેમાન સાહેબની સેવામાં ગયો. મવલાના સાહેબ તેને અને તેના ઘરનાં બધાં લોકોને જાણતા હતા એટલે યુસુફને તરત જ ઓળખી લીધો. તેના બાપ તો ઘણી લખતે મવલાના સાહેબની સેવામાં આવતા હતા પણ યુસુફ જેવા જવાનને ફકીરોને ત્યાં આવવાનું શું કારણ? આ સવાલ મનમાં પેદા થતાં મવલાના સાહેબે યુસુફને અજાયબીની સાથે આવવાનું કારણ પુછયું. બસ મવલાના સાહેબનું પુંછવું જ હતું કે યુસુફ મોટેથી રડી પડયો અને પોતાની બધી હકીકત સંભળાવા બેઠો. તેણે પોતાની પ્રેમકથા એવા દરદ ભરેલા વાકયોમાં સંભળાવી કે મવલાના સાહેબના મન ઉપર તેની ઘણી જ અસર થઇ. યુસુફે પોતાની હકીકતમાં પોતાની જે ગરજ હતી તે શરીઅતની રૂએ ખાસ ધ્યાન આપવા જોગ છે એમ પોતાના વીવેચન દરમીયાન સાબેત કરી આપ્યું. ખુદા તઆલા મવલાના સાહેબને ગરીકે રહેમત કરે તે સમયમાં એમના જેવો બરગુઝીદા અને ખુદા પરસ્ત બુઝુરગ બીજો ભાગ્યે જ હશે. યુસુફની હકીકત સાંભળીને તેઓ આ ભલાઇના કામ માટે મદદ કરવા સારૂ તઈયાર થઈ ગયા. તેઓએ તરત જ યુસુફની માસીને બોલાવવા માટે માણસ મોકલ્યો. યુસુફની માસી મવલાનાના આમંત્રણને માન આપી બીજા દીવસે પોતાની દીકરી રશીદાને સાથે લઈ મવલાનાની સેવામાં હાજર થઈ. ઈશાની નમાઝ બાદ મવલાનાએ રશીદાની માની

મુલાકાત લીધી. યુસુફ રશીદાની મા અને મવલાના સાહેબની વાતચીત સાંભળવા માટે તલપાપડ થઈ રહેલો હોવાથી તેણે મવલાના સાહેબના એક નોકરને થોડાક પઈસા આપીને પોતાને એવી જગ્યાએ બેસાડવાની માંગણી કરી કે જ્યાંથી એ બંનેમાં થતી વાતચીત ચોખ્ખી રીતે સાંભળી શકાય. પઈસાની લાલચે તે નોકરે યુસુફને જનાનખાનાની પાસેના ઓરડામાં બેસાડયો.

જ્યારે મવલાના રશીદાની માની પાસે આવ્યા ત્યારે તેઓએ વાતચીત શરૂ કરતાં ફરમાવ્યું.

" તમે લખનઉથી સનદીલે આવ્યા પણ મને ખબર પણ આપી નહીં ? "

મવલાનાનું આટલું પુછવું જ હતું કે રશીદાની મા ચોધાર આંસુએ રડી પડી અને જ્યારે લગાર જીવ ઠેકાણે આવ્યો ત્યારે તેણીએ પોતાની કહાણી સાંભળાવી. તેણીએ અત્યારે જે કાંઈ કહી સંભળાવ્યું તેની મતલબ ટુંકમાં એટલીજ હતી કે " મારી બહેને મને નીચ ગણી છે તેથી હું તેમની સાથે લખનઉમાં રહેવા માંગતી નથી " મવલાનાએ નીચ ગણવાની સાબેતી માંગી તો તેણીએ જણાવ્યું કે " મારી બહેન યુસુફની સાથે મારી વિધવા દીકરી રશીદાનાના લગ્ન કરવા ચાહે છે. પરંતુ વિધવાના લગ્નનો રિવાજ નીચ લોકોમા હોવાથી તે મારા માટે ભારે અપમાન ભરેલું છે. અલબત હું પણ તેમની પેઠે અમીર હોત તો તેઓ આવી દીલને દુ:ખ આપનારી માંગણી કરતાં નહીં પરંતુ અફસોસ હું એક ગરીબ હોવાથી તેઓએ મને નીચ સમજી આવો સવાલ કર્યો. "

મવલાના સાહેબ તેની આ વાત સાંભળીને બોલ્યા.

" હમીદા ! મને તમારી સમજ ઉપર અફસોસ થાય છે. તમારા જેવી સમજદાર બાનુ આવી વાત કરશે તે મેં સ્વપ્ને પણ ધાર્યું"

ન હોવું જુઓ સાંભળો, શરીઅતમાં તે માણસને નીચ ગણવામાં આવ્યો છે કે જે શરીઅતના ફરમાન ઉપર અમલ ન કરે. હીંદુસ્તાનની બીજી પ્રજાઓને જોઇને મુસલમાનોએ પણ જાતી ભેદનો રીવાજ પ્રચલિત કરી દીધો પરંતુ એ રીવાજ ઈસલામ મઝહબથી તદ્દન વિરૂદ્ધ તથા નુકશાન કરનારો છે. મુસલમાન તો એક બીજાના ભાઈ છે. ઉંચ નીચનો ભેદ મટાડવો એ ઈસલામનો બહુ મોટો સીદ્ધાંત છે. હીંદુઓમાં ઉચ નીચના ભેદ છે એટલાજ માટે ઉંચ ગણાતા હીંદુઓ પોતાની વીધવાઓના બીજી વખતના લગ્ન કરતા નથી. એમને જોઈને મુસલમાનોએ પણ આ રીવાજ ચાલુ કર્યો છે પરંતુ શરીઅતમાં વિધવા લગ્નના માટે સખ્તાઈથી હુકમ આપવામાં આવેલા છે. પઈસાદાર મુસલમાનોએ હીંદુઓનું અનુકરણ કરી શરીઅત વિરૂધ્ધના આ રીવાજને ચાલુ કર્યો છે. હઝરત પયગમ્બર સલ૰ની સુન્નત અને કુરઆને મજીદના એહકામ અનુસાર જે વાત હોય તેને તમો નીચ કામ સમજો છો એ ભારે દીલગીર થવા જેવું છે. દુનિયા જેને પોતાના બેવકુફી અને અણસમજના સબબે નીચ કામ સમજે છે તેને જ ખુદા અને તેના રસુલ ઉંચ સમજે છે.'

"હઝરત!" હમીદાએ કહ્યું. આ મામલો અંદર અંદરનો છે માટે એની વચ્ચે પડવું આપના માટે જરૂરી નથી. કેટલીક વાતો એવી હોય છે કે તેનું વર્ણન કરવાથી વતમાં ફેર પડી જાય છે. હું ધારૂં છું કે અત્યારે આપે એટલા માટે જ મને બોલાવી હશે કે હું મારી બહેનને ઘેર પાછી જાઉં, પરંતુ હું આપને ઘણી જ આજીજીની સાથે અરજ કરૂં છું કે હવે આપે આ બાબતમાં કોઈ પણ ફરમાવવું નહીં. હું પોતેજ આપના દીદાર માટે આવવાની હતી કેમકે મેં મારા ઘરેણા વીગેરે વેચીને પાંચસો રૂપીઆ એકઠા કર્યા અને મેં હીંદુસ્થાનને હમેશના માટે તજી હિજરત કરવાનો ઈરાદો છે કરી લીધેલો છે. મક્કા મદીનામાં જઈને મજુરી

કરીશ, ભુગડા શાકીને પેટ ભરીશ. ધંધો કરવામાં કોઈ જાતની નામોશી નથી. અહીંના લોકો મજુરીને નામોશીનું કામ ગણે છે પણ ત્યાં કોણ જોવા આવનાર છે. પોતાના સંબંધીઓના આશરે પડી રહેવું હવે મને બીલકુલ પસંદ નથી. તેટલાજ માટે હું હીંદુસ્તાનને સદાના માટે તજવા તઈયાર છું. "

" તમારા આ બધા વિચારો માત્ર આ વાતનાં પરિણામે હોવા જોઈએ કે તમારી બહેન પોતાના દીકરાની સાથે તમારી દીકરીનું લગ્ન કરવા ચાહે છે. પણ જુઓ હું કહું છું કે તમે આ કારજ કરી નાંખો તો બધા કંકાશનો છેડો આવી જાય, અને લગ્ન કરવું કાંઈ નામોશી ભરેલું નથી. "

" કેમ નામોશી ભરેલું શા માટે નથી, "

" નામોશી શાની ? બલકે સવાબનું કામ છે કેમકે બધા પયગમબરોના સમયમાં વીધવાઓના લગ્ન થયા છે અને તેઓએ વીધવાના લગ્ન કરવા વીષે તાકીદ કરી છે. "

" હા, હું તે માનું છું, અરબસ્તાનમાં બેશક આ રીવાજ પ્રમાણે થાય છે. અને તેઓ આ કામ સવાબનું ગણે છે પરંતુ અહીં હીંદુસ્તાનમાં ઘણું જ નામોશી ભરેલું છે. "

" તો શું અરબસ્તાનમાં જે કાનુન છે તે અહીં નથી. "

" જો એકજ કાનુન હોય તો ફરી હીંદુસ્તાનના ઉંચા ખાનદાની લોકો વીધવાના લગ્ન શા માટે કરતા નથી !

" એ તેઓની નાદાની અને શરીઅતના પાક કાનુનોથી અંજાણતા છે. "

" પણ માત્ર પાદસાહાજાદીઓ વીધવાઓના લગ્ન ન કરતાં હોય એમ નથી બલકે મોટા મોટા આલેમો, પીરઝાદાઓ અને દુરવેશો પણ પોતાની જવાન વીધવા બેટીઓના બીજી વખત લગ્ન કરતા નથી.

" જુઓ જે લોકો આમ કરે છે તેઓ બેવકુફ છે. શરીઅતમાં

તો તેજ મોટો છે કે જે તેના હુકમોની પાબંદી કરે. શરીઅત વીરૂદ્ધ વરતન રાખે અને મોટા બનવા માંગે તો તે પયગમ્બર સલ્લ૦નો પયરવ નહી પણ શયતાનનો પયરવ છે એમ સમજવું જોઈએ."

અત્યારે હમીદા અને મવલાના સાહેબ વચ્ચે ચાલેલી વાતચીત ખાસ નોંધ રાખવા લાયક હતી. યુસુફની પાસે કાગળ અથવા પેનસીલ ન હતી તેમજ એટલી સમજ શક્તિ પણ તેના પાસે નહોતી કે લખવા બેસતો ફક્ત જે કાંઈ તેને યાદ રહ્યું તે સંભળાવ્યું અને મેં સાંભળેલી હકીકત અહીં લખી લીધી. પરંતુ તે વખતે મવલાના સાહેબે એવી મજબુત દલીલો સાથે વીવેચન કર્યું કે હમીદાનું પત્થરની મીસાલનું સખત દીલ નરમ થઈ ગયું અને તેણીએ પોતાના વીચારોથી તોબા કરી રશીદાનું લગ્ન કરી આપવાની મરજી દેખાડી. મવલાના સાહેબે પોતાના વીવેચન દરમીયાન યુસુફ અહીં છે અને તેના કહેવાથીજ આ વાત ઉઠાવી છે એમ કહ્યું નહીં. જો હમીદાને યુસુફના કહેવાથી મવલાના સાહેબે આ વાત કરી છે તેની ખબર પડતી તો અત્યારે તેના ઉપર જે અસર થવા પામી હતી તેમાં બહુ મોટી કમી થઈ જાત.

આ વાનતો મશહુર છે કે મવલાના સાહેબના દીદારના માટે જે લોકો આવતા હતા તેઓ માત્ર એક રાત કરતાં વધુ રહેતા નહોતા. દરરોજ સેંકડો સ્ત્રી પુરૂષો આવતા હતા. સાંજના સમયે આવી રાતભર રહીને બીજે દીવસે ચાલ્યા જતા હતા. હવે યુસુફના લગ્ન થઈ જવામાં લગારે શક રહ્યો ન હોતો પરંતુ કીસમતના ખેલ ન્યારા છે. માણસ ધારે છે કાંઈ અને થાય છે કાંઈ. મવલાના સાહેબને ત્યાં તેમના એક દુરના સગા રહેતા હતા પચાસેક વર્ષની વયના હશે. બીચારા સીધા સાદા મુલ્લા હતા. જે વખત હમીદા પોતાની દીકરી રશીદાને લઇ ને મવલાના સાહેબને ત્યાં આવી તે વખતે જોગજોગે પાલખીમાંથી ઉતરતી વખતે તેઓએ

રશીદાને જોઈ લીધી. રશીદાને જોતાંજ તેઓ તેના ઉપર આશક થઈ ગયા. મગરેબથી લઈને ઇશાની નમાઝ સુધી તેઓ સીજદામાં પડી પરવરદીગારની જનાબમાં અરજ કરવા લાગ્યા કે, "ખુદાવંદ! દુનીઆમાં તેં મારા માટે જે જે ન્યામતો રાખી હોય તે બધી પાછી લઈને તેના બદલામાં મારા નીકાહ રશીદાની સાથે કરી આપ." જ્યારે તેઓ ઈશાની નમાઝ પછી ખાણું લેવાના માટે દેવડી ઉપર આવ્યા તો અંદર મવલાના અને હમીદાની વચ્ચે વાતચીત સાંભળતા થોભી ગયા. મવલાના સાહેબનું વિવેચન સાંભળ્યું તો પોતાની મતલબને લગતુંજ હતું. તેઓ પોતાની આસ્થાને સબબે માનતા હતા કે મવલાના સાહેબ સામા માણસના મનની વાત પારખી લે છે એટલે આ વખતે તેઓ સમજ્યા કે મારા મનમાં રશીદાના લગ્નની જે વાત આવી હતી તે મવલાના સાહેબ પોતાની કરામતના સબબે જાણી ગયાં છે અને તેથીજ તેઓ અત્યારે તેની માને બોલાવી મારા લગ્નને લગતી વાતચીત કરે છે, આ વખતે તેમની ખુશાલીનો પાર રહ્યો નહીં. ખાણું લેવાનું ભુલી ગયા અને તરતજ શુકરાનાનો સીજદો અદા કરવા લાગ્યા. મવલાના સાહેબ પોતાનું વિવેચન પુરૂં કરીને જ્યારે બહાર તશરીફ લાવ્યા ત્યારે તેઓ એક ખુણામાં ઉભા થઈ ગયા. મવલાના સાહેબના જવા પછી પેલા આશક મુલ્લાંને ધીરજ રહી નહીં એટલે તરતજ જનાનખાનાની દાસીને મોટા સાદે બોલાવીને મોટેથી કહ્યું.

"જે બેગમ સાહેબ સનદીલેથી આવેલાં છે તેમને કહોકે હું મવલાના સાહેબનો સગો છું. મવલાના સાહેબે અત્યારે જે વાતચીત કરી છે તે મારા સંબંધમાં જ છે. માટે બેગમ સાહેબે મને પોતાની ફરઝંદીમાં કબુલ ફરમાવવો જોઈએ."

યુસુફ ઓરડામાં બેસી મવલાના અને તેની માસીની બધી વાતચીત સાંભળી ચુક્યો હતો અને તેથી અત્યારે તેનું દિલ ખુશીથી

ભરપુર હતું. હવે તેને પોતાની આશા પુરી થવાનું પુરેપુરૂ યકીન થઈ ગયું હતું પરંતુ તેણે થોડીજવાર પછી જ્યારે પેલા મુલ્લાના ઉપલા શબ્દો સાંભળ્યા ત્યારે તેને તે આકાશવાણી સમજી એક બુમ પાડી બેહોશ થવાની તૈયારીમાં જ હતો કે જે માણસે તેને ઓરડામાં જગ્યા આપી હતી તે આવ્યો અને યુસુફની આવી સ્થીતી જોઈ મોહડાંમાં કપડાનો ડુચો ઠોંસી દીધો. યુસુફના બુમ પાડવાથી રખેને જનાનખાનામાં ખબર પડે અને મારી કમબખતી આવી જાય એવી બીકથી તે માણસ યુસુફને ઉપાડી બહાર લઇ ગયો અને મવલાનાની મસજીદની પછવાડેના ખાડામાં જઈને નાંખી આવ્યો. યુસુફનું દિલખુશીથી ભરપુર હતું. પરંતુ પેલા મુલ્લાંના શબ્દોએ તેની ખુશાલી ઉપર પાણી ફેરવી દીધેલું હોવથી તે અત્યારે બીલકુલ બેભાન હતો. અધુરામાં પુરો મોઢામાં ડુચો નાંખી ખાડામાં ફેંકીદેવાના સબબે તેના હોશ હવાસ બીલકુલ ગુમ થઈ ગયા હતા. આખી રાત પેલા ખાડામાં જ પડી રહ્યો અને જ્યારે સવારની ઠંડી પવનના સપાટા આવ્યા ત્યારે તેને હોશ આવ્યો તો તેણે પોતાને એક ખાડામાં પડેલો જોયો. પગના બુટ, માથાની ટોપી, અચકન અને વારકોટ તથા તેના ખીસામાંના રૂપીઆ ગુમ હતા. ફક્ત ઈજાર બંધ (નાડા) માં બાંધેલી એક ગીની રહી ગઈ હતી. તે ત્યાંથી બેઆકળો બનીને ઉઠયો અને સીધો સ્ટેશન પર પહોંચ્યો. લાહોરની ટીકીટ લઈને રવાના થઈ ગયો અને મારી પાસે એવા સમયે પહોંચ્યો કે મને રશીદાનો કાગળ મળી ચુક્યો હતો. યુસુફ એવો બદહવાસ બનેલો હતો કે અલીગઢ તથા ગાઝીઆબાદ જંકશનો ઉપર ટાઈમસર ગાડીમાં રવાના થઈ શક્યો નહીં, જેથી રશીદાનો કાગળ પહેલાં આવ્યો અને તે તેના પછી પહોંચ્યો. હું રશીદાનો કાગળ વાંચી જ રહી હતી કે મારા ઓરડાના બારણા આગળ આવ્યો અને મને જોતાં વેંત ઓરડામાં દાખલ થઈ મારા પગ પકડીને બેસી ગયો અને ચોધાર આંસુએ રડવા લાગ્યા. હું તરતજ સમજી કે કોઈ ભારે સદમો

પહોંચેલો હોવાથી યુસુફની સ્થીતી આ દરજ્જે પહોંચી હશે. ચહેરા ઉપર દીવાનગી અને ઘેલાપણાંના ચિન્હ જણાતા હતા અત્યારે તે પોતાના હોશમાં નહતો મેં વિચાર્યું કે જો આવી જ રીતે તેની સ્થીતી થોડાક કલાક વધુ રહેવા પામશે તો તે હમેશના માટે દીવાનો બની જશે એટલા માટે મેં તેના હોશ ઠેકાણે લાવવા યુક્તિ શોધી કાઢી. રૂપમાં કુદરતી ખેંચાણ શક્તી હોય છે. મોટા મુનીઓ અને મહાત્માઓનાં મન રૂપની ઝલકથી ડગમગી ગયાં છે અને એને લગતી સેંકડો કહાણીઓ મેં વાંચેલી હોવાથી હું યુસુફને ઓરડામાં મુકીને નહાવાના રૂમમાં ગઈ અને મારા ચહેરા ઉપરની કાળાશને ધોઈ નાંખી એટલે મારા ચહેરાની અસલ ચમક ઝલકવા લાગી. મોહીનીની વાદળી રંગની સાડી ત્યાં પડેલી હતી તે મેં લીધી, અને જાણે હું સીધણના રૂપમાંથી પરી બની ગઈ. વાદળી રંગની સાડીમાં મારો સફેદ ચહેરો જાણે કાળા વાદળમાં ચંદ્રની પેઠે ચમકતો હતો. વાંચકો ! જ્યારે મેં મારો પોતાનો અસલ ચહેરો સાડીના લીબાસમાં આઈનામાં જોયો ત્યારે થોડીવારના માટે હું પોતે પોતાને ભુલી ગઈ. આવી રીતે લીબાસ અને ચહેરાને બદલી જ્યારે હું યુસુફની પાસે આવી અને પછવાડેથી ઠોકર મારી ત્યારે તે બેબાકળો બનીને મને બાઝી પડવા માટે ઉઠયો. હું તેની મતલબ સમજી ગએલી હોવાથી મેં દુરથી જ તેને આગળ આવતાં અટકાવ્યો અને ફરી ચહેરા ઉપર કાળો રંગ લગાવી આવવાની ધમકી આપી એટલે તે પાસે પડેલી ખુરશી ઉપર પડી ગયો. વાંચકોને અહીં ખુલાસો કરવાની કાંઈ જરૂરત નથી કે મારો ચહેરો રશીદાના ચહેરાથી તદ્દન મલતો હતો. અને તેજ કારણથી યુસુફની દીવાનગીમાં કમી થઈ ગઈ. તેનો જીવ ઠેકાણે આવતાં મેં તેને નાહવાને માટે મોકલ્યો અને મરદના લુગડાં મારી પાસે ન હોવાથી માલતીની એક સફેદ સાડી આપી જે તેણે લુંગીની પેઠે બાંધી લીધી અને મેં મારો લાંબો કુરતો આપ્યો જે તેણે પહેરી લીધો. જ્યારે યુસુફ નાહી

ધોઈ લુગડા બદલીને ગ્રાણુસાઈમાં આવ્યો ત્યારે મેં તેને પોતાની બધી હકીકત કહેવાનું જણાવ્યું જે તેણે હું આગળ લખી ચુકી તે પ્રમાણે કહી સંભળાવી. પરંતુ પેલા મુલ્લાંના શબ્દો વિષે તેને ભારે શંકા રહી હતી. મુસુફ તે શબ્દોને અત્યાર સુધી આકાશવાણી કે ગેબી અવાજ સમજી રહ્યો હતો પણ જ્યારે અમે બંનેએ મળીને રશીદાનો કાગળ વાંચ્યો તો અસલ વાત જાહેર થઈ ગઈ. રશીદાનો કાગળ હું પુરેપુરો નીચે લખું છું.

સનદીલા

આગસ્ટ ૧૮૮૫

બહેન આબેદા !

તમોએ બહુજ જલદી મારી ખબર લીધી ? મેં તો પાકો ઈરાદો કરી લીધો હતો કે તમારા જેવી બેવફા બેહેનને જોઉં તો મોઢું ફેરવી લઉં કાગળ આવે તો જવાબ નહીં લખુ, પરંતુ હું મારા દિલથી લાચાર છું. તે, તમને કાગળ લખવાને લાચાર કરે છે, તમારો કાગળ જોતાંજ જુની વાતો સાંભરી આવી એટલે જવાબ લખવાને બેઠી છું. તમોએ જે આગ સળગાવી છે તેના ભડકા હજુ સુધી ઓછા થયા નથી. તમારો આ આભાર આખી જીંદગી સુધી યાદ રહેશે. અત્યારે હું મારી બધી હકીકત લખું તો એક મોટું દફતર ભરાઈ જાય. અને તમને શી પીડા છે કે જાણી જોઈને મારા દુઃખની કહાણી સાંભળવા બેસો.

તમો એ મારી સ્થીતી જાણુવા માંગી છે. તે દુનીયાના દસ્તુર પ્રમાણે દુનિઆદારી અદા કરી છે. કોણ જાણે તમે શું સમજીને કાગળ લખ્યો ? અને તેમાં મારી સ્થીતી જાણુવાની પણ ઇચ્છા જાહેર કરી. ઠીક જેવી તમારી ઈચ્છા, હું પરમ દીવસથી આજ સુધીની બધી હકીકત તમને લખું છું અને તે પણ એટલાજ માટે

કે કોઈ દીવસ તમે મેણું ન મારો કે રશીદાએ મારા કાગળનો જવાબ ન આપ્યો. આમળની બધી હકીકત લખી તમને દુ:ખ આપવા માંગતી નથી. પરંતુ આટલા ઉપરથી જ તમારે સમજી લેવું કે હું કેવી જીંદગી ગુજારી રહી છું. હવે બ્હેન ! સાંભળો. મવલાના ફઝલુર રહેમાન સાહેબે અંમા જાનને બોલાવ્યા એટલે તેઓ મને લઈને ત્યાં ગયા મવલાના સાહેબની સાથે વાતચીત થતાં અંમાજાને બધી હકીકત કહી સંભળાવી. અને તે વાતચીત દરમ્યાન મને સાથે લઈને મક્કા હિજરત કરવાનું પણ જણાવ્યું. મારી અમ્મા હિજરત કરવા ચાહે છે તે મને તેજ વખતે જણાયું. તે પહેલાં હું તેમના આ વિચારથી જાણીતી નહોતી. મવલાના સાહેબે અંમાજાનની સાથે વાતચીત કરતાં મારા લગ્ન બાબે એવી રીતે વાત્ત કાઢી કે અંમાજાનને કબુલ કરવું જ પડયું. હું તે વખતે સમજી કે યુસુફ અથવા તમોએ મવલાના સાહેબને બધી હકીકત કહી અંમાજાનને રાજી કરવાની બાજી રચી હશે, પરંતુ ત્યાં મામલોજ બીજો નીકળ્યો, એટલે મવલાના સાહેબના વિદાય થવા પછી એક માણસે એવી બેહુદી રીતે લગ્નની માંગણી કરી કે અંમાજાન તથા બીજા જે કોઈ માણસે સાંભળ્યું તે બધાને ઘણુંજ ખોટું લાગ્યું. મને ખબર નથી કે મવલાના સાહેબે કોના માટે કોશીશ કરી છે ? કદાચ એમ પણ હોય કે પેલા માણસે અંમાજાન અને મવલાના સાહેબની વાતચીત સાંભળી આ તકને પોતાની માગણી માટે ઉમદા સમજી હોય. ગમે તેમ હોય પરંતુ તેની આ બેહુદી માંગણીની અંમાજાનના મન ઉપર ઘણી જ ખરાબ અસર થઈ. તેઓ મવલાના સાહેબના બધા વિવેચનને આ બેવકુફ ઉમેદવારની તરફેણમાં સમજ્યાં અને તેથી મવલાના સાહેબના માટે અંમાજાનના મનમાં જે માન હતું તેમાં પણ થોડીક કમી થઈ ગઈ પરંતુ તે સાથે હું એટલું પણ કહીશ કે વિધવા લગ્નના બાબમાં અંમાજાન જે વિચારો ધરાવતા હતા તેમાં બહુ મોટો પલટો આવી ગયો છે. હવે તેને તેઓ અપમાન

સમજતા નથી. મવલાના સાહેબે વિધવા લગ્નના બાબમાં ખુદા અને રસુલના જે ફરમાનો સંભળાવ્યા તેને અંમાજાને ગ્રહણ કરી એ હુકમોને માન આપ્યું છે.

બહેન ! તમે સુખી થાવ અને તમારા વિખુટા પડેલાથી મળો એવી ખરા દિલથી દોઆ કરૂં છું. હું મારી અંમાજાનની સાથે હજ કરવાને માટે અરબસ્તાન ન ચાલી ગઈ તો ફરી કોઈ વખતે આગળ લખીશ. પરંતુ તમે મારા કાગળનો જવાબ લખવાની તસ્દી લેતા નહીં કેમકે અંમાજાન પત્ર વ્યવહારને સારી નજરથી જોતાં નથી. અને હું નથી ચાહતી કે મારી કોઇ પણ વરતણુંકથી તેઓને દુઃખ પહોંચે. વારૂ બહેન હવે રજા લઉં છું ખુદા તમને સુખી રાખે. આમીન.

લી૦ દુઃખી
" રશીદા "

કાગળ વાંચી રહ્યા પછી મેં યુસુફને કહ્યું " મવલાના સાહેબે તમારા માટે મહેનત કરી અને વચમાં જે માણસ કુદી પડયો તેનો આ કાગળથી પુરો પતો લાગતો નથી. પરંતુ એટલું જણાઈ આવે છે કે તમારા માટે તઈયાર કરેલું ભોજન બીજા કોઈ એવકુફે ઢોળી નાંખ્યું અને તમારી માસીની નજરમાં મવલાના સાહેબની વાતનું પણ વજન હલકુ કરી નાંખ્યું. '

" પણ તે માણસ કોણ હતો અને જાણી જોઈને વચમાં શા માટે પડયો ? શું કોઈ સનદીલાથી તો સાથે નહીં આવ્યો હોય ? મારા માસી મવલાના સાહેબની મરજી વિરૂધ પગલું ભરશે નહીં, વળી મને લાગે છે કે તે કોઈ રીશ્તો તો નહીં હોય ? મવલાના સાહેબના ઘરમાં પારકો પુરૂષ આવી શકતો નથી. અને તેમની દેવડીમાં ઉભો રહી પારકો માણસ આવી રીતે સવાલ કરે તે ન બનવા જોગ છે મારી આ છેવટની કોશીશ ઉપર પણ પાણી ફરી

વળ્યું એટલે હું તો એજ સમજુ છું કે રશીદાની સાથે મારૂં લગ્ન થાય એ મારી કીસમતમાં લખાયલું જ નથી માટે હવે તો મોત આવે તો સારૂં થાય. અફસોસ. ”

“ પારકો માણસ મવલાના સાહેબની દેવડી સુધી પહોંચીને આવી બેઅદબીથી સવાલ કરી શકતો નથી. ફીરસ્તાનું આવવું તથા તમારી કીસમતનું ખરાબ થવું એ ફક્ત તમારા વહેમ છે. આ વખતે તમે ફતેહમંદ ન થયા તો હવે કદી તમે ફતેહમંદ થશોજ નહીં એમ સમજવું એ બહુ મોટી ભુલ છે. મારા વિચાર પ્રમાણે તો તે મવલાના સાહેબનો કોઈ નજીકનો ખેશી હશે અથવા તેમના ઘરમાં જ રહેતો હશે. તે વખતે તમારૂં મગજ ઠેકાણે નહીં હોય એટલે તમે તેનો સાદ પારખી શકયા નહી હોવ. ”

મારા વિવેચનથી યુસુફ વિચારમા પડી ગયો અને લગભગ પંદર વીસ મીનીટ સુધી વિચાર કર્યા બાદ બોલ્યો.

“ હા, મને યાદ આવ્યું મવલાના સાહેબ ને ત્યાં એક મુલ્લાં જેવો માણસ રહેતો હતો. જાણવામાં તે મવલાના સાહેબનો દુરનો સગો છે અને લગાર બેવકુફ જેવો જણાતો હતો. હું ધ્યાન પુરવક વિચારૂં છું તો અવાજ પણ તેને મળતો જ હતો. મેં મગરેબની નમાઝના વખતે તેને સીજદામાં પડીને ખુદાની દરગાહમાં માંગણી કરતાં જેયો હતો. જ્યારે મારી માસી તથા રશીદા આવ્યા ત્યારે તે જનાનખાનાની દેવડીમાંથી બહાર જતો હતો તેજ વખતે મને લાગ્યું હતું કે આ માણસે મારી માસી તથા રશીદાને જોઈ લીધાં છે. હવે બધી હકીકત યાદ આવી જવાથી મામલો ખુલ્લો થઈ ગયો છે. એ બેવકુફ મુલ્લાં સીવાય બીજાનું આ કામ નથી. પરંતુ તે વખત પણ અજબ હતો. મવલાના સાહેબના નોકરને લાલચ આપી એક અંધારા ઓરડામાં હું ચોરની પેઠે ઉભો હતો પરસેવાથી મારા બધા લુગડા તરબોળ હતાં. મવલાનાનુ વિદ્વતા ભર્યું વિવેચન અને માત્ર

થોડીજ વાર પછી તે મુલ્લાંના શબ્દો જે મારા માટે તીરની સમાન હતા એ બધી બાબતો એવી હતી કે મને તીરસમાનની પેઠે લાગી. હું સમજ્યો કે ફકીરોને ત્યાં આવા નજરબંદીના ઘણાં મામલા બને છે તેથી આ બાબતને પણ હું એવીજ સમજ્યો અને મને લાગ્યું કે હું કોઈ મોટી આફતમાં સપડાયો છું તે બાદ હું મારી અક્કલને ઠેકાણે રાખી શકયો નહીં અને બેભાન થઈ ગયો. ”

“ તોબા કરો, બીજા લેભાગુ અને જંતર મંતરનો ઢોંગ કરનાર ફકીરો અને સાધુઓની પેઠે મતલાનાને સમજવા નહીં આજે હીંદુસ્તાનમાં તેમના જેવો બીજો કોઈ ભાગ્યેજ હશે. ”

“ ખરેખર એમજ છે. ”

“ ચાલો ત્યારે હવે તમારી દીવાનગી દુર થઈ ગઈ એટલે મને રજા આપો કે હું મારો લીબાસ બદલીને પાછી સીપ્રણ જેવી બની જાઉ. ”

“ લીબાસ બદલવાનું તો નામ લેતા જ ના” યુસુફ હસતાં હસતાં બોલ્યો “ નહિ તો હું ફરી દીવાનો બની જઈશ. ”

“ તો શું પહેલાં ખરેખર તમે દીવાના ન હોતા ? ”

“ શું તમે મને ખરેખર દીવાનો સમજી બેઠાં હતાં ? હું દીવાનો હોત તો ઠેઠ ગંજમુરાદાબાદથી અહીં સુધી કેવી રીતે આવત ? ”

“ હવે શા માટે જુઠું બોલો છો, શું દીવાના હરી ફરી નથી શકતા ? માત્ર બુદ્ધીમાં કમી થઈ જવાનુ નામ દીવાનગી છે. તમે આવ્યા તે વખતે તમારો ચહેરો, આંખો અને સ્થીતી તમારા દીવાના હોવાની ગવાહી આપી રહી હતી અને તમે બીલકુલ મેડ હાઉસમાં મોકલવા લાયક હતા. ”

“ ખેર આપનો મોટો ઉપકાર થયો કે આપે મને દીવાનો

જાણીને આશરો આપ્યો, હવે હું માનું છું કે જો હું મરી જાઉ તો તમે મને જીવતો કરી શકો છો. "

આટલું બોલીને તે મારા પગો ઉપર પોતાનું માથું મુકવા ચાહતો જ હતો કે મેં તેને તેમ કરતાં અટકાવીને કહ્યું.

" તમે દીવાનગીમાં હતા ત્યાં સુધી તમને એમ કરવું માફ હતું પણ હવે તમે આમ કરી શકતા નથી. "

આટલું બોલી હું નહાવાના ઓરડામાં ચાલી ગઈ અને દસ પંદર મીનીટમાં પહેલાની પેઠે સીધણ બનીને બહાર નીકળી તો મેં જોયું કે યુસુફ રશીદાનો કાગલ વાંચી રહ્યો હતો. હું જનાના બોર-ડીંગ હાઉસમાં રહેતી હોવાથી યુસુફને પોતાને ત્યાં રાખી શકતી નહોતી એટલે મેં તેને પાસેના હોટલમાં જઈને રહેવાનું કહ્યું. અને જરૂર પડશે તો હું બોલાવી લઈશ. મારા વગર બોલાવે તમારે આવવું નહીં એવી ભલામણ કરી દીધી. યુસુફ મારાથી વિદાય થઈને હોટલમાં જઈને રહ્યો.

બીજે દીવસે હું ભણવાના માટે જવાની તઈયારીમાં હતી કે ટપાલવાલાએ રશીદાનો કાગળ આપ્યો. કાગળ ફોડીને જોયું તો તે ટુંકમાં જ હતો પણ ભારે ગભરામણમાં લખેલું હશે એમ લાગતું હતું. રશીદાએ કાગળમાં નીચે મુજબ લખ્યું હતું.

" બહેન ! ગંજમુરાદાબાદની પીડા અંહી પણ આવી પહોંચી છે. તેની બેહુદી વરતણુંકના સબબે અંમાજાન ઘણાંજ ગભરાઈ ગયાં છે. મક્કે જવાનો તો વીચાર હતોજ પણ પેલા માણુસના પ્રતાપે હવે આવતાં જ અઠવાડીયામાં કુચ કરવાનો ઈરાદો કરી લીધો છે. કાબા અલ્લાહનું મકાન છે. જેઓ ત્યાં જાય છે તેમની કીસમત બહુ મોટી સમજવી જોઈએ. પરંતુ મારૂં જવું અજબ છે. શરીર ત્યાં જઈ રહ્યું છે પણ જીવ અહીં રહેશે. મુસાફરીમાં મને બીક રહે છે કે આગબોટ કે રેલ્વેમાંથી હું પડી ને આપઘાત કરી લઈશ તો હરામ

મોતે મરીશ. કેટલાક દીવસથી મારા મનની સ્થીતી ઘણીજ ખરાબ છે. બહેન જ્યારે મારા મરવાની ખબર સાંભળો તો દીલેહાથી યાદ કરતા રહેજો. મારા કરતુત એવા નથી કે મરવા બાદ બખશીશ મળી શકે પણ કદાચ ચાર મુસલમાનો મારા માટે દોઆ કરે અને મારી મગફીરત થઈ જાય. દુનીઆમાં હું કેવી રીતે રહી તેના માટે તો ખુદાનો આભાર માનું છું પણ આખેરત દુનીઆના જેવી ન ગુજરવા પામે એવી ભારે બીક રહે છે. બસ હાલ એટલું જ વસ્સલામ

લી૦ નીરાશ

"રશીદા"

આ કાગળ વાંચીને મારા હોશ ઉડી ગયા. ભારે ગભરામણ થવા લાગી. અને હું એક ઉંડા વીચારમાં પડી ગઈ એટલામાં માલતી દોડતી દોડતી આવીને કહેવા લાગી.

"બહેન ! ચાલો ત્રીજી ઘંટી પણ વાગી ચુકી."

આટલું બોલીને જ્યારે તેણે મારા ચહેરા પર નજર નાંખી તો ગભરાઈને બોલી ઉઠીઃ—

"છે શું ? ચહેરા ઉપર આમ ઉદાસી કેમ દેખાય છે."

મેં કાંઈ પણ જવાબ આપવાના બદલામાં રશીદાનો પત્ર તેના હાથમાં મુકી દીધો અને તરતજ સ્કુલમા જઈ એક અઠવાડીયાની રજા મેળવી લીધી. આ કામ માત્ર ૩૦ મીનીટમાં થઈ ગયું. ઓરડામાં આવીને મેં હજાણીનો લિબાસ બદલ્યો. બે એક મહીનાથી એક હજાણી બોરડીંગમાં આવતી હતી. બોર્ડીંગની છોકરીઓ તેની ભારે રમુજ કરતી હતી. હજાણી સમજતી કે આ બધી મારી આસ્થિક છે. આવી રીતે બંને પક્ષ આનંદનો લહાવો લેતા હતા. મેં તરતજ એ હજાણીને બોલાવી અને તેની પાસેથી કિતાબ એક અઠવાડીયા માટે લીધી. ચહેરા અને હાથની શાન બદલી નાંખી.

ચહેરા ઉપર એવું પેઈન્ટ કર્યું કે જેથી જોગણી જેવો ચહેરો થઈ ગયો, બોરડીંગની છોકરીઓ રમુજીપણાંમાં એક એકથી ચઢીયાતી હતી. એમની પાસે વેષ પલટાની ઘણી વસ્તુઓ હતી જેથી તેઓ ઘણી વાર વેષ પલટો કરી આપસમાં રમતી હતી. મેં તેમની પાસેથી માથાના બનાવટી વાળ લીધા અને તેને માથા પર પહેરવાથી હવે મને કોઈ ભાગ્યેજ ઓળખી શકે એવો ચહેરો થઈ ગયો. મેં હાજીઓની પેઠે મક્કા અને મદીના મુનવ્વરાના ચિત્રો અને કિતાબ વિગેરે બગલમાં દબાવી ઉપરથી મુસાફરીનો બુરકો પહેરી લીધો. આવી રીતે તૈયાર થઈ હું હોટેલમાં પહોંચી ને યુસુફ ને મળી. તેના હાથમાં રશીદાનો પત્ર હતો તે મને આશ્ચર્યથી જોવા લાગ્યો. જ્યારે મેં બુરકો ઉતારી નાંખ્યો ત્યારે તેણે મને ન ઓળખી. તે મને કોઈ બહુરૂપી સમજ્યો અને બોલ્યો:—

" અમો મુસાફરોની પાસે શું છે ? કોઈ માલદાર શેઠીયાઓના બારણે જાવ તો તમોએ બદલેલા રૂપનો કદ્ર થાય " આ સાંભળી મેં અવાજ બદલીને કહ્યું:—

" ચહેરા ઉપરથી તો આપ માલદાર જણાવછો છતાં કાંઈક આપવું ન પડે એ કારણથી ગરીબ બનોતો મારો આપ પર કાંઈ હક નથી. "

યુસુફે મારો અવાજ પણ ન ઓળખ્યો એ જાણી મને ઘણી ખુશી થઈ અને હું સમજી કે આ વેષમાં અને સાદમાં મને કોઈ બીજો ભાગ્યેજ ઓળખી શકશે. યુસુફને મારા ઉપર દયા આવી અને તેણે એક રૂપીઓ મારા હાથમાં મુકયો એટલે હું બોલી:—

" આપ જેવા માલદાર એક રૂપીઓ આપે એ બહુજ ઓછું છે. "

" ભાઈ બહુરૂપી જે હાજર હતું તે આપી દીધું. તમે શું

જાણો કે હું અત્યારે કેવા દુઃખમાં સપડાએલો છું જાવ હઠ ન કરો. ફરી કોઈ વખત આવજે" આ સાંભળી તેના ચહેરાને ટીકતા મેં કહ્યું:-

" મેં આખી દુનીયા જોઈ છે અને આપના જેવા અમીર ઉમરાવોની સેવામાં જીવન પસાર કર્યું છે. અત્યારે આપનો ચહેરો અને વાતચીત તથા સ્થિતિ ઉપરથી મને આપના અંતરની જાણ થઈ ચુકી છે, તેથી કહું છું કે આપ કોઈના પ્રેમમાં પડેલા છો અને તેજ પ્રેમદાનો આ પત્ર તમારા હાથમાં છે શું કરી એ વિચારે આપને ચક્કરમાં નાખ્યા છે. આપે મને બહુરૂપી સમજવામાં મોટી ભુલ કરી છે. હું કાંઇ બહુરૂપી નથી પણ આપના જેવો એક મુસાફર છું. આપે મને સાધારણ નજરે જોયો પરંતુ એ વિચાર ન કર્યો કે ખુદા પોતાના સાધારણ બંદાઓથી મોટા મોટા કામ કરાવી આપે છે. આપ અલ્લાહની મહેરબાનીના કેવી રીતે હકદાર થઈ શકો છો જ્યારે તેના નામ ઉપર તમે કાંઈ ન આપી શકયા. અત્યારે આપના ખીસામાં આઠ દસ રૂપીઆ છે પણ અલ્લાહના માર્ગમાં તેમાંથી માત્ર એકજ રૂપીઓ મને આપ્યો વિચારોતો ખરા કે તે પ્રેમી કેવી રીતે સફળ થઈ સકે છે જે પૈસા ટકાને પોતાની પ્રેમદા સમજે છે. "

ગંજ મુરાદાબાદમાં યુસુફની પાસે એક ગીની રહી જવા પામી હતી એ હું સાંભળી ચુકી હતી એટલે અહી આવતા સુધીનું ખર્ચ બાદ જતાં મેં કહી એટલી જ રકમ એની પાસે બચવા પામી હશે. યુસુફ મારી ખરી વાતો સાંભળી અજબ થઈ ગયો, તે તરતજ ઉભો થઇ ગયો અને ધ્રુજવા લાગ્યો બિન અનુભવી જુવાન હતો પોતાના વડીલોથી પીર ફકીરોની કિસ્સા કહાણીઓ અને કરામતો બચપણમાં સાંભળી હતી અને એમ પણ સાંભળેલું કે કોઇ વખત ખ્વાજા ખિઝર પણ માણસનું રૂપ ધારણ કરી લોકોની બીડ ભાગવા દુનિયામાં આવે છે એટલે તેણે મને પણ એવોજ સમજીને પોતાના

ખીસામાંથી નવ રૂપીઆ કાઢી મારા પગો ઉપર મુકી દીધા. મેં સાત રૂપીઆ ઉપાડી લીધાં અને બે રૂપીઆ આપીને કહ્યું કે હોટલના ભાડા તથા ખોરાકના આપી દો. જ્યારે આ બધું થઇ ચુક્યું ત્યારે હું આગળ વધી અને યુસુફને મારી સાથે ચાલવાનો ઈશારો કર્યો. તે મારી સાથે ગાડી સુધી આવ્યો અને મારા કહેવાથી મારી ગાડીમાં બેસી ગયો ત્યાંથી ગાડી ચાલી થોડીવારમાં સ્ટેશન પહોંચી ગઈ. સ્ટેશન ઉપર બે ટીકીટ ગાઝીઆબાદની ખરીદવા રૂપીયા આપ્યા તે ગયો અને ટીકીટ લઈ આવ્યો અને મારી સાથે ટ્રેન સુધી આવ્યો મેં ડબ્બામાં બેસવા ઈશારો કર્યો. તે હાથ જોડીને કાંઇ કહેવા ચાહતો પણ મેં આંખો કાઢીને જોયું એટલે તે ચુપચાપ ડબ્બામાં બેસી ગયો અને હું તેની પાસેના સ્ત્રીઓના ડબ્બામાં બેસી અત્યારે મારી ખુશીનો પાર ન હોતો. કેમકે યુસુફ જેવો મને ન ઓળખી શક્યો તો બીજો કોઇ ભાગ્યેજ મને ઓળખી શકશે.

બીજે દીવસે અમે બને જણ સંદીલે પહોંચ્યા, યુસુફને મેં સ્ટેશન પાસેની એક વાણીઆની દુકાને ઉતરવાનું કહી હું પોતે વીશીમાં જઇને ઉતરી. ભોગ જોગે હમીદાનું મકાન વીશીના પાસે હતું તેથી તેને કોઈ હજાણી વીશીમાં આવી છે એવી બાતની મળી ગઈ. કેમકે પોતે હજ માટે જનાર હતી અને હજની બધી બાબતોથી જાણીતી હોય એવી હજાણીઓની તેને જરૂરત હતી એટલે ખબર મળતાં જ તેણે દાસીને મોકલી. મેં બોલાવનારનું નામ પુછ્યું તો હમીદા જણાયું. હું મનના વણોજ ખુશી થઈ, મનમાં તો આવ્યું તરતજ જાઉં પરંતુ તે દીવસે જવાનું યોગ્ય ન જણાયું તેથી મેં કહ્યું કે મગરેબની નમાઝ પછી આવીશ. રાતે દાસી બોલાવા આવી અને હું હમીદાને ત્યાં ગઈ. હમીદાએ માન સાથે મને પોતાની પાસે બેસાડી અને પુછ્યું:—

" હજાણીમાં તમારૂં ઘર ક્યાં છે ? "

" ફકીર ફુકરાનું ઘર કેવું ? જ્યાં રાત પડી ત્યાંજ ઘર છે. અત્યારે હું લાહોરથી આવું છું. "

" આપે કેટલી હજ્જે કરી છે ? "

" બીબી ! હજ્જેની વાત ન પુછો. ૧૦૦ હજાણીઓમાં ૯૦ એવી હોય છે જે હજાણીઓનું રૂપ બનાવી ભીખ માંગતી ફરે છે. જે રોઝાનું ચિત્ર તમે જુવો છો તે અરબમાં નથી વેચાતા, અરબમાં આવા ચિત્રોનો રીવાજ છેજ નહીં. આપણા હિંદનો બધો આ ખેલ છે. કમાવા ખાવાના જ્યાં સેંકડો ઢોંગ છે ત્યાં આ એક વધુ, પણ જો આપનો હજે જવાનો વિચાર હોય અને અલ્લાહે તમને એટલું આપ્યું હોય તો અલ્લાહ એ વિચાર પાર પાડી દેશે. હું શું ને મારી હજ શું ? છતાં આપ જે કાંઈ પુછશો તે હું મારી જાણ પ્રમાણે આપને જણાવીશ. " આ સાંભળી હમીદાએ મારા ચેહરાને ટીકતાં પુછ્યું—

" પહેલાં એ બતાવો કે અહીંથી કેટલા દીવસોમાં માણસ મક્કે પહોંચે છે. "

" બીબી જાણ્યામાં આપ બિલકુલ અંજાણ છો, વરસો, મહીના, અઠવાડીયા ન પુછતાં કેટલાં દીવસોમાં પુછો છો તો સાંભળો પહેલાં તો મુસાફરી ભારે કઠણ હતી પણ હવે સારી સગવડ થઈ ગઈ છે છતાં પણ મક્કા પહોંચવામાં મહીનાઓ લાગે છે. આપ અહીંથી રેલમાં બેસશો તો ત્રીજે દીવસે મુંબઈ પહોંચશો. મુંબઈમાં તરતજ આગબોટ મળી ગઈ તો ઠીક નહી તો મહીનાઓ સુધી વાટ જોવી પડશે. હજની મોસમ હશે તો પણ બે ત્રણ અઠવાડીયા તો મુંબઈમાં થોભવું પડશે. આગબોટમાં સવાર થયા પછી બે ત્રણ અઠવાડીયામાં જીદ્દા પહોંચશો. જીદ્દામાં એકદમ ઉતરવાનું નહીં બને કેમકે માર્ગમાં એક ટાપુ આવે છે ત્યાં કોરનટાઈન છે અને ડોકટર બધા મુસાફરોની તબીબી તપાસ કરે છે જો કોઈ ચેપી રોગનો

મુસાફર જણાયો તો બધા મુસાફરોને એ ટાપુમાં આઠ દસ દીવસ રહેવું પડે છે પણ કોઈ રોગી ન જણાયો તો સમજો કે આગબોટની કેદથી છુટકારો થશે અને જીદ્દે ઉતરવાનું મળ્યું. જીદ્દાથી મક્કા વીસ કોસ છે બે ત્રણ દીવસમાં ત્યાં પહોંચી જવાય છે." મારી લંબાણ વાતોથી સંતોષ પામતાં હમીદા બોલી:—

"હજાણીમાં આજ સુધી કોઈએ પણ મને આવી રીતે હજની મુસાફરીનું વર્ણન સંભળાવ્યું ન હોતું. એ ઉપરથી જણાય છે કે તમે હજની દરેક માહીતીથી પુરેપુરા જાણકાર છો."

"માહીતી કાંઈ જોવાથી જ મળતી નથી. પુસ્તકો વાંચવાથી પણ એ કરતાં વધુ માહીતી મળી શકે છે. જો આપ ઉર્દુ જાણતા હો તો એવા પુસ્તકો ઘણાં મળે છે."

"તો શું તમે હજે ગયા નથી ?" હમીદાએ સવાલ કર્યો.

"મેં પ્રથમ જ આપને કહ્યું છે કે આજ કાલ હજાણી બનવું કમાવા ખાવાનો એક ધંધો થઈ પડયો છે. મારા માટે પણ કોઈ એમ ન કહે કે આ તો નામ માત્રની હજાણી બનીને ફરતી ફરે છે એટલે હું પોતે જ શા માટે ન કહી દઉં કે મને હજાણી બનવાનો દાવો નથી."

"અરે ખરા તે કયાંય છુપાં રહી શકતા હશે. ભલા તમને કોણ કહે કે હજ કરી નથી ચાંદ ઉપર તે કાંઈ ધુળ નાંખી શકાય."

"એ આપની મહેરબાની છે નહીં તો હું કેવી છું તે હું પોતે સારી પેઠે જાણું છું."

હમીદાને આ વાકયથી ખાત્રી થઈ ગઈ કે આ ખરી હજાણી છે એટલે પુછયું:—

"હજાણીમાં જો કોઇ મક્કામાં જઇને ત્યાં જ રહેવા ચાહે તો કોઈની મનાઈ તો નથી ને ?"

" અલ્લાહના ઘરમાં તે મનાઈ હોય ? અહીંથી સેંકડો માણસો જાય છે અને વર્ષો સુધી બલકે આખી જીંદગી ત્યાં રહે છે અને પાછા આવતાજ નથી. "

" તો હજાણી મા હું પણ એવી રીતે જવા ચાહું છું કે આખી જીંદગી ત્યાં જ પસાર કરી દઉં. "

" વાહ વાહ, એનાથી શું સરસ હોય એક મુસલમાનની આ કરતાં બીજી કઇ નસીબદારી હોય, ખરેખર મોટો નસીબદાર તે મુસલમાન છે જે મક્કામાં જઈને જીવન ગાળે અને ત્યાં જ જીવ આપે. "

" પણ ત્યાં ભરણ પોષણ કેવી રીતે ચાલશે ? " હમીદાએ સવાલ કર્યો તો મેં જવાબ આપ્યો કેઃ—

" સ્ત્રીઓ માટે શીવણ ગુંથણનો ધંધો સારો છે હિંદુસ્તાનથી આપને કોઈ મદદ ન મોકલે તો આપ શીવણનો ધંધો કરી પોતાનું ગુજરાન કરી શકો છો. પરંતુ ત્યાં સ્ત્રીઓ આ ધંધો બહુ જ ઓછો કરે છે કેમકે પુરૂષો કમાણી કરે છે અને સ્ત્રીઓ ઘરની વ્યવસ્થા તથા પુરૂષોને આરામ પહોંચાડવાનું કામ કરે છે. "

" જે સ્ત્રીઓના પુરૂષો ન હોય ? " હમીદાએ સવાલ કર્યો.

" પુરૂષો ન હોય એટલે ? " મેં હમીદાના ચહેરા સામે ટીકતાં કહ્યું " ત્યાં કોઈ સ્ત્રી એવી છે જ નહીં જેના ઘરમાં પુરૂષો ન હોય. ઘરડી હોય તો તેના પુત્રો, અને જમાઈયો અને જવાન હશે તો શવહર હશે. "

" અને કોઈનો શવહર ન હોય તો ?

" ત્યાં મળી જશે. "

" મળી જશે એટલે ? " હમીદાએ અકળાઇને પુછ્યું.

" અરબસ્તાનમાં સ્ત્રીઓ વિધવા રહી શકતી નથી "

નિચંત જીવે મેં તીર ચલાવ્યું:—" શવહરના મર્ણ પછી ઇદ્દતની મુદ્દત વિતતાંજ બીજા નિકાહ થઈ જાય છે. હઝરત પયગમ્બર સલ૦ના સમયથી જ ત્યાં આ સુન્નત ઉપર ભારે પાબંદીથી અમલ થઈ રહ્યો છે." આ સાંભળી હમીદા વિચારમાં પડી ગઈ અને કાંઈક વિચારીને બોલી:—

" શું વિધવાના નિકાહ માટે જબરાઈ કરવામાં આવે છે ? "

" જબરાઈ કોઇ કરતું નથી. તલવાર લઇને કોઇ મારતું નથી પણ અંતર પોતે જ જબરાઈ કરે છે. શું ભુખ્યા ઉપર કોઈ જબરાઈ કરશે ત્યારે તે ખાશે ? પોતે ભુખ તેના ઉપર જબરાઈ વાપરીને ખવરાવશે. ત્યાં બીજા લગ્નની કાંઈ શરમ નથી. તે દેશમાં તો ૪૦–૫૦ વર્ષની બાનુઓ પણ વિધવા તરીકે જીવન ગાળતી નથી. ઈદ્દિતની મુદ્દત વીતી કે નિકાહ થઈ ગયા. જે બાનુ નિકાહ કરવાની આનાકાની કરે તેને નીચ સમજે છે, ઉંચા ઘરાણાની બાનુઓ પાસે તે બેસવાને લાયક ગણાતી નથી. "

" શું ખોટાં કામ નકરે તો પણ બદકાર ગણાય ? "

" ત્યાં તો માન્યતા એવી છે કે ભુખ્યો ખાધા વગર રહી શકતો નથી. હવે તે ઉઘાડે છોકે માંગીને નહીં ખાય તો ચોરી કરીને પણ ખાશે. "

" તો શું જે વિધવા બીજા નિકાહ ન કરે તો લોકો તેને નીચ સમજે છે ? "

" આપે ફરી તેજ સવાલ કર્યો હું પુહેલાં કહી ચુકી છું કે ત્યાં કોઈ વિધવા રહી શકતી જ નથી. ઈદ્દતની મુદ્દત પછી નિકાહના પેગામ આવે છે અને બે ચાર અઠવાડીયામા તે કોઈના ઘરમાં નિકાહ પઢીને બેસી જાય છે. "

હમીદા આ જવાબથી વિચારમાં પડી ગઈ થોડીક વાર ચુપ રહ્યા પછી બોલી:—

" મારી સાથે એક વિધવા છોકરી પણ આવશે ? "

" છોકરીની વય કેટલી છે ? " મેં સવાલ કર્યો તો હમીદા બોલી:—

" ૧૯ વર્ષના આશરે "

" તમારે કરી દેવાની જરૂર નથી બલ્કે તે છોકરી પોતે ઉમર લાયક હોવાથી પોતે કરી લેશે. જો નિકાહ નહીં કરે તો ઉંચ ઘરાણાની બાનુઓ પાસે બેસવાને લાયક નહીં ગણાય. "

" અને તે કહે કે મને નિકાહની ઈચ્છા નથી તો ? "

" તો ત્યાંની બાનુઓ કહેશે કે આ જુઠી, દગાબાજ અને મક્કાર છે. "

" તો તેનું મન ન ચાહે તોય તેને ત્યાં નિકાહ કરવા પડશે ?" આ સવાલના ઉત્તરમાં મેં ઠાવકું મોઢું કરીને પુછ્યું:—

" પ્રથમ એ બતાવો કે તમારા શવહર તમારી સાથે હશે ? " હમીદા આ સવાલથી અકળાઈ અને નીચી ગરદન કરીને બોલી:—

" નહીં. એમને દુનિયાથી કુચ કરવાને તો ઘણાં વર્ષ વીતી ગયા, "

" તો ફરી સાફ વાત આ છે કે પહેલાં તમારે પોતે નિકાહ કરવા પડશે અને જ્યાં સુધી તમે નિકાહ નહીં કરો લોકોને રશીદાથી નિકાહ કરવામાં શંકા થશે. "

" મારો નિકાહ કેવો ? "

" હું ધારૂં છું કે આપની વય ૩૫-૩૬ થી વધારે નથી. હજુ તમે જુવાન છો. તમારા કરતાં વધુ વયની વિધવાઓ નિકાહ વિના રહી શકતી નથી તો સૌથી પ્રથમ ત્યાં પહોંચીને તમારે તમારા પોતાના નિકાહનું કામ આટોપવું પડશે. "

" આ તે કેવી જબરાઈ ? "

" એમાં જબરાઈ શાની, ઈસ્લામનો હુકમ છે ને એ હુકમ અનુસાર પ્રથમ તમારે તમારા શવહરની ચુંટણી કરવી પડશે."

" વાહ બી હજીયાણી, કેવી વાતો કરો છો ? આવી વાતો તમારી જીભે તો શોભતી નથી. તવબા કરો તવબા. "

" તવબા શા માટે કરૂં " આબિદાએ ઠાવકું મોહડું રાખી હમીદાના ચહેરામાં થતા ફેરફાર જોતાં કહ્યું:-" ખુદા અને રસુલ સલ૦ની વાતો કરૂં છું. "

" પણ હજાણીમાં. દરેક દેશના રીત રીવાજ જુદા છે. "

" દરેક દેશના રીત રીવાજ ને શા માટે બદનામ કરો છો આ તો તમારા દીન ધર્મનો સવાલ છે અને ખાસ અગત્યનો સવાલ છે. " હમીદા આ જવાબથી અકળાઈને ધીમેથી બોલી:-

" જ્યાં અગત્યનો સવાલ સમજતા હશે ત્યાંનો હશે. "

" બીબી દીન ધર્મના સવાલમાં આવું ન બોલાય. " આબિદા એ લગાર ઉંચા અવાજે હમીદાને દબાવતાં "કહ્યું:-આ દેશ તો કુફ્રસ્તાન છે. આની ગણત્રીજ શી છે ? નહી તો બધા ઈસ્લામી દેશોમાં વિધવાના નિકાહનો રીવાજ છે. જયારે કુંવારી પુત્રીના લગ્ન કરવામાં આવ્યા ત્યારે કાંઈ અડચણ કે આડખીલી સમજવામાં ન આવી તો ફરી બીજા નિકાહને શા કારણે એબ ગણવામાં આવે છે. આ તો પીર પયગમ્બરોની સુન્નત છે અને મુસલમાન તરીકે આપણાથી એકે શબ્દ બોલી શકાય નહીં. " આ સાંભળી હમીદા કાંઈક વિચાર્યા બાદ બોલી:—

" જો એમજ છે તો હું હજે જવાનું માંડી વાળુ છું. "

" હજને શા માટે માંડી વાળો છો, ઇસ્લામ ધર્મ નેજ માંડી વાળો તો સારૂ " આબિદાએ ટકોર કરતાં કહ્યું:-" ઇસ્લામ મુકી દેશો, તો તેની બધી કેદોથી છુટકારો પામી જશો પરંતુ યાદ રાખો કે તેની સાથે ખરે ખરો આનંદ અને ખુશી પણ નાશ પામશે. "

"ના હજીયાંણીમાં આવું ન બોલો" હમીદાએ શરમથી પાણી પાણી થતાં કહ્યું:—"દીન ધર્મ માટે આવું ન બોલો. ધર્મ–મઝહબ અમારૂ દિલ છે અમારી જાન છે. એને તો મરતાંય મુકી શકતા નથી."

"જ્યારે તમે એના હુકમોને ખોટા માનો છો તો ફરી તેને તમારી જાન કેવી રીતે કહી શકો છો ?"

"તમારી વાતો ખરી, ઇસ્લામ ધર્મ સાચો, તેના એક એક હુકમ ઉપર ઇમાન પણ કુરબાન પણ લોક લજ્જાનું શું ? લોકો શું કહેશે ?"

"જો લોકોના કહેવા ઉપરજ દીન ધર્મના એહકામોનો આધાર હોય તો કોઈ તમારા નમાઝ પઢવા ઉપર હંસશે તો તમે નમાઝ મુકી દેશો ? કદાપી નહીં મુકો. એવી જ રીતે તમારી સારી વાત્ત ઉપર કોઈ મુર્ખો હસે તો તમારે તેનો કદાપી ખ્યાલ ન કરવો જોઈએ. અને ફરી હું કાંઈ હિંદુસ્તાન માટે તો કેહતી જ નથી કે તમને લોક લજ્જા આડે આવે. હું તો તે દેશનું વર્ણન કરૂં છું કે જયાં તમે નિકાહનું ના પાડશો તો લોકો હંસશે."

આટલી વાત પછી મેં ચાલવાનો વિચાર કર્યો. એટલે હમીદાએ મને રોકવાનો આગ્રહ કર્યો. મેં મુસાફરીની થાકનું બહાનું બતાવ્યું. હમીદાએ ખાણું ખાવાને કહ્યું મેં ના પાડી. હું અવાજ બદલીને વાતો કરતી હતી અને દરેક વખતે મને એજ બીક રહેતી કે રખેને હું ઓળખાઈ જાઉં ને કદાચ એમ થયું તો મારી બધી મહેનત ઉપર પાણી ફરી વળશે. એટલે હું ત્યાંથી ઉઠી પરંતુ મને ભારે ચિન્તા આ વાતની થઇ કે રશીદા નજરે ન પડી.

હું હમીદાના ઘરથી સ્ટેશન ઉપર ગઈ યુસુફને બધી વાતચીતથી જાણીતો કરી સરાયમાં આવી. આખો દીવસ હું સરાયમાં રહી

અને મગરેબની નમાઝ પછી જવાના વિચારમાં જ હતી કે દાસી તેડવા આવી, દાસીની સાથે હું હમીદાને ત્યાં ગઈ. હમીદા નમાઝથી પરવારી વઝીફામાં મશગુલ હતી. મેં ધારી લીધુ કે રશીદાએ મને બોલાવવા મોકલી હશે. રશીદા આ ઘરમાં છે એમ મેં દાસીથી જાણી લીધું હતું દાસીએ પણ કહ્યું હતું. કે મકાનના પાછલા ભાગમાં એક ઓરડો છે તેમાં રશીદા ચુપચાપ જીવન ગાળે છે. જાણે તે પોતાની માની કેદમાં છે. ઉંચા ઘરાણાની જુવાન બાળાઓ મોટે ભાગે આવી જ રીતે રહે છે એટલા માટે મને આ સાંભળીને લગારે અજાયબી થઈ નહીં પણ ચના એ થઈ કે હવે મારે રશીદા સુધી પહોંચવું કેવી રીતે ? હમીદા વઝીફાથી પરવારી તો તેણે પાનનું બીડું બનાવીને મને આપ્યું. આ બીજી મુલાકાતમાં હમીદા મારા ઉપર પહેલાં કરતાં વધુ મહેરબાન હતી એમ મને તેના હાવભાવ ઉપરથી જણાયું. પાન ખાધા પછી અમારા બંનેમાં વાતચીત ચાલી. હમીદાએ મને પુછયું:—

" હજીયાણીમા શું ફરી હજે જવાનો વિચાર રાખો છો ? "

" હા ખુદા પૈસો અને સંતોષ આપે તો આ કરતાં બીજી કઈ ખુદાઈ નેઅમત છે ? "

" શું તમારા શવહર જીવતા છે ? " આ સાંભળી મેં અણગમો જાહેર કરતાં જવાબ આપ્યો:—

" બેગમ સાહેબ ! આ મારી ખાનગી બાબત છે અને વિધવાઓ કરતાં મારી સ્થિતિ બદતર છે. શા માટે પુછો છો મારી હકીકત સાંભળીને આપને રંજ થશે. "

" નહી એમાં કંઈ હરકત નથી જયારે એક બીજાથી મળે છે તો તેની હાલતથી જાણકાર થવાય છે. "

" પણ એવી વાત જેના વર્ણનથી બીજાનું દિલ દુઃખે ન પુછવી જોઇએ. "

" જો આપને ભાર જણાતું હોય તો જવા દો. માત્ર મારા પુછવાની મતલબતો એટલી જ કે જો આપ એકલા હોવતો હું આપને પણ પોતાની સાથે લઈ જતી. "

" તો શું આપે જવાનું નક્કીજ કરી લીધું છે ? રાતે તો મને એમ લાગેલું કે ત્યાંના રીત રીવાજના કારણે આપે હજે જવાનું માંડી વાળ્યું છે. "

" ના એમ નથી " હમીદા બોલીઃ–" અજાણતાએ મને અભણ બનાવી મુકી હતી. તમારી મુલાકાત પહેલાં હઝરત મવલાના ફઝલુર રહેમાન સાહેબે પણ આ બાબતમાં મારાથી ઘણી વાતચીત કરી હતી. રાતે મેં તમારી વાતો પણ સાંભળી. હું એવી છેક અભણ તો નથીજ કે કોઈ મને સમજાવે તોય હું ન સમઝું. " આ સાંભળી મેં લગાર મુસ્કુરાતા પુછ્યું.

" તો શું આપ આપનો અને આપની પુત્રીનો બીજો નિકાહ કરવા રાજી છો ? " હમીદાએ નીચી ગરદન કરીને જવાબ આપ્યો.

" શરેઅમાં શાની શર્મ, શરેઅ શરીફ આ વાતની તાકીદ કરે છે તો હું જરૂર કરીશ. "

" શરેઅ તાકીદ જ નથી કરતો પણ જો માણસનો પોતાની જાત પર કાબુ ન હોય અને ખરેખર જુવાનીમાં કાબુ ભાગ્યેજ હોય છે તો ફરી શરેઅ ફરઝ પાડે છે. "

" વારૂ એમજ સમજો. "

" તો ફરી પહેલાં આપ પોતાના નિકાહે સાનીની તૈયારી કરો. સારી વાત તો એ છે કે અહીંથી જ નિકાહ કરીને હજે જવાય તો સારૂં જેથી કાંઈ તકલીફ ન પડે. "

હમીદામાં શરીઅતનો એવો જુસ્સો પયદા થઈ ગયો હતો કે તેણે આ સાંભળી તરતજ કહ્યુંઃ—

" હવે હું અહીં તો ક્યાં શોધવા જાઉં ? "

" આપ ચાહશો તો મળી આવશે. "

" હાલ તરત તો મારી નજરમાં કોઈ નથી. હા એક માણુસ પાછળ પડયો છે જેણે અહીં સુધી પીછો પકડયો હતો. ભારે મુશ્કેલીથી એને કાઢવો પડયો છે. એની આવી વાતોથી હું ધભરાઈ ગઈ. "

" તે આપથી નિકાહ કરવા ચાહતો હતો કે આપની પુત્રીના હાથનો ઉમેદવાર હતો ? "

" હજાણીમાં તમે તો છેક શર્મ મુકીનેજ વાતો કરવા મંડી પડયા. "

" આપેજ હમણા કહ્યું હતું કે શરેઅમાં શાની શર્મ ને ફરી આપજ એમ કહો છો. જુઓ હું જો એમ પુછું કે આ મકાન આપના માટે બનાવ્યો છે કે આપની પુત્રીના માટે તો એમાં શું ખોટું. "

" પુછો હજાણીમા તમે પુછી શકો છો " રહીમા ઉંડો શ્વાસ લઈ બોલી " તે માણુસ એવો ચકરમ હતો કે બારણા આગળ આવીને ઉભો થઈ ગયો. અને જે અંદર આવતો તેની મારફત નિકાહનો પેગામ મોકલતો. ભલા આવા બેહુદા ચકરમને કોઈ પોતાની દીકરી કેવી રીતે આપે. મને તો એવી બીક લાગી કે ક્યાંક રાતે દીવાલ કુદીને ઘરમાં પેસી ન જાય ? બધા મોહોલ્લા વાળાઓએ જબરાઇથી તેને અહીંથી કાઢયો. "

" તો ફરી તમારા કુટુંબ કબીલામાં જુઓ કોઇનિ કોઇ લાયક વર મળી આવશે. "

" એમ તો મારી બહેનનો લાયક ખુબસુરત ને જુવાન પુત્ર છે. ભણેલો ગણેલો ને ભારે નરમ સ્વભાવનો છે. માલ મિલ્કત પણ

સારી છે પણ......" હમીદા અહીં સુધી પહોંચીને અચકી પડી એટલે મેં પુછ્યું:—

" પણ હા કહો ફરી શું "

" ભાગ્યનું લખેલું મટતું નથી. એના માતા પિતા પણ ચાહતા હતા અને એ પોતે ખરા અંતરથી ચાહતો હતો પણ મેં ભુલ ખાધી. હું એમ સમજી કે આ લોકો મને ગરીબ સમજીને હલકી પાડવા ચાહે છે. મારા મગજમાં બસ આ વાત ભરાઈ ગઈ કે મારી બહેનની કોઈ પુત્રી હોત અને તે વિધવા થઇ હોત તો ભાગ્યે જ તે આવી સહેલાઈથી બીજો નિકાહ કરવા રાજી થઈ જાત. "

" ખરેખર આપે ભુલ ખાધી આપણા દેશમાં તો વર પક્ષને એ ઈચ્છા હોય છે કે વહુ કુંવારી આવે પણ જયારે સામી બાજુ વાળાએ આવા વિચારને સ્થાન ન આપ્યું તો આપની તરફનો ઈન્કાર બ્યાજબી ન હોતો. "

" પણ એ તો હવે જે થવાનું હતું તે થઇ ગયું. "

" શું તે આપની પુત્રીને ચાહતો હતો ? "

" હા, જાહેરમાં તો એમજ જણાતું હતું "

" તો ફરી આપે ભારે જુલમ કર્યો. આવી યોગ્ય માંગણીની આપે કદર ન કરી.

દુનિયામેં અગર પુછીયે કયા કુચ્છ નહીં મિલતા
પર ચાહને વાલા નહીં મિલતા નહીં મિલતા.

" હજાણી મા, જે થવાનું હતું તે તો થઈ ગયું હવે પસ્તાવો કરવાથી કાંઈ લાભ નથી. "

" તો શું તેના લગ્ન થઇ ગયા ?

" ના. "

" તો ફરી નિરાશ થવાનું કારણ નથી, વાત ઉપાડો એટલે થઈ જશે ?

" ના હવે ત્યાં થવું અસંભવિત છે. "

" કેમ ? "

" હવે હું પોતે પોતાના મુખે કેવી રીતે કહું ? " " જાણ્યામાં આપ આપની પુત્રીના દુશ્મન પણ છો ? " મે હમીદાની તરફ છેલ્લો તીર ફેંકયો. " ને સાથે જ પોતાની ફરજો પણ જાણુતા નથી. હજુ સુધી કાંઈ બગડયું નથી. આપે જે વખતે ના પાડી તે વખતે આપનો એવો જ મત હતો. અને હવે એમને ખબર આપો કે ઉંડો વિચાર કર્યા પછી હું મારો મત બદલું છું. "

" આપ અંદરની વાતો જાણુતા નથી. " હમીદાએ નિશ્વાસ નાંખતા કહ્યું:–" માત્ર હા કે ના સુધી આ વાત રહી નથી મામલો એથી આગળ વધ્યો છે ને એક બીજાનાં અંતરોમાં ફાટ ફુટ પડી ગઈ છે "

" બહેનોના અંતરની ફાટફુટ ને ફાટફુટ કહેવી ન જોઈએ. નાનપણુમાં દરરોજ સેંકડોવાર રીસામણા મનામણા થતા હતા. હવે મોટા થયા તો વરસે બે વરસે પણ રીસામણા મનામણા થાય તો તેને દુર થતાં કેટલી વાર લાગે ? "

" આ સાંભળી હમીદા ખડખડીને હંસી પડી અને બોલી:– " વારૂ જોઈ લેવાશે. "

" જોઈ લેવાશે નહીં " મેં એક મુરબ્બીની પેઠે ગંભીર બનતાં કહ્યું:—" મને આ કામ સોંપી દો હું એને પાર પાડી દઈશ અને અને ખુદા કરશે તો મારા જેવી ગરીબડીનું કાંઈક ભલું પણ થઈ જશે. "

" વારૂ કાલે વિચારીને જવાબ આપીશ. "

આટલી બધી વાતચીત થઈ છતાં મેં રશીદાને જોઈ નહીં એટલે પુછ્યું:–"મેં આપની પુત્રીને અત્યાર સુધી જોઈ નથી. " આ સાંભળી હમીદાએ દાસીને કહ્યું.

" જરા રશીદાને બોલાવી લાવ. "

રશીદા આવી પહોંચી. તેણી ઓરડાની ડેલીએ બેસીને બધી વાત સાંભળી રહી હતી અને પાછળથી જણાયું કે કાલ રાતની વાતચીત પણ તેણીએ સાંભળી હતી. રશીદાનો ચહેરો જોતાં હું બેચેન થઇ ગઈ. મનમાં આવ્યું કે તેને બાઝી પડીને સારી પેઠે રડું. ચહેરો ફીકો પડી ગયો હતો દીલગીરી અને રંજે તેના રંગરૂપમાં ફીકાસ આણી હતી. ક્યાં લખનઉ અને ક્યાં આ અંજાણ્યા ગામની એકલવાઈ ઓરડી ! ત્યાં સારામા સારૂં જમણુ ને સારામાં સારૂ પહેરવાનું મળતું હતું આખો દિવસ રમતં ગમત ને વાતોમાં પસાર થઈ જતો અહીં મા અને પોતે અને એક દાસી. દાસી રાતે પોતાને ઘેર જતી તો આવા મોટા ઘરમાં મા અને દીકરી, ને માનો સ્વભાવ પણ ચીડીયો ટુંકમાં એટલું જ કે લખનઉથી અહીં આવતાં રશીદાને કેદખાનું મળ્યુ હતું અને એ કેદ પણ એકાંતની હતી. એટલે ખીલેલો કમળ જેવો ચહેરો કરમાઈ ન જાય તો ફરી બીજુ થાય શું ?

રશીદા આવી ને સલામ કરી બેસી એટલે મેં તેની મીઝાજ પુરસી કરી. તેણે આભાર માન્યો. હું કાંઈક એના જવાબમાં કહેવા ચાહતી જ હતી કે તે બોલી:—

" હજાણીમાં તમે સરામાં ઉતર્યા છો તો તકલીફ થતી હશે. માટે અમારા ઘરને પોતાનું જ ઘર સમજો તો સારૂં " આનો જવાબ મેં કાંઈ ન આપ્યો તો તે ફરી બોલી—

" અમે પણ અહીં એક મુસાફરની પેઠે છીએ છતાં પણ આપની પરોણાગતથી અમને લગારે તકલીફ થતાની નથી. "

" આ સાંભળી મનમાં કહ્યું કે કાલથી હું જેની જીવન નૌકાને તેના અસલ ઠેકાણે પહોંચાડવાના પ્રયત્નોમાં લાગેલી છું તે આટલો વીવેક પણ ન બતાવે તો અજબ થવા જવું હતું. " મેં રશીદાના જવાબમાં કહ્યું:—

" દીકરી તમે આગ્રહ કરો છો પણ બેગમ સાહેબા તો કાંઇ બોલતાં જ નથી. "

થોડી વાર ચુપકીદી પથરાઇ રશીદાથી વાતચીત કરવા મન ચાહતું હતું એટલે બેચાર વાતો કરી. રશીદા સમજી ગઈ કે તેની મા આગ્રહ કરવા ચાહતી નથી એટલે ચુપ થઈ ગઈ. એટલામાં કોઈ કામસર પાંચેક મીનીટ માટે હમીદાને ઘરના બીજા ખંડમાં જવાની જરૂર પડી એટલે તેના જતાંજ મેં આ એકાંતનો લાભ લઈ રશીદાને ગળે વળગાડી લીધી. પ્રથમ તો તે અચકાઇ પણ જ્યારે મેં કહ્યું કે:—

" બ્હેન મને ઓળખી ? હું લાહોરથી આવી છું. તમારા બીજા પત્રે મને આ રંગરૂપ બદલવાને લાચાર બનાવી. " આટલી વાત કહી કે હમીદા આવી ગઈ.

થોડીકવાર ફરી ચુપકીદી પથરાઇ રહી એટલે રશીદાએ પોતાની માંને કહ્યું:—

" અમ્મા ! હજીયાણીમા ભારે દીનદાર અને પરહેજગાર જણાય છે. બે ચાર દીવસ આપણે ત્યાં આપનો મુકામ રહેતો એમાં ખોટું શું છે. મારો જીવ પણ બહેલાસે અને એમને પણ આરામ મળશે. આવડા મોટા ઘરમાં તો દિવસ ભારે મુસીબતથી પસાર થાય છે. " પોતાની પુત્રીની મરજી અને આગ્રહ જોઈ હમીદાએ કહ્યું:-

" કાંઈ હરકત નથી તમારૂં મન ચાહે અને હજીયાણીમાં એને મંજુર કરે તો ભલે આપણે ત્યાં મુકામ રાખે. "

આટલી વાત સાંભળતાંજ રશીદાએ મારો સર સામાન લાવવા પોતાની દાસીને સરાયમાં મોકલી દીધી અને મારો હાથ પકડીને પોતાની ઓરડીમાં લઈ ગઈ, અને મને બાઝી પડી અને મને પણ એવું આવી રીતે બાઝી પડવું સ્વર્ગસમ જણાયું થોડીવાર પછી છુટા પડતાં તેણે કહ્યું:—

"હજામણીમાં તમારા વેષ પલટા માટે મારે તમને હજારો ધન્યવાદ આપવા જોઈએ, રાત દીવસ તમારી યાદ રહે છે અને હું લાખો માણસોમાં તમને ઓળખી કાઢું છતાં હજામણીના વેષમાં તમે છો એવો મને ભાસ સરખો પણ થયો નથી. બ્હેન આ વેષ પલટો તમે ક્યાં શીખી આવ્યા: ? "

" મારી સાથે કેટલીક બંગાલણો રહે છે તેઓ આ હુન્નરમાં ભારે હુશીયાર છે. અને તેમની પાસેથી જ મેં આ વેષ ને અવાજ પલટો શીખ્યો છે. "

" વારૂ હવે તમે તમારી વીતક સંભળાવો. "

" તમારા ગયા પછી મેં નવ્વાબ સાહેબનું મકાન મુકયું અને લખનઉના એક રઈસ ને ત્યાં ઉસ્તાની બનીને રહી. ત્યાં કેટલીક બંગાલી બાનુઓ સાથે લાહોર મેડીકલ કોલેજમાં પહોંચી અને ત્યાં હાલ ડૉકટરીનો અભ્યાસ કરૂ છું. તમારા પ્રેમી મારી બાતમી મળતાં મારે ત્યાં પહોંચ્યા. મેં તેમને સમજાવીને પાછા કાઢયા. તેઓ મવલાના ફઝલુર રહેમાન સાહેબ પાસે પહોંચ્યા. યુસુફ અહીંથી નિરાશ બની પાછો મારી પાસે આવ્યો એટલે હું તેને સાથે લઈને અહીં આવી છું હું રવાના થઈ રહી હતી તેજ વખતે તમારો પત્ર મળ્યો હું તમારી સાથે અહીં બેસીને વાતો કરૂં છું અને યુસુફ સ્ટેશનની પાસે વાણીયાની દુકાને બેઠા કે સુતા હશે. "

" તેઓ આવી બે સરો સામાનીથી અહીં આવ્યા છે ? "

" હા, "

" અફસોસ. "

" અફસોસ શાનો ? પ્રેમમાંતો એજ પ્રસાદ મળે છે. "

" પણ બ્હેન હવે એમને અહીં બોલાવવા જોઈએ. "

" અહી બોલાવવા ના મુનાસીબ તો નહી થાય ? "

" ના મુનાસીબ શાને થશે ? અંમા નો મત બદલાયો છે. એટલે તેઓ અહીં આવી ને મુકામ કરે તો હરકત જેવું નથી. "

" વાત એમ છે કે અહીં આવવા જેવી હાલત નથી. બંગાલી બાનુની એક સાડી એમણે વીંટાળેલી છે, મે, મારૂં ખમીસ પહેરવા આપ્યું છે ટોપી પણ નહોતી જે માર્ગમાંથી લીધી. જોડા ખરીદવાનો વખત ન મળ્યો જેથી ઉઘાડા પગે છે. "

" એમના દુશ્મનોની આવી હાલત કેમ થઈ ? "

મેં બધી વાત શરૂથી છેવટ સુધી કહી સંભળાવી જેમ જેમ હું સંભળાવતી તેમ તેમ રશીદાની આંખો ચોધાર આંસુ વરસાવતી ગઈ. જયારે મેં વીતક કહાણી પુરી કરી તો તેણે આંસુ લુછીને પુછ્યું:—

" શું તેમના ગાંડપણનો કાંઈ ઈલાજ થઈ શકે છે ? "

" તે ન તો પહેલાં ગાંડા હતા ન હાલ છે. આવી સ્થિતિ માત્ર ત્યાં સુધી છે જ્યાં સુધી તેઓ તમારાથી જુદા છે "

આ સાંભળી રશીદાએ ટકોર કરી:–" તમો તો સાથે હતા ને "

" મારા અને તમારામાં મોટો ફેર છે. કયાં તમે કયાં હું " આગળ બોલવા ચાહતી હતી કે કોઈના પગનો અવાજ થયો એટલે ચુપ થઇ. મામા ખાણું લઇને આવી. અમે બંનેએ પેટ ભરીને ખાધું. જયારે તે ખાણું લઈને જવા લાગી તો રશીદાએ કહ્યું. " થોડીવાર પછી આવીને એક વાત સાંભળી જજે. " તે બાદ મને કહેવા લાગી:—

" યુસુફનું સ્ટેશન ઉપર રહેવું તો કોઈ પણ રીતે યોગ્ય નથી અને વળી આવી હાલ હવાલીની સાથે રહેવું તો બીલકુલ મુનાસીબ નથી. કેમકે જો કોઈએ જોયા ને અંમાને તેમના ગાંડપણની ખબર આપી તો આ બનેલો ખેલ બગડી જશે. "

" તો ફરી ક્યાંકથી લુગડા તૈયાર કરાવવા જોઇએ. " આ સાંભળી રશીદા ઉઠી અને પોતાની પેટીમાંથી એક પોટલી ઉપાડી લાવી અને બોલી:—

" આમાં, પહેરણ, પાયજામો, અંગરખો અને ટોપી છે. માત્ર જોડા નથી. "

" પણ એમના શરીરમાં આ લુગડા ન આવ્યા તો ? "

" ના એમના શરીર ઉપર પુરા બંધ બેસતા આવશે. "

" કેવી રીતે ! "

" ના પુછો "

" કહેવામાં શું હરકત છે. ".

" વાત એમ છે કે લખનઉથી અહીં આવતી વખતે મને એમ થયું કે હું યુસુફની કોઈ નીશાની સાથે લઈ જાઉં તો સારૂં. બીજી કોઇ વસ્તુ તો ન મળી પણ ધોબણ લુગડા ધોઈને લાવી હતી તેમાંથી આ લુગડા કાઢી ને મારી પેટીમાં મુકી દીધા. જ્યારે તેમની યાદ આવે છે તો આ લુગડા કાઢીને જોઇ લઉં છું. "

થોડીવાર પછી દાસી આવી તો મેં તેને તે લુગડાની પોટલી અને એક પત્ર તથા બે રૂપીઆ આપ્યા અને કહ્યું કે તમે ઘર જાવ તો પહેલાં સ્ટેશન ઉપર જજો અને ત્યાં વાણીયાની દુકાને લાહોરનો જે ઉતારૂ ઉતરેલો છે તેને પત્ર તથા પોટલી આપી દેજો. અને આ બે રૂપીઆ તમારા પાન ખાવા માટે છે. તે ઉતારૂને પોટલી આપતાં એટલું પુછજો કે હજાણી મા ક્યાંથી આવ્યા છે અને તેના જવાબમાં એ કહે કે લાહોરથી તો તેને આપજો અને હજાણીમા ને ન ઓળખતો હોય તો ત્યાં તપાસ કરજો આ પોટલીવાળાનો ઉતારો તેજ સ્થળે હશે. "

દાસી પોટલી લઈને વિદાય થઇ અમે બંને જણુ લાંબા સમય પછી મળ્યા હતા એટલે વાતો ખુટાય ખુટતી નહોતી. થોડીક રાત

હશે કે અમે બંને જણા વાતો કરતાં કરતા સુઈ ગયાં. થોડીવારમાં મસ્જીદના બાંગીએ બાંગ પોકારી એટલે અમે બંને જાગી ગયા. બાંગી કોઈ અરબ હતો. અરબના લોકો હિંદમાં માંગી ખાવા આવે છે અને જ્યારે કોઈ મસ્જીદમાં ઉતરે છે તો મોટા ભાગે તેઓ જ બાંગ આપે છે. સવારનાં શાંત સમયમાં અરબી લેહજાની બાંગ જ્યારે ગુંજે છે તો મન ઉપર અજબ આનંદની અસર કરે છે. ખ્રીસ્તી દેવલના ઘંટનાદો કે હિંદુ સાધુ સંતોના શંખ સાદોનો જો બાંગથી મુકાબલો કરવામાં આવે તો ઈસ્લામી કાયદાની મહતા જણાઈ આવે છે અલ્લાહ અને અલ્લાહના રસુલની બતાવેલી નમાઝ માટે તે બોલાવે છે. સવારની બાંગમાં તે એટલો વધારો કરે છે કે:—"અસ્સલાતો ખયરૂમ મિનન નવમ " ઉંઘ કરતાં નમાઝ બેહતર છે. "

" બાંગ સાંભળીને ભાગ્યેજ કોઈ એવો કમનસીબ મુસલમાન હશે જે મસ્જીદ તરફ ન જાય. સ્ત્રીઓ મસ્જીદોમાં નથી જતી પરંતુ બાંગનો સાદ સાંભળીને તેઓએ પણ નમાઝ માટે ઉઠી બેસવું જોઈએ. કોઈ મુસલમાન બાંગ સાંભળીને નમાઝ માટે ન ઉઠે એના કરતાં ઈસ્લામનું બીજુ કયું અપમાન થઈ શકે છે. હજુ અંધારૂં હતું અને આખી રાતમાં અમે બંને જણ એક કલાક પણ સુતા નહોતા છતાં બાંગના માન ખાતર ઉઠયા વગર છુટકો નહોતો મારી સાથે રશીદા પણ ઉઠી ગઈ. અને ઉઠતાંજ બોલી:—

" દાસી તમારા પત્રનો જવાબ ન લાવી. "

" જવાબની જરૂર નહોતી. "

" અરે પણ હા વાતોમાં હું પુછવાનું જ ભુલી ગઈ કે પત્રમાં શું લખ્યું હતું ? "

" મેં લખ્યું હતું કે તમારી માસીનો વિચાર પલટો થયો છે તેથી તમને મળીને ઘણાં ખુશ થશે માટે તમે તરતજ આવી જાવ. પરંતુ તમે લખનઉની ગાડીમાં આવ્યા છો એમ જાહેર કરજો. "

" લખનઉની ગાડી તો ચાર વાગે આવે છે. "

" તો એમ સમજો કે યુસુફ આવતો જ હશે. "

આ વાતો થઈ રહી હતી કે કોઈએ બહારથી બારણું ખડખડાવ્યું એટલે કહ્યું:—

" લો જીંદગી બહુ લાંબી છે. નામ લેતાંજ આવી પહોંચ્યા."

દાસી આવી નહોતી એટલે રશીદાએ જઈને પોતાની અંમાને જગાડી જેથી હમીદાએ પોતેજ જઈ ને જવાબ આપ્યો અને જ્યારે તેણે યુસુફનો સાદ ઓળખ્યો તો બારણું ઉઘાડી દીધું. યુસુફે અદબની સાથે નમીને માસીને સલામ કર્યો અને હમીદાની સાથે ઘરમાં આવ્યો મારી ધારણા જ હતી કે તે જોડા વીના ઉઘાડા પગે જ આવશે અને ખરેખર તે ઉઘાડા પગેજ હતો જેથી તેની માસીએ પુછ્યું:—

" બેટા પગ ઉઘાડા કેમ છે ? " યુસુફે શાંત ચિત્તે જવાબમાં કહ્યું:—

" રલ્વેમાં કોઈ ચોરી ગયું. રાતનો વખત હોવાથી પત્તો ન લાગ્યો. "

હમીદાએ યુસુફને અંદર લાવીને બેસાડયો અને ફરી પોતે પાસે બેસીને પુછ્યું.

" અહીં કેમ આવવું થયું. "

" આપથી મળવા આવ્યો છું. અને હવે અહીં રહેતાં રહેતાં આપનું મન ભરી ગયું હશે એમ ધારી, લેવા પણ આવ્યો છું. "

યુસુફને જુઠ બોલવાની ચીઢ હતી, તેથી તેણે એમ ન કહ્યું કે અમ્માએ મને મોકલ્યો છે પરંતુ હમીદાએ એમ સમજી લીધું કે યુસુફ એના માતા પિતાના કહેવાથી આવ્યો છે. તેથી તેણે કહ્યું:—

" હું પોતે પત્ર લખનાર હતી પણ સારૂં થયું કે તમે આવી ગયા. "

ઓરડામાંથી અમે બંને જણા યુસુફ અને હમીદાની વાતો સાંભળી રહ્યા હતા. મેં રશીદાને પુછ્યું:—

"બોલો હવે બીજું શું ચાહો છો ?"

"જ્યાં સુધી કોઇ વાત આંખોથી ન જોઈ લઉં ત્યાં સુધી આ ઉપલકીયા વાતોથી મુઝ અભાગણીને સંતોષ થઈ શકતો નથી. શરૂથી આજ સુધી કેટલીય વાતો સંતોષજનક જણાઈ પણ સફળતા ન મળી."

"અલ્લાહ ચાહશે તો સફળતા પણ મળી જશે. વારૂ હવે હું લાહોર જાઉં છું યુસુફ તમારી માને લેવા આવ્યો છે અને તેઓ જવા રાજી છે તો હવે મારૂં અહીં રહેવું નકામું છે."

"બે ચાર દીવસ અહીં વધુ રોભો અને હામનઉ પણ સાથે આવો તો શું બગડી જવાનું છે ?"

"તમે જાણો છો કે મેં વેષ પલટો કર્યો છે અને દર પળે મને આ ભેદ ખુલ્લો થઈ જવાનો ભય રહે છે અને કદાચ આ ભેદ ખુલ્લો થઈ જાય તો જીતેલી બાજી હારી જવાશે. માટે બ્હેન ખુદા હાફિઝ" આટલું કહેતાંજ હું બહાર આવી અને હમીદાથી રજા માંગી."

"શું આપ જાવ છો ?"

"બેગમ સાહેબા મારે એક સ્થળે જવાનું છે. અહીં કોઇ કદરદાન જણાતું નથી નકામા દીવસો બરબાદ કરવાથી શો લાભ."

હમીદાએ પોતાના ઓઢણાના છેડામાંથી ખોલીને આઠ આની મારા હાથમાં મુકી. હજાણીઓ સામાન્ય રીતે સવાલી હોય છે. પૈસા બે પૈસા એમના માટે બસ થાય છે પણ મારા પ્રત્યે તેને માન પેદા થએલું હોવાથી આઠ આની આપવા તૈયાર થઈ ગઈ" મેં લેવાનો ઇનકાર કરતાં કહ્યું:—

"બેગમ સાહેબ આને તો આપ અત્યારે રાખો જો આપ હજો ચાલશો તો તે તખતે મને આપનોજ આશરો હશે અત્યારે તકલીફની જરૂર નથી."

એટલું કહેતાંજ હું ઘરની બહાર નીકળી ગઈ અને સ્ટેશને પહોંચી થોડી જ વારમાં ગાડી આવી અને રેલમાં સવાર થઇ બીજી સવારે લાહોર પહોંચી. બોર્ડીંગમાં આવી અલ્લાહના શુકરાનાની નમાઝ અદા કરી કે તેણે આ કામમાં સફળતા આપી જ્યારે બધી બાજુથી લગાર નિરાંત થઇ તો મને ઇલીયાસના વિચારે ઘેરી લીધી.

એક દીવસે મને વિચાર આવ્યો કે આવતી રજાઓમાં વીલાયત જઈને હું ઇલીયાસને જોઇ આવું તો કેવું ? કોક વખતે એવો પણ વિચાર આવતો કે વીલાયતના વિલાસમાં ઇલીયાસના વિચારો બગડી ગયા હોય અને તે ત્યાંના છુટાપણાંના કારણે અનિતીમાં પડી ગયો તો ફરી તે મારે શા કામનો ? આવા વિચારો મને મોટા ભાગે ચિંતાતુર બનાવતા હતા તે સાથે જ એ વિચાર પણ આવતો કે મને ઇલીયાસ ઉપર હક જ શો છે ? મંગણીની રસમે થઈ નથી. જ્યારે મારા પિતા જીવતા હતા ત્યારે મારી ફોઈ એટલે ઇલિયાસની માએ મારા પિતાને કહ્યું હતું કે આપ ઇલિયાસને પોતાની ફરઝંદીમાં કબુલ કરી લો. મારી માએ હા પાડી હતી. માત્ર આ વાતચીતથી મશહૂર થયું હતું કે ઇલિયાસના લગ્ન મારી સાથે થશે. તે પછી મારી ફોઈએ એવા વિચાર જાહેર કર્યા હતા પણ કોઈ દીવસ ઇલિયાસે મારી ઇચ્છા જાહેર કરી નહોતી. એટલે હું કઈ દલીલથી એમ માની લઉં કે ઇલિયાસ મારી સાથે જ પરણશે. આ વિચારો એવા હતા કે જે મને આશા ને નિરાશામાં નાંખી દેતા હતા.

મારા ફોઈએ મારી ધારણા પ્રમાણે મારા પત્રનો જવાબ ન આપ્યો પણ ઇલિયાસે જવાબ આપ્યો. પત્ર ખોલ્યો તો માત્ર બે ચાર લીટીઓ હતી. નીચે તેના પત્રનો ઉતારો આપું છું.

કેમ્બ્રીજ ૧૮૮૫

બી આબિદા ! તમારા પત્રે તે વ્હેમોનું થોડું ઘણું ખંડન કર્યું જે અંબાજાનના પત્રે જન્માવ્યા હતા. છતાં પણ એક પરદેનશીન શરીફ ઝાદીનું લાહોરના મેડીકલ સ્કુલમાં જઈને શિક્ષણ મેળવવું તમે જાણો છો કે કેવી નવી વાત છે.

તમારો હિતેચ્છુ

વાંચકો સમજી શકે છે કે આ ત્રણ ચાર લીટીઓમાં કેવો જાદુ ભરેલો છે કે જેણે મારા અંતર ઉપર વીજળીનો ઝાટકો માર્યો. મારી આશાઓ ઉપર નિરાશાનું પાણી ફરી વળ્યું. હું બેભાન જેવી બની ગઈ મારી આવી સ્થિતિ જોઈ મારી પાસે બેઠેલી સાહેલીઓએ મારા હાથમાથી તે પત્ર લઈ લીધો. એક બીજીને બીજીએ ત્રીજીને એવી રીતે મારી બધી સાહેલીઓમાં આ ચર્ચા ફેલાઈ ગઈ. તે બધી ઇલીયાસ અને મારા સંબંધની વાત જાણતી હતી. તેથી મારી બધી સાહેલીઓ મારી નિરાશા સમજવા લાગી. થોડીવાર પછી મોહીનીએ કહ્યુંઃ—

" તમે શા માટે દીલગીર થાવ છો. એટલાજ માટેઈ કે લિયાસે તમને પોતાના લાયક ન સમજ્યા તમે પણ એવી મોહબ્બતને સલામ કરો જેમાં તમારા જેવી બાળાની કદ્ર ન હોય જો તમો આજે જ અમારી બ્રહ્મો સમાજમાં આવી જાવ તો તમારા માટે એવો વર શોધી કાઢું કે જગતમાં જેની જોડી જ ન મળે. " આ સાંભળી માલતીએ ટેકો આપતાં કહ્યુંઃ—

" બ્હેન, જો આબિદા બ્હેન બ્રહ્મો બની જાય તો પછી પુછવું જ શું ? છતાં તેઓ પોતાના ધર્મ ઉપર જ રહે તો પણ તેમને શવહરોની શી ખોટ છે ? એકથી એક સરસ ને કેળવાયલાં મુસલમાનો એમને મળી શકે છે. અને અત્યાર સુધી જે લોકોએ એમની ઇચ્છા કરી છે તે ઇઝ્ઝત આબરૂ, ચહેરા મહોરા, માલ દૌલત કઈ વાતમાં ઓછા છે ? પરંતુ એમની તો એવી મત મારી ગઈ છે કે ઇલિયાસ વિના એમની આંખોમાં બીજો કોઇ સમાતોજ નથી. "

આ સાંભળી મેં જવાબમાં "કહ્યું:-રહેવાદો બહેન તમારૂં ટાહેલું ! મનોવિકાર અને પ્રેમ એ બે જુદી વસ્તુઓ છે, તમને કોઈથી પ્રેમ થયો હોત તો આવી વાતો જીભ પર ન આવતી."

" અરે રહેવા દો, મોટી પ્રેમની પંડીતા બની છો ? તે તો ચોખ્ખો નકાર ભણે છે અને પોતે તેના પ્રેમમાં પાતળાં બની રહ્યાં છે."

" બ્હેન સો વાતની એક વાત મેં કહી દીધી કે પ્રેમ એવી વસ્તુ નથી જે સમજાવવાથી સમજમાં આવે. એક ખાસ વિજળી, ખેંચાણ શક્તિ કે લોહચુંબકનું નામ પ્રેમ છે કોઈ ઉપર મરી ફીટશો તો ફરી ખબર પડી જશે. નહીં તો આખી જીંદગી વિચાર કરશો તોય આ ભેદ સમજવામાં નહીં આવે."

" લો હવે રહેવાદો. ઘણી વખતે તમને એવી ઘેલછા થઈ આવે છે કે અફલાતુન પણ તમારી વાત સમજી શકતો નથી, તમે કહો છો કે પ્રેમ લોહચુંબક છે તો શું વિલાયતમાં બેસીને ઇલિયાસ તમારૂં હૃદય ખેંચી રહ્યો છે ?"

" હા, હા, એમજ છે. હૃદય એની તરફ ખેંચાય છે પણ આ ખેંચાણની એને ખબર નથી. જ્યારે એની એને ખબર થશે ત્યારે કાંઈ જુદોજ આનંદ આવશે કેમકે:—

આફત કે યે મઝે હેં કે વો ભી હેં બેકરાર
દોનોં તરફ હો આગ બરાબર લગી હુઈ

તમે કોઈ વખતે લોહચુંબકની તરફ સાધારણ લોખંડના કટકાને ખેંચાતા જોયો છે ! જરૂર જોયો હશે. જ્યારે લોખંડના સાધારણ કટકામાં આ વાત છે તો ફરી હૃદયનાં ખેંચાણ માટે કેમ આશ્ચર્ય થાય છે ? આખ જગતના પ્રાણીઓ અને પ્રાણીઓમાં મનુષ્ય અને મનુષ્યના આખા શરીરમાં એક હૃદયની અંદર તે બિંદુ જેમાં તમામ ઇચ્છાઓનો સમાવેશ છે. તેજ આખા જગતમાં એક

વસ્તુ છે. તમે શું જાણો કે તે શાસા કર્યા કરે છે. હા. તમારા જેવું બિન ઇચ્છાઓ વાળું હૃદય ખુદા કોઇને આપે તો કેવું સારૂં હું તો મારા દિલથી લાચાર છું.

બદલદે ઓર દિલ ઇસ દિલકે બદલે
ઇલાહી તુતો રબ્બુલઆલેમીં હય

આ શેર મારા મુખથી નીકળ્યું અને ફરી હું વારંવાર એજ શેર બોલતી રહી. બોર્ડિંગ હાઉસની બાળાઓ મારી ટેવથી જાણીતી હતી. જ્યારે હું આ શેરમાં મસ્ત થઇ તો તે બધી મારી પાસેથી ખસી ગઇ. હું ખુદા પાસે દુઆ માંગતી હતી કે મારૂં દિલ બદલાઇ જાય. મારી કદાચ એવી ઇચ્છા નહોતી કે ખુદા પોતાના હાથે મારી છાતી કાપીને આ દિલ કાપીલે અને તેની જગ્યાએ બીજું દિલ મુકીદે. મારો મતલબ એ નથી કે ખુદા ચાહે તો એમ નથી કરી શકતો પરંતુ મને ખાત્રી હતી કે ખુદાનો જે કાનુને કુદરત છે તેનો અમલ ચાલુ રહે છે. બીજા શબ્દોમાં કહું તો ખુદા તેજ કરે છે જે તેના મનમાં આવે છે. બંદાઓ અને મારા જેવા ગંદા બંદાઓની દરખાસ્ત ઉપર તે પોતાનો વિચાર બદલતો નથી. દુઆના સ્વિકારમાં પણ ઉલમાઓમાં મતભેદ છે. કેટલાક કહે છે કે બંદા જે દુઆ માંગે છે ખુદા તેને સાંભળે છે પણ કરે છે તેજ જે તેના મનમાં આવે છે પરંતુ મુસીબત અને સંકટના સમયે બંદાઓની ધીરજ અને અંતરના સંતોષ માટે ઉત્તમ માર્ગ એજ છે કે તે પોતાની હાલત રડી રડીને નમ્રતાની સાથે ખુદાની દરગાહમાં અરજ કરે અને તેની મદદ ચાહે. બંદાની શાન પણ એજ હોવી જોઇએ અને કરગરીને અલ્લાહની જનાબમાં માંગવું એક ઇબાદત પણ છે. જ્યારે એક દુઃખી બંદો હાથ બાંધીને ખુદાની સામે ઉભો થાય છે અથવા પોતાનું માથું સિજદામાં ઝુકાવે છે અને અશ્રુઓ વડે સિજદાની જગ્યા પલાડી મુકે છે તે સમયે અલ્લાહ અને બંદા વચ્ચેનો રાઝો ન્યાઝ કાંઇ અજબજ હોય છે. મેં પણ સિજદામાં માથું નમાવી કંપતા

શેરની તકરાર કરી અને અશ્રુધારાથી સિજદાની જગ્યા ભીંજાવી નાંખી, મને મારા અંતરની તે કેફીયત આખી જીંદગી સુધી યાદ રહેશે. થોડીકવાર પછી મેં મારા અંતરમાં શાંતી જોઇ, જાણે મેં બધી આપતીઓ ઉપર વિજય મેળવી લીધો ક્યાંય મને દુઃખનું નામ ન જણાયું ક્યાંય મેં ઇલિયાસનો પ્રેમ ન જોયો તેની જગ્યા અલ્લાહના પ્રેમે લીધી. મને :ખાત્રી થઇ ગઇ કે જે કાંઈ છે તે માત્ર ખુદા છે બાકી આ બધા ઝઘડા છે. હું તસવ્વુફ કે સુફીવાદથી જાણીતી નથી પણ સુફીઓ કેવા ધીરજવાન અને સંતોષી હોય છે તે જાણું છું અત્યારે મને પણ ધીરજ ને સંતોષનું સામ્રાજ્ય મળી ગયું હતું અને મેં માની લીધું કે તસવ્વુફના અનેક દરજ્જામાંથી મેં એકાદ દરજ્જો પ્રાપ્ત કરી લીધો હતો.

અંતરની આવી સંતોષી હાલત થતાં મેં શુકરાનાની બે રકાત અદા કરી. હવે મારૂં બધું ધક ધ્યાન અલ્લાહ તરફ હતું. ક્યાંય ઇલિયાસનું સ્થાન નજરે ન પડયું તેમ યુસુફ તથા રશીદાનો ખ્યાલ પણ ન આવ્યો. હું સમજી ગઈ કે એ પરણીને સુખી જીવન ગાળતા હશે.

આ અરસામાં જ્યારે મોહીની ને માલતીને જણાયું કે મેં ઇલિયાસનો ખ્યાલ મુકી દીધો છે ત્યારે તે બંનેએ મને ધર્મ બદલવાની સલાહ આપી. અકબરના સમયમાં જેમ નાનકશાહી પંથની સ્થાપના થઈ હતી તેવીજ રીતે બંગાળામાં બ્રહ્મો સમાજ નામના પંથની થોડાક વર્ષો અગાઉ સ્થાપના થએલી છે. મોટા પ્રમાણમાં તો બંગાળીઓજ એમાં ભળે છે છતાં ખ્રિસ્તી અને મુસલમાનો પણ આ પંથનો સ્વીકાર કરે તો ઇનકાર કરવામાં આવતો નથી. મોહીની બીજા ધર્મોના સીદ્ધાંતોની માહીતી ધરાવતી હોવાથી કેટલીક વાર ધાર્મીક ચર્ચા પણ થતી હતી. જ્યારે મારા મનને શાંતી થએલી જોઇ તો મોહીનીએ ધાર્મીક ચર્ચા ઉપાડી અને મને બ્રહ્મો સમાજમાં

દાખલ થવાની સલાહ આપી. હું એમની ચર્ચા સાંભળીને એમને ઈસ્લામમાં લાવવાના પ્રયત્નો કરતી આમ એક દીવસે મોહીનીએ વાત વાતમાં મને કહ્યું:—

" મુસલમાનો મુર્તીપુજાની બુરાઈ કરે છે છતાં પોતે મુર્તીપુજા કરે છે. "

" ખરૂં હશે, છતાં એથી ઈસ્લામ ધર્મ ઉપર આક્ષેપ થઈ શકતો નથી બલ્કે આ આક્ષેપ તો એવા 'મુસલમાનો ઉપર મુકી શકાય જેઓ નામના મુસલમાન છે અને દિલથી મુશરિક. "

" હું જાણુતીજ હતી કે તમે આ સવાલનો જવાબ સહેલાઈથી આપશો પરંતુ તમારે ત્યાં એક પુરૂષ અનેક સ્ત્રીઓ કરે છે એ શું ?"

" એનું કારણ એટલુંજ કે અમો મુસલમાનોમાં વ્યભિચાર બહુ મોટો ગુનોહ ગણવામાં આવે છે. પુરૂષોની સ્વતંત્રતા સ્ત્રીઓનું જુદા જુદા રોગોમાં સપડાવું. સ્ત્રીઓના રૂપ પ્રત્યે પુરૂષોનું આકર્ષણ અને એ ઉપરાંત પણ અનેક બાબતો એવી છે કે જો પુરૂષોને એક કરતાં વધુ સ્ત્રીઓ પરણવાની છુટ ન આપવામાં આવે તો ઘણા પ્રસંગે તેમની પવિત્રતામાં ઉણપ આવશે. પરંતુ જે પ્રજાઓમાં વ્યભિચાર કરતાં એકથી વધુ સ્ત્રીઓ પરણવાને ખરાબ સમજવામાં આવે છે તે તમારી પેઠે મોટા ભાગે એકથી વધુ સ્ત્રીઓ પરણવાના સવાલને ચર્ચા રૂપ બનાવે છે. "

" વળી તમારા પયગમ્બર સાહેબે તો ઘણાં લગ્નો કર્યા હતા ? "

" હ. પયગમ્બર સલ૦ એ જે લગ્ન કર્યાં હતા તેમાં વિકારનું નામ નિશાન નહોતું. જો તેમજ હોત તો ભર યુવાવસ્થામાં તેઓ કુંવારી બાળાઓને પરણુતા. જો કે આપના પવિત્ર જીવન ઉપર નજર નાંખતાં ચોખ્ખું જણાઈ આવે છે કે આપે ૪૦ વર્ષની વય વીત્યા પછી વધુ સ્ત્રીઓ પરણુવા તરફ લક્ષ આપેલું છે અને તેમાં

પણ માત્ર એકજ હઝરત આયેશા રદી. કુવારાં હતાં. તે સિવાય બાકીની બીબીઓ વિધવાઓ હતી. વધુ સ્ત્રીઓ પરણવામાં પણ અનેક મસલેહતો હતી. તેમાં એક તો ખાસ રાજકિય મસલેહત હતી કે આવી રીતે લગ્ન કરતાં અરબના જુદા જુદા કુટુંબો સાથે અઈક્ય સધાતો હતો. બીજુ આ સ્ત્રીઓને લગતા શરઈ મસાયલનો પ્રચાર થતો હતો. સ્ત્રીઓને લગતા શરીઅતના મસાયલનો પ્રચાર પુરૂષો મારફતે થઈ શકે તેમ નહોતું. હ. પયગમ્બર સલ૦નો ત્રીજો હેતુ પોતાની ઉમ્મતને આ બતાવવાનો હતો કે વિધવા સ્ત્રીઓ સાથે લગ્ન કરવામાં કોઈ પણ પ્રકારની નાનમ કે નામોશી નથી બલ્કે પ્રસંશનિય અને પોતાના પયગમ્બર સલ૦ની સુન્નત છે. ”

“ પરંતુ જાહેર રીતે આ વાત ઘણી જ ખરાબ છે કે પુરૂષ એક હોય અને સ્ત્રીઓ અનેક. ”

“ આ વાત તો કંઈ ખરાબ નથી. જે દેશમાં અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ હોય ત્યાં તેની ખરાબી તરફ કોઈનું લક્ષ જતું જ નથી. અને આ કામ ખરાબ હોય જ શા માટે ? એક કરતાં વધુ સ્ત્રીઓ પરણવી એ બિલકુલ પ્રકૃતિ અનુસાર છે. વસ્તી ગણત્રીમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે જોવામાં આવે છે. પુરૂષની જુવાની લાંબા સમય સુધી ટકે છે અને સ્ત્રીઓ જલદી ઘરડી થઈ જાય છે. ”

“ તો શું તમારે ત્યાં એક કરતાં વધુ સ્ત્રીઓ સાથે લગ્ન કરવાં સવાબનું કામ ગણાય છે ? ”

“ નહીં, બલકે કુરઆને મજીદમાં લખેલું છે કે તમે ન્યાય કરી શકો તો ચાર સ્ત્રીઓ સુધી પરણી શકો છો. પરંતુ ન્યાય કરવું ઘણુંજ મુશ્કીલ છે તેથી આવી સ્થિતિમાં તમારા માટે એક કરતાં વધુ સ્ત્રી યોગ્ય નથી. આ ઉપરથી તમે સમજી શકો છો કે કુરઆનમાં એક સ્ત્રી સાથે લગ્ન કરવાનું ઉત્તમ સમજવામાં આવ્યું

છે. પણ તેની સાથેજ વધુ સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની મનાઈ કરવામાં આવી નથી. અમારા શરીઅતના ફરમાનો પોતાની મખ્ખમતાના કારણે જ સમજુ માણસોની નજરમાં અલ્લાહના કાનુન માનવામાં આવે છે. ”

આ સચોટ દલીલોથી લાચાર બની મોહીનીએ કહ્યું:—

“ બ્હેન ! તમારી સાથે ચર્ચામાં ઉતરવું ઘણું જ કઠણ કામ છે તમે તો પોતાના વિવેચનમાં દીવસ ને રાત અને રાત ને દીવસ સાબીત કરી દો છો. ” આ સાંભળી મેં કહ્યું:—

“ મારા માટે આ ન સમજી શકાય એવી વાત છે કે જ્યારે તમે મારી વાતોથી લા જવાબ થઈ જાવ છો તો તેને આવી રીતે ઉડાવવાના પ્રયત્ન કરો છો. ”

“ ના, એમ નથી, આ ચર્ચા ઉપરથી એટલું જણાય છે કે અરબ દેશનો એ રિવાજ એજ દેશના માટે હશે. ”

“ જો તમે મારી ચર્ચાથી આવુ સમજ્યા હોતો એ તમારી ભુલ છે. મારી ચર્ચા કોઈ કોમ કે કોઈ દેશને લગતી નથી. એ તો આખા જગત માટે છે. કુરાનનો ઉદ્દેશ ખુલ્લી રીતે મનુષ્ય માત્ર માટે જ છે કેમકે વ્યભિચારને ખરાબમાં ખરાબ કૃત્ય માની અને મનુષ્યની નબળાઈનો સ્વીકાર કરી એકથી વધુ નિકાહની રજા આપી છે. એને લગતાં મહેર, તલાક, ખુલ્આ વિગેરે જેટલા મસાઅલ છે તે બધામાં અનેક ખુબીઓ છે. લગાર વિચાર કરવાથી દરેક બુદ્ધીશાળી એની કુનેહ સુધી પહોંચી શકે છે. ”

“ એમાં કાંઈ શંકા નથી કે તમારે ત્યાંની કેટલીક વાતો મને પહેલાંથી પસંદ છે જો કે નિકાહના સવાલમાં મને મોટો મતભેદ હતો આજ તમારી વાતોથી એમાં પણ મોટા ભાગે ફેરફાર થઈ ગયો. ” આ સાંભળી મેં આનંદમાં આવી જતાં કહ્યું:—

" ઇન્શા અલ્લાહ ધીમે ધીમે તમારી તમામ શંકાઓ દુર થઈ જશે. હવે કાંઈ વધુ પુછવા જેવું હોય તો પુછો. "

" બીજું તો કાંઈ પુછવા જેવું નથી કેમકે ઈસ્લામના દરેક કાનુન કસોટી પર ચઢતાં પ્રકૃતી અનુસાર સાબિત થાય છે. તેમાંય ખાસ કરી વારસાના કાનુન તો એટલા ઉંચા છે કે એની જોડ દુનિયાના કોઈ પણ ધર્મમાં જણાતી નથી. "

" ખચિત હું પણ એમજ ધારૂ છું. અમારે ત્યાં આ સિદ્ધાતનો સ્વિકાર કરવામાં આવ્યો છે કે દરેક માણસને પોતાની મહેનત અને કમાઈમાં બીજાનો ભાગ રાખવો જોઈએ. જીંદગીમાં એકને બીજાની મિલકત સાથે કોઈ સંબંધ નથી પરંતુ તેના મરણ પછી સગા વચ્ચે તેની મિલકતની વહેંચણી થઈ જાય છે. મરનારની સાથે જેટલો સંબંધ જેને હોય તેટલોજ ભાગ તેને મળી જાય છે. લગભગ બધા સગાઓને કાંઈ ને કાંઈ થોડું ઘણું મળે છે. એમ નથી કે માત્ર એક સગાને બધું મળી જાય અને બીજા તેનું મોઢું દેખતા રહી જાય. "

" હું વગર દલીલે ઈસ્લામના વારસા કાનુનને માની લઉં છું. "

" પરંતુ તમારે ત્યાંનો વારસા કાનુન ભારે અજબ પમાડનારૂં અને મનુષ્ય પ્રકૃતિ વિરૂદ્ધ છે. ખુદાને એક માનવાની માન્યતા તમારે ત્યાં છે અને મુર્તીપુજા વીગેરે તો સામાન્ય વાતો છે. બુદ્ધીવાનોની નજરમાં ધર્મ એક ફીલસુફી છે. કદાચ એમજ હોય પરંતુ મનુ મહારાજે જ્યાં સુધી વારસા કાનુન સંબંધે જે કાંઈ કહ્યું છે તેમાં એવી વાતો છે કે જે સમજમાં આવતી નથી. "

" એ ઉપરથી જ જણાય છે કે ઈસ્લામી કાનુન ખુદાઈ કાનુન છે અને તેમાં બીલકુલ ત્રુટીઓ નથી. મનુજી મહારાજ મનુષ્ય હતા તેથી તેમાં ત્રુટીઓ હોય એ અજબ થવાનું નથી " મોહનીની આ વાત સાંભળી માલતીએ કહ્યું:—

" મનુજીએ સ્ત્રીઓના હક્કો ઉપર કાંઇ લક્ષ આપ્યું જ નથી જાણે તેઓ સ્ત્રીઓની ગણત્રી મનુષ્યોમાં કરતાજ નથી. જો કે દુનિયાની જડ સ્ત્રીઓથી જ સ્થાપિત છે અને એમના ઉપર મોટી મોટી જવાબદારીઓ મુકાયલી છે. "

" હા, બ્હેન ખરૂં છે. " મોહીનીએ પોતાની બ્હેનના કથન ને ટેકો આપતાં કહ્યું:–" જુઓને આપણામાંથી કોઈ માણસ માત્ર એક સગી બ્હેન સિવાય કોઈ વારસ પાછળ ન મુકી જાય તો તેની મિલકત બિન વારસી મીલકતમાં ગણાઈ સરકારમાં જપ્ત થઈ જશે. બહેનને એક પાઈ પણ નહીં મળે કેમકે વારસોના લીસ્ટમાં એને સ્થાનજ આપવામાં આવ્યું નથી."

આ સાંભળી માલતીએ કહ્યું:"–અને આવું અંધેર અંગ્રેજોમાં પણ છે. ત્યાંના મોટામાં મોટા જાગીરદાર જો વસીયત કર્યા વગર મરી જાય તો તમામ મિલકત મોટા પુત્રનેજ મળશે. બીજા પુત્રો એ મિલકતમાં કાંઈ પણ હક ધરાવશે નહી. હવે આ ધારો જાગીરદારો ને નવાબોમાં પણ થઈ પડયો છે કે જાગીર ને રાજ્યની વહેંચણી થતી નથી. મોટા પુત્રને ગાદી કે જાગીર મળે છે ને નાના પુત્રોને માત્ર જીવાઈ આપવામાં આવે છે. હા કંઈ વસીયત કરી હોય તો તેના ઉપર લક્ષ અપાય છે. "

" શું મુસલમાનોમાં વસીયતનો હુકમ નથી ? "

" કેમ નથી ? છે. વારસા વ્હેંચણીનો સિદ્ધાંત એવો રાખવામાં આવેલો છે કે મરનાર સાથે જેનો જેટલો સંબંધ હોય તેના પ્રમાણમાં તેને વારસો મળે. સગાઓ વચ્ચે કેવી રીતે વારસો વ્હેંચાય તેનો ખુલાસો કુરઆને પાકમાં કરી દીધો છે પણ કદાચ સગા ન હોય એવા લોકોથી પણ સંબંધ હોય જેમકે કોઇ વફાદાર મિત્ર કે નોકર હોય અને મરનાર તેને પોતાની મિલકતથી લાભ પહોંચાડવા ચાહતો હોય તો શરીઅત તેના આડે આવતી નથી.

મરનાર પોતાની મીલકતનો ત્રીજો ભાગ વસીઅતની રૂએ આપી શકે છે. પણ પોતાની ત્રીજા ભાગની મીલકત સિવાયની બાકીની મીલકત તો તેના વારસોનો જ હક છે અને એ મિલકત વારસો સિવાય બીજાને આપવાનો કે બખશીશ કરવાનો હક નથી. ”

મારી આ વાત સાંભળી માલતીએ અજાયબી જાહેર કરતાં કહ્યું. “ તમે આમ કહો છો અને અમે જોયું છે કે નજીકના સગાઓને પડતા મુકી એકજ વારસ ને બધું આપી દેવામાં આવ્યું છે. ” મેં એના ઉત્તરમાં કહ્યું:—

“ મેં તો શાહુકારોની એટલે દીન ધર્મના ફરમાનોને માનનારાની વાત કરી છે. કાંઈ ચોરોને ડાકુઓ વિષે કહ્યું નથી. ”

“ એમાં ચોર અને ડાકુની શી વાત ? તે પોતાની મીલકતનો માલિક છે ને વસીયત કરે છે. જેમકે બે દીકરાઓ હોય તો એકને બધું આપી દે છે ને બીજાને થોડું આપે છે કે નથી આપતો. એવીજ રીતે દીકરીઓ છે પણ દીકરીઓ બીજા ઘર જાય છે તેથી તે પોતાની મીલકત બીજે જવા દેતો નથી પોતાના વારસોમાં જ રાખે છે તેથી ખોટું શું કરે છે ? ”

“ એટલાજ માટે તો હું એવા માણસને ચોર કહું છું કેમકે તે અલ્લાહ અને તેના ફરમાનોનો દ્રોહી છે એટલે ધર્મ દ્રોહી છે. કુર્આને શરીફમાં તો મુસલમાનોને ખુલ્લી રીતે વારસા હિસ્સાની વહેંચણી બતાવી દીધી છે કે દીકરાને આટલું ને દીકરી ને પત્નિને આટલું ને જો બિન વારસી હોય તો સગાઓમાં આવી રીતે વ્હેંચણી થાય. જ્યારે એક મુસલમાન કે જે કુરઆની આજ્ઞાઓને માનવા બંધાએલો છે અને એ આજ્ઞાઓની અવગણના કરે તો ઈસ્લામ દ્રોહી બની જાય છે. તે કેવી રીતે એ હક્ક હિસ્સાની વ્હેંચણીમાં ફેરફાર કરી શકે છે. ખરા મુસલમાનને તો કુરઆની આજ્ઞાઓ આગળ માથું નમાવ્યેજ છુટકો છે પણ જે મુસલમાન એવી અવગણના કરે તો તે ખરા અર્થીમાં ઈસ્લામ દ્રોહી અને ચોર ડાકુજ છે, ”

" પણ બહેન ! લગાર સુધીને પણ કામે લગાડવી જોઇએ. એક માણસને એક દીકરો ને ૭ દીકરીઓ છે અગર તે કુરઆનના પ્રમાણે વારસાની વ્હેંચણી કરે તો એના ખરા પરસેવાની કમાણી પારકાઓમાં જઈ પડે અને એનો વંશ વેલો એના પુરેપુરા લાભથી વંચિત રહે. આ કાંઈ ન્યાય ન કહેવાય. " આ સાંભળી મેં કહ્યું:—

" જો આપણે આ ચર્ચામાં લંબાણુથી ઉતરીએ તો દીવસોના દીવસ વીતી જાય પણ હું ટુંકમાં પતાવું છું. મને આશા છે કે તમને એથી સંતોષ થઈ જશે. ઈસ્લામ જગતનો આખરી ધર્મ છે અને હવે પછી બીજો કોઈ પયગમબર આવનાર નથી એટલે એના કાનુન પણ છેવટના અને અટલ છે. વારસામાં એણે ભારે ઈન્સાફથી કામ લીધુ છે. અને બધાને સરખો ભાગ મળે એ લક્ષમાં રાખ્યું છે. એક જણની અવલાદમાં પુત્ર અને પુત્રીઓ પણ છે તેથી તેણે ચોખુ જણાવી દીધું કે પુત્રી કરતાં પુત્ર ને ડબલ વારસો મળે. જાહેર રીતે પુત્રીને ઈસ્લામે ગેર ઈન્સાફ કર્યો કે પુત્ર કરતાં અર્ધા વારસાની હકદાર ઠરાવી પણ લગાર વિશાળ નજર કરતાં જણાશે કે એજ પુત્રી પરણી જશે તો એને એના ખાવીંદના વારસામાં હકદાર ઠરાવી છે એટલે તેને ત્યાંથી વારસો મળશે. આવી રીતે ઈસ્લામની નજરથી કોઈ છુપું રહી શક્યું નથી તેણે બધાને સરખે ભાગે હકદાર ઠરાવ્યા હવે તમારા ધર્મમાં દીકરીને કન્યાદાન આપો છો. અમારામાં પણ લગ્ન વખતે દીકરીને ઘણું આપવામાં આવે છે છતાં તેને ધણીની મીલકતના હકથી દુર રાખી નથી. "

" પણ મેં તો તમારામાં એમ જોયું છે કે દીકરીઓને પરણાવી દીધી કે થઈ ચુક્યું. મા બાપના વારસામાંથી કોઈ હક હિસ્સો આપતો નથી. ઘણી ખરી કવમોતો એવી છે કે તે વારસા ને હક હિસ્સામાં હિંદુ કાયદાને માને છે અને તે પ્રમાણે જ પોતાના

વારસાના ફેસલા કરાવે છે. સરકારે પણ એવી કવમો ઉપર હિંદુ લોજ લાગુ કરેલો છે. "

" એટલા માટે જ તો મેં એવી કવમો કે એવા લોકોને ચોર ને ડાકુના નામે ઓળખાવ્યા છે. પણ હવે એ કવમોની જહાલત દુર થઈ રહી છે. ઈસ્લામના સિદ્ધાંત ને કુરઆની ફરમાનની અજાણતાના કારણે એ અવળે માર્ગે ચઢી ગએલી છે અને એવી જહાલતમાં ફસી જવા પામી છે, તેથી ઇસ્લામ ઉપર ટીકા થઈ શકતી નથી. અલ્લાહ ચાહશે ને ઈસ્લામી જ્ઞાનની માહિતી મળશે તો બધા ખરા માર્ગે આવશે ને નાણાના મોહમાથી છુટકારો મેળવશે. ઈસ્લામમાં આ જગતને કાંઈ વધુ અગત્ય આપી નથી. ઈસ્લામે તો આલોક ને પરલોકની ખેતી બતાવી છે એટલે અહીં જેટલું વાવશે તેટલું લણશો આલોક તો ક્ષણ ભંગુર છે અસલ નિવાસ તો પરલોકમાં છે એટલે જે લોકો આ લોકના મોહમાં પરલોકને વીસારે છે તે બુદ્ધીશાળી નથીજ. વળી ઈસ્લામ જગતની મોહમાયા પરમરી પીટવાનું કે તેનાજ બની જવાનું કહેતો નથી. તે દરેક વાતમાં અલ્લાહ પર આધાર રાખવાનું અને જગતમાં સુલેહ શાંતી સ્થાપવા તથા હકદારોના હક આપવાનું કહે છે, હવે જે લોકો આ જગતના મોહમાયામાં લપટાઇ પોતાના ખરા હકદારોના હક ડુબાવે છે તે ખોટું કરે છે. ઈસ્લામ ઉપર એમના કૃત્યનો આરોપ મુકી શકાય નહીં. "

મારા આ લાંબા કથનની બંને બહેનો ઉપર ઉંડી અસર થઇ થોડીકવાર પછી મોહીનીએ ઈસ્લામી ઈબાદત વિષે ચર્ચા શરૂ કરતાં કહ્યું:—

" તમારે ત્યાં ઈબાદતની જે રીત છે તે ઘણી સારી છે. ઈબાદત પહેલાં વઝુ કરવું એટલે જાહેરી સફાઈ ઇબાદતના દિખાવા રૂપ છે. આંતરિક સફાઇ માટે નમાઝમાં લીન થવું એ બધું મને

પસંદ છે. પરંતુ મડદાંઓને દફન કરવાની રીત કાંઈ સારી જણાતી નથી. શરીર સડે છે કીડા પડે છે ને કાણુ જાણે કબ્રમાં શરીરની શી શી વલે થતી હશે. ” આ સાંભળી મેં જવાબમાં કહ્યું:—

“ બ્હેન માફ કરજો, તમારા સવાલના જવાબમાં કાંઇ વધારે પડતું કહેવાય તો ખોટું ન માનતા. કબ્રમાં દફનાવવાથી તો બાળવું વધારે અનિષ્ટ અને ક્રૂર તેમ વાંધા ભરેલું છે. કેમકે પિતા પુત્રને ને પુત્ર પિતાને ને એવીજ રીતે પોતાના વ્હાલાંઓના શરીરને પોતાનાં હાથે અગ્નિદાહ આપવો અને લાકડીઓ મારીને ખોપરી તોડવામાં આવે કે આખું શરીર બાળીને ખાખ કરી દેવામાં આવે. વિચાર તો કરો કે મૃત શરીરને માન મોભા ને સુગંધી વસ્તુઓ સાથે કબ્રમાં મુકી દેવું ઉત્તમ કે આમ બાળવું ઉત્તમ ? એનો તોલ તમેજ કરો. પણ ખરી વાત એ છે કે શરીરમાંથી આત્મા ઉડી જાય તે પછી એ શરીરને બાળો યા કબ્રમાં દાટો બન્ને સ્થિતિ એકજ છે. કેટલાક પોતાની નજરો આગળ શરીરને બાળવું ખરાબ સમજ્યા ને કેટલાકે તમે જણાવ્યું તેમ કબ્રમાં દાટવાને સારી નજરે ન જોયું. જગતની જુદી જુદી પ્રજાઓના મોટા ભાગે દાટવું ઉત્તમ ગણ્યું. ઈસ્લામ પહેલાં અરબસ્તાનમાં આજ રીવાજ હતો. હઝરત પયગમ્બરે ઈસ્લામ સલ૦ને આ રીત પસંદ પડી. હું પણ એમજ વધારે પસંદ કરૂં છું. કુરઆને પાકની રૂએ જે અસલ ઈસ્લામ છે તેને આ વાતની જરૂર નથી કે તમે પોશાક કેવું પહેરો, જોડા કેવા પહેરો, કેવી રીતે જમો કેવી રીતે સુઈ રહો, મડદાંને કેવી રીતે દફન કરો. આ બધા સાધારણ સવાલો છે. ઈસ્લામતો સૌથી ઉત્તમ આ બોધ આપે છે કે ખુદાને એક માનો, કોઈને તેનો ભાગીદાર ન બનાવો, પયગમ્બરને ખરા સમજો અને પયગમ્બર સલ૦ ઉપર જે કુરઆન ઉતર્યો છે તેને ખરો માનો, કુરઆન ખરા સદાચારનો બોધ આપે છે. દુનિયાની બાબતોમાં તે સિદ્ધાંતિક કાનુન બતાવી દે છે. જુદા જુદા પ્રસંગે તેની અગત્યને જોતાં જે

નવી વાતો ઉભી થાય તે પર દરેક સમજુ મુસલમાનને પોતાનો મત જાહેર કરવાની પુરેપુરી છુટ છે. પહેલાના જાણીતા મહાન આલિમોએ પોતાને પ્રાપ્ત થએલા જ્ઞાનની રૂએ જગતની જરૂરતો જોતાં કાનુન બનાવી દીધો તે કાનુનથી બહાર જવાનું કોઈ મુસલમાન પસંદ કરતો નથી છતાં કોઈ એમ કરે તો તે ઈસ્લામમાંથી ખારીજ થતો નથી. ટુંકમાં એટલુંજ કે જે ખુદાને એક માને અને તેના પયગમ્બર સલ૦ને સાચા સમજવાની અગત્ય એટલા ઉપરથી ઉભી થઈ કે અલ્લાહનો કલામ એટલે કુરઆને પાક એમની મારફતેજ બંદાઓ સુધી પહોંચ્યું. દુનિયામાં કુરાનની મારફતેજ ખરી ખુશી પ્રાપ્ત થાય છે. અને મરતાં હમેશની મુકિત મળે છે. આ બધી વાતોનો સાર એ છે કે જેણે લાઈલાહા ઈલલ્લાહ મુહમ્મદુર રસુલ્લાહ કહ્યું તે મુસલમાન થઈ ગયો. મુસલમાન થવા માટે બીજી કોઈ રીત રીવાજની જરૂરત છે. આ એક આંતરિક સુધારણા છે. જેના અંતરે અલ્લાહની વહેદાનીયત એટલે એક હોવા અને હ૦ પયગમ્બર સલ૦ની રીસાલતની શાક્ષી આપી ને તરતજ મુસલમાનોમાં શામીલ થઈ ગયો. ”

મારી આ લંબાણ વાતથી સંતોષ પામતાં મોહીનીએ કહ્યું:—

“ બ્હેન ! તમારી આ લંબાણ ચર્ચાથી મને પુરો સંતોષ થયો છે અને ઈસ્લામ સંબધે જે કાંઈ શંકાઓ જન્મ પામતી હતી તે બધી નું સમાધાન થઈ ગયું છે. મેં ઘણીવાર તમારી વાતો સાંભળી મુસલમાન થઈ જવાનો વિચાર કર્યો છે. અને હું તમને એટલાજ માટે સવાલો કરતી હતી કે મારા મનનું સમાધાન થઈ જાય. ઈશ્વર કૃપાએ મને હવે કાંઈ શંકા રહી નથી. ”

“ ફરી મુસલમાન કેમ નથી થતા ? ”

“ તમારા કહેવા પ્રમાણે તો તમારે મને મુસલમાન જ સમજવી જોઇએ. ”

" તમે અત્યારે જે કહ્યું તે ખરાં દિલથીજ કહ્યું છે તેથી હું તમારા ઈસ્લામની શાહ્રી આપી શકું છું. "

" તો શું મુસલમાન થવા માટે આટલું જ પુરતું છે ? "

" પુરતું તો છે પણ ખુલ્લી રીતે મુસલમાન થવાની તો વાત કાંઇ ઓર છે. જ્યારે અમને એક વસ્તુ પસંદ છે તો ફરી તેને જાહેર કરવામાં આનાકાની શા માટે ? ખરેખર તે માણસ મુર્ખ છે જે પોતાના ઉત્તમ વિચારોની કદર ન કરે. "

" ભવિષ્યમાં એવું જ થશે. પરંતુ અત્યારે કેટલાક અગત્યના કારણોસર હું મારા ઇસ્લામને જાહેર કરૂં તો મારાથી વધુ મુર્ખ બીજો કોઈ નહીં હોય. "

" કેમ ? "

" મુસલમાનોની રહેણી કરણીને આચાર વિચાર કાંઈ વધુ પસંદ કરવા જોગ નથી એટલે હું કોની સાથે મળવા માટે ઇસ્લામનો સ્વીકાર કરૂં.

" તે કેવી રીતે ? "

" ઇસ્લામની સૌથી મોટામાં મોટી બરકત યા ખુબી એ હતી કે તે પ્રજાઓ અને કબીલાઓના મતભેદને મટાડી એક બીજાને ભાઇ બનાવતો હતો પણ આજના મુસલમાનોએ આ બરકત ગુમાવી દીધી છે. હિંદના હિંદુઓની પેઠે મુસલમાનોમાં પણ વાડા બંધી પેદા થઈ ગઈ છે. ઈસ્લામની શરૂઆતમા જ્યારે અરબોના ગુલામ આઝાદ થઈને મુસલમાન થઈ જતા હતા તો તેઓ કુરેશીઓ એટલે પયગમ્બર સલ૦ના ભાઈ ભાંડુઓથી બરાબરી અને સમાનતાનો દરજ્જો રાખતા હતા. ઉઠતાં બેઠતાં, લગ્ન કે મરણ પ્રસંગે મેલ મીલાપમાં લગારે ભેદ ભાવ રાખવામાં આવતો નહોતો. પણ ચાલુ જમાનામાં કોઈ ગમે તેવો આબરૂદાર કે મોભાદાર માણસ મુસલમાન થઇ જાય તો તે મુસલમાનોના ઉંચા દરજ્જના

મુસલમાનોમાં જગ્યા મેળવી શકતો નથી. જો કે અત્યારે ખ્રિસ્તીઓ કરતાં મુસલમાનોની સ્થિતિ સારી છે. ખાવા પીવા, ઉઠવા બેસવામાં તેઓ યુરોપીયન અને દેશી ખ્રિસ્તીઓ જેવો ભેદભાવ રાખતા નથી છતાં લગ્ન સંબંધમાં હજી તેઓ ભેદભાવ રાખે છે તેથી ખાવા પીવાને મેલ મીલાપમાં ખરો આનંદ પ્રાપ્ત થઈ શકતો નથી. માની લો કે હું જાહેર રીતે મુસલમાન થઈ જાઉં તો મારા લગ્ન ક્યાં થશે, મારા કરતાં માન મોભામાં જે મુસલમાનો ઉતરતાં છે તે પણ મારી સાથે લગ્ન કરતાં અચકાશે, મારી જાહેર સ્થિતિ તેમને લલચાવે છતાં પણ તેઓ અચકાશે. કેમકે ભવિષ્યની અવલાદનો સવાલ ઉભો થશે. આ બધી વાતોને જોતાં હું મારા ઈસ્લામને જાહેર કરવા ચાહતી નથી. તમે જાણો છો કે મેં ખરા અંતકરણ પુર્વક ઈસ્લામ સ્વીકાર ઇકરાર કર્યો છે. તમે બંને શાક્ષી છો હવે જાહેર રીતે ઈસ્લામનો ઈકરાર વખત આવે થઈ જશે.

" બહેન તમે ખરૂં કહો છો હું તમારા ઈસ્લામને મારા કરતાં પણ વધુ મજબુત માનું છું. તમારા વારંવાર ઈસ્લામ સંબંધે સવાલ જવાબ કરવા એજ કારણે હશે. "

" હા બહેન ! ખરીવાત એજ છે કે મેં ઉર્દુ ભાષાના કારણે ઈસ્લામને લગતાં અનેક પુસ્તકો વાંચ્યા અને તેથી મને સાબીત થઇ ગયું કે અસલ મુક્તિ માર્ગ ઈસ્લામમાં છે અને બધાં કરતાં શ્રેષ્ઠ ધર્મ છે. પરંતુ તેમાં જે વધારાની વાતો પેસી ગઈ છે તેને હું પસંદ કરતી નથી. "

આવી રીતે બોર્ડીંગ હાઉમાં ભણતી ઘણી બાળાઓને મેં મુસલમાન બનાવી લીધી અને ઘણાંના મનમાંથી ઈસ્લામ પ્રત્યે જે અભાવ હતો તે દુર કરી દીધો. મને બોર્ડીંગ હાઉસમાં જણાયું કે જો ઇસ્લામને લગતાં થોડાંક નાના ટ્રેકટો છપાવીને મફત વ્હેંચવામાં આવે તો તેનો સારો લાભ થઈ શકે છે.

ત્રણ વરસ પછી હું પરિક્ષામાં પાસ થઇ અને હવે એ સમય આવી પહોંચ્યો કે કોલેજમાંથી નીકળી જીવનના બીજા ભાગમાં પગલાં મંડાય. મારી સાથે મોહીની અને માલતી પણ પાસ થઈ. ઇલીયાસની યાદ મારા મનમાંથી દુર થઈ ગઇ હતી. માલતીને મોહની બંને કોક વખતે મને યાદ અપાવતી પણ મારૂં અંતર એટલે દરજે ઇલીયાસથી ફરી ગયું હતું કે લક્ષ તે તરફ જતું જ નહોતું.

મોહીની અને માલતી મુસલમાન થઈ ચુકી હતી. હઝરત પયગમ્બર સલ૦ના સમયથી એ રિવાજ ચાલુ છે કે જે લોકો મુસલમાન થાય છે તેમના નામ બદલી નાંખવામાં આવે છે, નામ બદલવાનું મોટું કારણ એ છે કે મોટા ભાગે પહેલાંના નામ શિર્ક કે કુફ્રના અર્થ પેદા કરે છે પણ જો એ નામોમાં એવી કોઇ વાત ન હોય તો બદલવાની જરૂર રહેતી નથી.

સ્કુલ મુકતાં મેં વિચાર કર્યો કે જતાં પહેલાં ઈસ્લામ ઉપર એક લેકચર આપતી જાઉં, એ માટે મેં સ્કુલ અને કોલેજની બધી બાળાઓને એકઠી કરી. અને માસ્તરો તથા પ્રોફેસરોને પણ ભેગાં કર્યાં એ બધા એમ સમજતા હતા કે હું વિદાય લેતી હોવાથી એ સંબંધમાં કાંઈ કહીશ પણ જ્યારે મેં લેકચર શરૂ કર્યું ત્યારે તેમને જણાયું કે હું તો જુદાજ વિષય ઉપર બોલી રહી છું.

લેકચર શરૂ થતાં પાંચ મીનીટ સુધી તો સાધારણ રીતે લેકચરોમાં બને છે તેમજ હાજર રહેલાઓએ ઉપર ચોટીયા સાંભળ્યું પણ જેમ જેમ હું આગળ વધતી ગઈ તેમ તેમ મને જણાયું કે હાજર રહેલાઓ એમાં લીન થઈ ગયા છે, આખું લેકચર તો મને યાદ નથી પણ સ્મરણ શકિત ઉપર ભાર દઈને જે કાંઈ યાદ રહ્યું તે આ હતું.

બ્હેનો અને ભાઈઓ !

હું આપની સાથે ત્રણ વરસ રહી અને આપની સંગતથી મને જે લાભો પહોંચ્યા તે માટે આપ બધાનો આભાર માનું છું મારા જીવન સ્મરણો પણ કુદરતના એક નમુના રૂપ છે. હું અત્યારે તેને ખુલાસાવાર વર્ણન કરવા ચાહતી નથી છતાં આગળ જતાં મારા પુસ્તકો ઉપરથી આપને જણાઈ આવશે કે હું કોણ છું અને અહીં આવવાનું કારણ શું હતું, જો તે પ્રસંગે આપના વિચાર પ્રમાણે મારા ઉપર કોઈ નૈતિક આરોપ મુકાતો હોય તો હું અત્યારથીજ તે બાબે માફી માંગી લઉં છું અને આપના અંતરોમાં મારી યાદ તાજી રાખવા માટે ઇસ્લામ સંબંધમાં મારા થોડાક વિચારો રજુ કરવા ચાહું છું. અગર આપ સાહેબો આ વિચારો ઉપર લક્ષ આપી પોતાના અંતરોની તપાસ લેશો તો એક દીવસ અવશ્ય મુક્તિ માર્ગ સુધી પહોંચી શકશો.

અહસ્થો ! જગતના બધા ધર્મો આ વાત ઉપર એકમત છે કે આત્માની અસલીયત કોઈ જાણતું નથી. ઈસ્લામમાં તો આત્માની અસલીયત ઉપર પ્રકાશ પાડવાનો ઇનકાર કરવામાં આવ્યો છે. અથવા બંદાની સમજ ત્યાં સુધી પહોંચી શકતી નથી એનો સ્વીકાર કર્યો છે. પરંતુ ઈસ્લામ ઉપરાંત બીજા ધર્મોમાં અથવા ફીલસુફોના વચનોમાં આની અસલીયતકે એના જ્ઞાન વિષે પ્રકાશ પાડવાના નહિ જેવા પ્રયત્ન થયાં છે પણ છેવટમાં ચોકખુ કહી દેવામાં આવ્યું છે કે આ મત કે તરંગ વિના ખરી વસ્તુ સ્થિતિ એમ કહી શકાય નહીં. જીવન, મરણ, આત્મા અને પરલોક આ વસ્તુઓ એકજ પ્રકારની છે. ચારમાંથી એકની અસલીયત જણાઈ આવે તો બાકીની ત્રણ પોતાની મેળે સમજમાં આવી જશે. બધા આ વાત ઉપર એકમત છે કે આત્મા અસલ વસ્તુ છે. શરીરમા જ નહીં પણ આખા જગતમાં માત્ર આજ વસ્તુ એક જવહર છે. માટીના

પુતળામાં આત્માનો સંચાર અને બહાર નીકળવું એનેજ જીવન અને મરણ કહે છે. જ્યાં સુધી આત્મા શરીરની કેદમાં છે ત્યાંજ સુધી બધા ઝગડાઓ છે અને જેને સમજવાની અમને શકિત આપવામાં આવી છે. અને તે કેદમાંથી છુટે કે પછી કાંઈ જ નથી. મનુષ્ય જો આ વિષે વિચારવા ચાહે તો તેનું આખું જીવન પુરતું નહીં થાય કે અમે ક્યાંથી આવ્યા, શા માટે આવ્યા અને ક્યાં જઈશું ?

ગ્રહસ્થો ! જો તમારામાં લગાર પણ સમજ શક્તિ હોય તો આ સવાલ એવો નથી કે તમે આના ઉપર વિચાર ન કરો. એવા લોકો પણ છે કે જેઓ આ સવાલ ઉપર વિચાર કરતા રહે છે પરંતુ તેની અસલીયતને પામી શકતા નથી. વિચારકો ઉપર હેરત થાય છે કે તેમનું મગજ કેમ નકામું થઈ જતું નથી અને આવા બારીક સવાલ ઉપર વિચાર કર્યા પછી એમની સમજ શકિત કેવી રીતે કાયમ રહે છે. દુનિયા આલમે અસબાબ છે. બેટા બાપથી, ને બાપ તેના બાપથી પેદા થયો. બાપ બેટાની પેદાયશમાં માતા કારણ બની. દુનિયાની ખાધ ખોરાકી પોષણના માટે બનાવવામાં આવી. હવા અને પાણી આ બન્ને શરીરની અસલી સ્થિતિ ઉપર રાખવા માટે જરૂરી માનવામાં આવ્યાં. સેંકડો બીમારીઓ જીવન માટે ભયંકર છે. અને હજારો દવાઓ બીમારીઓની દુશ્મન છે. કોઈ કોઈ વખતે એક વસ્તુ એક બીમારીને ફાયદો કરે અને બીજા વખતે તેજ નુકસાન કરે છે. ફાયદાનું કારણ પણ જાહેર થાય છે. અને નુકસાનનું પણ કદાચ કારણ ન જાહેર થાય તો એમ માની લેવામાં આવે છે. કે કોઈ કારણ હશે પણ તે અમારી સમજથી પર છે હવે જણાયું કે દુનિયા આલમે અસબાબ છે. દરેક વસ્તુનું એક કારણ છે. મનુષ્યની હસ્તી તેમજ જગતની બધી વસ્તુઓના કારણને સમજવાની બુદ્ધી તેની સમજ શકિત પ્રમાણે આપવામાં આવી છે. કોઈને વધુને કોઈને ઓછી પરંતુ એ ખાત્રી પુર્વક છે કે એક સ્થળે સમજ શકિત સંકુચિત થઈ પડે છે. કદાચ આપ તેને

તે હદથી બહાર પણ કારણો હશે એમ માનો છતાં પણ એક દરજ્જે એવો માન્ય રાખવો પડે છે કે જ્યાં કારણો હોતા નથી. તેથી જ તે કારણોના ઝાતીના દરેક પ્રજા ને દરેક ધર્મ પોતાનો માલિક માને છે. અલ્લાહ, ગોડ, પરમેશ્વર એ ભાષાઓના ફેર બતાવે છે પણ મતલબ બધાની એક છે.

ગ્રહસ્થો ! આત્માનું શરીર રૂપી પાંજરામાં આવવું એવું છે જેવું એક અંધારા મકાનમાં કોઈ માખી અથવા બીજા કોઈ પ્રાણીને બંદ કરી દેવામાં આવે અને એક બાજુ પ્રકાશ આવવાનો માર્ગ રાખવામાં આવે જેથી બધી આત્માવાળી વસ્તુઓ તેજ પ્રકાશ તરફ ખેંચાશે. મનુષ્યને પણ કોઈ અંધારા ભોયરામાં બંદ કરી દેવામાં આવે, પ્રકાશ માટે એક નાહનુ સરખું બાકોરૂં રાખવામાં આવે તો તો મનુષ્યને બાકોરાં તરફ અવશ્ય ઝંપલાશે. મનુષ્ય તેના સ્વભાવ પ્રમાણે જીવન મરણ અને આત્મા તથા પરલોક વિષે વિચારવાને ટેવાયલો છે. આ દ્રષ્ટાંત એવાજ છે જે આગળ મેં વર્ણવ્યા. એટલે જ્યારે શરીર પાંજરામાં આત્મા આવ્યો તો તે થોડાક વખત સુધી તો એવી રીતે બંદ રહ્યો જેવી રીતે અંધારા ઘરમાં કોઈ મનુષ્યને કેદ કરવામાં આવે. હવે મનુષ્ય તે બાકોરાં પાસે આવ્યા વગર રહી શકતો નથી. એટલે આત્મા બુદ્ધીથી સલાહ કર્યા વગર કોઈ રીતે રહી શકતો નથી. તે સલાહ શું છે ? પોતાની અસલીયત જાણવી અને એ અસલીયત જાણવાનું નામ ધર્મ છે. મારા આ વિવેચનથી આપની સમજમાં આવ્યું હશે કે શા માટે બધી પ્રજાઓ જાણી જોઈને એક ને એક ધાર્મિક વિચારને પોતાની સાથે રાખે છે. આ દ્રષ્ટાંતથી મેં આ વાત સમજાવે કે ધાર્મીક વિચાર રાખવો દરેક મનુષ્ય પર સ્વભાવિક રીતે વાજીબ છે. જે મનુષ્યને ધર્મનો વિચાર નથી તે મનુષ્ય અપુર્ણ છે. વધુ ભણવા ગણવાનું જો આ પરિણામ હોય કે કોઈ મનુષ્ય પોતાના અંતરમાંથી ધાર્મીક વિચાર કાઢી નાંખે તો સમજવું જોઈએ કે મનુષ્ય ભણવા ગણવાથી લાભ ઉઠાવવાના બદલામાં નુકસાન ઉઠાવે છે. એમાં લગારે શંકા નથી કે ધાર્મીક વિચારોની સાથે રસ્મો રીવાજ

અને ઈન્સાની નિર્બળતાઓ દિન પર દિન ધર્મ ને બગાડતી ગઈ. દરમ્યાનમાં ધાર્મીક સુધારકો આવ્યા જેમને પયગમ્બર કહે છે. કેટલાક લોકો એમની સાથે થયા અને કેટલાક જુદા પડયા. હવે ધાર્મીક ટોળું બે ભાગમાં વ્હેંચાયું. થોડાક દીવસ પછી આ ધાર્મીક સુધારકોના અનુયાયીઓ પણ ગુમરાહ થયા અને એક બીજા સુધારકની જરૂરત જણાઈ. આ સુધારકે બે ભાગના બદલામાં ત્રણ ભાગમાં ધર્મની વ્હેંચણી કરી આવી રીતે કાળ વ્યતીત થતાં ધાર્મીક વિચારોમાં અનેક ફાંટા પડી ગયા અને ફાંટાઓમાં મુસલમાનોની એવી માન્યતા કે એકજ ફાંટો મુક્તિ સુધી પહોંચાડે છે. એટલે ધાર્મીક વર્તુળમાં સઊથી મોટો માર્ગ તેજ છે જે ઈસ્લામ કેન્દ્રથી પસાર થાય છે. ખોટા ધર્મોની ખોટી વાતોએ ભણેલા ગણેલા લોકોને ધાર્મીક બાબતથી વિખુટા પાડી દીધા છે અને તેઓ એક બીજો પંથ સ્થાપે છે જે પ્રથમ નાસ્તિક હતો અને હાલ નેચરી કે લામઝહબના નામથી ઓળખાય છે. પરંતુ સમજદારોનું એકામ નથી કે અગર ધુંધણીઓમાં મોતી હોય તો ધુંધણીઓની સાથે મોતીને પણ ફેંકી દે. મોતીઓ કાઢવાની રીતતો આપે જોઈ નહીં હોય ? એટલા માટે હું એક દાખલો આપ સાહેબો સમક્ષ ખેડુતોનો રજુ કરૂં છું. આ લોકો ભુસામાંથી કેવી રીતે ઘઉંના દાણા જુદા પાડી દે છે અને તેને અનેક વાર દળીને મેંદો બનાવે છે. ધુળ ધોયા ને જુઓ કે સેંકડો ધુળને ધોઈને ભારે મહેનત પછી સોના ચાંદીના ઝીણાં ઝીણાં અણુંઓ એકઠા કરે છે. સમજુ મનુષ્યનું એ કામ છે કે તે ધમને નકામો ન ગણે બલકે એ જુએ કે અત્યારે જગતમાં જેટલા ધર્મ પ્રચલિત છે તેમાં સૌથી સરસ કયો છે. દરેક મનુષ્ય પોતાન ધર્મને સરસ કહેશે. હું પણ મારા ઇસ્લામને સરસ કહું છું પરંતુ મારો દાવો છે કે બધા ધર્મો શરૂઆતમાં સાચા અને ખરા હતા. ધાર્મીક સુધારકો દરેક દેશમાં જન્મ્યા છે. હિંદ ચીન, ફ્રાંસ, સાઇબીરીયા, યુરોપ જ્યાં જ્યાં જેટલાં ધર્મો છે તે શરૂઆતમાં સાચા સુધારકો કે

નબીઓના હીપે સ્થપાયા પણ પાછળથી તેમાં બગાડ પેદા થયો. છેવટમાં ઇસ્લામ ધર્મનો સંદેશો લઇને અમારા નબીએ આખેરૂઝઝમાન હ. મોહમ્મદ સલ૦ પધાર્યા. એમના પછી હવે કોઇ સુધારક યા શરીઅતની ભાષામાં કહું તો પયગમ્બર આવનાર નથી. ઇસ્લામ જગતનો છેલ્લો ધર્મ છે. આપ એના સિદ્ધાંત જુઓ અને એના શિક્ષણને તપાસો તો જગતનો એ સ્વભાવિક ધર્મ છે એમ આપને લાગ્યા વગર નહીં રહે. ચાલુ સમયમા મુસલમાનોનો મોટો ભાગ અજ્ઞાનતાના કારણે એના શિક્ષણો પ્રમાણે ચાલતો નથી તેથી એમને જોઇને ઇસ્લામનો તોલ ન કરો પણ ઊંડાણમા ઉતરીને તપાસ કરશો તો તમને જણાશે કે જગતમાં જે નબીઓ જુદા જુદા દેશમાં આવ્યા અને જે જે સંદેશા લાવ્યા તથા જે જે શિક્ષણ આપ્યું તેની સંપુર્ણતા અમારા ઇસ્લામના શિક્ષણમાં મળી આવે છે. હું આ વિષયમાં વીગતવાર કહેવા ચાહું છું પણ એટલો સમય મારી પાસે નથી. એટલે એટલું જ કહીને હું આપની રજા લઇશ કે આપનો આત્મા શરીરના અંધારા ઘરમાં કેદ છે. આપ વીંછી કે સારા નરસાને આપ જોઇ શકતા નથી તેમ જાણી શકતા નથી પણ જેણે આપને અંધારા ઘરમાં કેદ કર્યા છે તેણે આપના હાથમાં બુદ્ધી રૂપી ફાનસ આપ્યું છે. કદાચ આપ તે ફાનસને પીઠ પાછળ મુકશો તો અંધારામાં ઠોકરો ખાશો અને બુદ્ધીવાનોના મુકાબલામાં પાછા પડશો. માટે બુદ્ધી રૂપી ફાનસને આગળ મુકી આ સવાલને તપાસશો તો સત્ય માર્ગ જડી આવશે. ”

મેં પ્રથમથી મારૂં સર સામાન બાંધીને તૈયાર રાખ્યું હતું. ગાડી પણ સામે આવીને ઉભી હતી ભાષણ ખતમ થતાંજ હું મોહિની ને માલતી સાથે ગાડીમાં જઇને બેસી અને ગાડી સ્ટેશન ઉપર પહોંચી. ત્રણ ટીકીટો મુંબઇની લીધી અને લાહોરને છેલ્લી સલામ કરી ટ્રેનમાં સવાર થઇ. ત્રીજે દીવસે અમે ખેરીયતથી મુંબઇ ઉતર્યાં.

---

# બાબ ૬

---

## મુંબઇમાં

અમારી પાસે એવી કળા હતી કે અમે કોઈના મહોતાજ ન હતા બલકે બીજા અનેકનું પોષણ કરી શકતા હતા. કેમકે અમે ત્રણે ડોકટરીમાં ડીગ્રીઓ લીધી હતી અને આ કળા એવી છે કે ગમે ત્યાં જઇએ તોએ તેની કદર થયા વગર રહેજ નહીં. અમે મુંબઈ પહોંચીને પહેલાં તો શહેરના મધ્યસ્થ ભીંડી બજારના લત્તામાં એક ત્રણ માળનું મકાન ભાડે રાખ્યું. અને નીચેના ભાગમાં અંગ્રેજી દવાઓ વેચવા તથા બનાવવાની દુકાન અને સાથે સ્ત્રીઓનું દવાખાનું પણ ખોલી દીધું. દુકાન પર બોર્ડમાં ડો. માલતી અને મોહીનીનું નામ લખ્યું અને અહીં ડીગ્રીવાળી બાનુઓની ખાસ દેખરેખ હેઠળ સસ્તા ભાવે અંગ્રેજી દવાઓ મળે છે અને સવારના નવ વાગ્યા સુધી તથા સાંજના ત્રણથી પાંચ વાગ્યા સુધી બાળકો અને સ્ત્રીઓનો મફત ઇલાજ થાય છે અને ગ્રહસ્થ કુટુંબોમાં જઈને પણ દવા કરવામાં આવે છે. ઉપરાંત શહેરના વર્તમાન પત્રોમાં દવાખાનાની જાહેરાતો પ્રગટ કરાવવામાં આવી.

માલતી અને મોહનીની પાસે ઘણાં ઘરેણાં હતા અને થોડાક મારી પાસે પણ હતા એટલે તેને વેચીને ચાર હજાર રૂપીઆની પુંજી એકઠી કરી જેમાંથી બે હજારની દવાઓ ખરીદી, એક હજારનું ફર્નીચર વસાવ્યું અને એક હજાર બેંકમાં જમે કરાવ્યા.

દવાખાના અને મકાનને શણગારવામાં કાંઈ કમી ન રાખી. દવાખાનાની બાજુના હોલમાં દર્દીઓને તપાસવાનો ઓરડો રાખ્યો હતો. ઉપરના હોલમાં મારી બેઠક હતી. આવનાર બાનુઓ પ્રથમ તો

દવાખાનાનો શણગાર એઓને અંજાઇ જતી તે ઉપર માલતી અને મોહીનીનો પ્રેમ ભર્યો વર્તાવ અને મફત ઈલાજની ઉમદા અસર થતી હતી. ચારેક અઠવાડીયા પછી બારણા ઉપર લખીને નોટીસ ચોઢી દીધી કે જે દરદી મેલાં લુગડાં પહેરીને આવશે તેને દાખલ કરવામાં નહીં આવે આ નોટીસની સારી અસર થઇ. બીમાર બાનુઓ અને તેમની સાથે આવનાર બાનુઓ પણ સારૂ ધોએલા લુગડા પહેરીને આવવા લાગી અને મોહીનીના ઉંચ વર્તાવ અને ઈલાજની આખા મુંબઈમાં ધુમ મચી ગઈ અને દરેક માણસની જીભ ઉપર એજ હતું કે એ હીંદીબાનુ ડોકટરોની સાથે કોઈ તુરકી કે મીસરની બાનુ ડોકટર પણ છે જે પરદામાં બેસીને આ બાનુ ડોકટરોથી કામ લઈ રહી છે. શહેરના શોખીનો અને હવસી જુવાનોનો જાણે રાહડો ફાટયો હતો. દવાઓ ખરીદવા અને ઈલાજ કરાવવા આવતા હતા પણ પુરૂષોનો ઈલાજ થતો ન હોવાથી મહોલ્લા કે માળાની બીમાર બાનુઓને શોધી શોધીને લાવતા હતા. અને મેડીકલ હોલમાં બેસી મોહીની ને માલતીની સાથે વાતોનો લહાવો લેતા હતા. આ બંને પણ ભારે કુનેહબાજ હતી પોતાનો જીવ બહેલાવવા માટે અજબ જેવી વાતો કરતી હતી. નવજવાનો સમજતા કે અમે આમને પોતાના દાવમા લઇએ છીએ અને બંને એમને બનાવતી હતી. લોકો વેશ્યાઓને પોતાની બ્હેન સ્ત્રી કે દીકરી બનાવીને લાવતા હતા. આવી સ્થિતિ જોઈ તો બોર્ડ ઉપરથી અહસ્થ કુટુંબોમાં જઈ ઈલાજ કરવાનો ફકરો કાઢી નાંખ્યો. છ સાત મહીનામાંજ અમારી પવિત્રતા નેકી અને ભલાઈની તેમજ સારા ઈલાજની પણ શહેરમા ભારે પ્રખ્યાતી થઈ ગઈ. અમે ગરીબોના ઈલાજ માટે બે ચાર સુયાણીઓ (દાઇઓ) પણ નોકર રાખી લીધી જે સાધારણ રીતે બાનુઓનો ઇલાજ કરતી અને જરૂરત પડતાં અમારી સલાહથી ઇલાજ કરતી. જ્યારે અમારી પાકદામનીની શહેરમાં શોખીનને હવસી જુવાનોને ખાત્રી થઈ ગઈ તો તેમનો દરોડો બંધ થઈ ગયો

શહેરીઓએ અમને ઓળખ્યા અને અમે શહેરીઓને પણ ઓળખ્યા. અમારો સંબંધ ઉંચ કુટુંબો સાથે થયો અને કુટુંબોમાં અમારા પગાર નક્કી થઈ ગયા અને આવી રીતે પાંચસોથી હજાર રૂપીયા સુધી માસિક પગારના મલવા લાગ્યા. ભેટ સોગાદો મળતી તેતો જુદી અને દવાખાનાની આવક પણ સારી થવા લાગી, જે બીમાર બાનુઓ અમારે ત્યાં આવી ઈલાજ કરાવતી તેમની પાસેથી અમે કોઇ ફી લેતા નહોતા તેથી તંદુરસ્ત થઈ જવા પર તેઓ અમને સારી ભેટ સોગાદો આપતી હતી જેથી મહીને દહાડે સ્હેજે દોઢથી બે હજારની આવક થવા લગી. થોડાજ મહીનામાં ઉંચ અને મધ્યમ દરજ્જાની બાનુઓ અને કુટુંબો સાથે અમારો સંબંધ બંધાઈ ગયો અને તેથી મુંબઈ અમારા માટે પ્રદેશ છે એમ લાગતું નહોતું.

જોત જોતાં એક વર્ષ પસાર થઈ ગયો. આવક પણ પુરા બે હઝારની થઈ અને દિન પર દિન તેમાં વધારો થવા લાગ્યો જ્યારે આવી રીતે આવક થવા લાગી અને રૂપીયા સીલીકમાં રહેવા લાગ્યા તો મને લખનઉમાં નવાબ સાહેબના ઘેરથી નીકળતી વખતે મદદ કરનાર રઝીઉદ્દીનનો ખ્યાલ આવ્યો. મેં તેમને રૂ. ૧૦૦૦ની નોટ રજીસ્ટર્ડથી મોકલી આપતાં પત્ર લખ્યો. પત્રમાં લખ્યું કેઃ—

" જનાબે આલી ! આપે મારા ઉપર કરેલા આભારને હું વીસરી શકતી નથી. મારી સેવાઓ કરતાં આપે મને ઘણું વધારે આપ્યું જેથી હું તેને આભાર સમજું છું. આપે મને લખનઉ અને લાહોરમાં જે નાણાની મદદ કરી છે તે પેટે રૂ. ૧૦૦૦ની નોટ આ કવરમાં બીડું છું. હું ધારૂં છું કે આપ આ રૂપીયા લેવામાં અચકાશો અને પોતાના માન મોભા વિરૂદ્ધ ગણશો અને આ રકમ પાછી ફેરવવા ચાહશો. તેથી મેં આ પત્રમાં મારૂં સરનામું લખ્યું નથી. આ પત્ર આપને પહોંચ્યો કે નહીં તેની હું ટપાલમાંથી ખાત્રી કરી લઈશ. હા એટલું લખી દઉં કે હું આપની મદદથી હાલ સારી

સ્થિતિમાં છું અને રૂ. ૧૦૦૦ની નોટ મારી સ્થિતિ સારી હોવાની સાબીતી રૂપ છે. મને શોધવાની કોશીશ કરતા નહીં. વસ્સલામ. ”

રૂા. ૧૦૦૦ મોકલ્યા પછી મને લાગ્યું કે જાણે મારા ઉપરથી એક બહુ મોટો બોજો ઉતરી ગયો.

મુંબઈ બહુ મોટું શહેર છે. દરેક પ્રકારના લોકોની ત્યાં અવજાવ રહે છે. વેપારના કારણે પૈસાની રેલ છેલ હોવાથી પૈસાદારોની સાથે સંબંધ ધરાવતી બુરાઈઓ પણ પુર બહારમાં છે. દિલ્લી અને લખનઉને લોકો નકામા બદનામ કરે છે. જ્યાં ધનવાનો વસે છે ત્યાં નૈતિક ખરાબીઓ પણ હોય છે. લખનઉ અને દિલ્લીની અનીતીઓ પૈસાની કમીના કારણે પડતી દશામાં છે અને અમદાવાદ તથા મુંબઈ અને એવા જ બીજા ધનવાન શહેરોમાં અનીતીઓ પોતાની પુર બહારમાં ખીલી નીકળે છે. મુંબઈમાં આવ્યા પછી મને એવી હજારો વાતોની જાણ થઈ જેનો સ્વપને પણ ખ્યાલ નહોતો. જગતના એવા અનેક છુપા ભેદો પણ જાણવા મળ્યા કે જે જાણી મારો આત્મા કંપી ઉઠયો અને જેને લખવાને કલમ ચાલતી નથી.

પણ એક બનાવ હું મારા વાચકો સમક્ષ રજુ કરૂં છું. જો કે તે પોતાની નાપાકીના લીધે વર્ણન કરવા જોગ નથી છતા નિર્મળ અંતર ધરાવનાર બાનુઓ માટે તેમાં મોટો પાઠ હોવાથી હું ટુંકમાં તેને વર્ણવું છું. જો મારી બહેનો આ પરથી કાંઈ શીખ લેશે તો તેઓ પોતાના જીવનને આનંદિત બનાવી શકશે અને સંકટોના ફંદાથી બચી જશે.

મારા મકાનની સામે એક વેશ્યાનું મકાન હતું. એક ઘરડી નાયકાને ૧૫–૧૬ વર્ષની એક છોડી તેની સાથે રહેતી હતી, આવી સ્ત્રીઓ સાથે હું મળવાનું પસંદ કરતી ન હોવાથી મેં એ લોકો સાથે કોઈ જાતનો સંબંધ રાખ્યો ન હોતો, છતાં મકાન સામે આવેલું હોવાથી કોક વખતે મારી નજર તે તરફ જઈ પડતી હતી.

એક દિવસ એ જુવાન છોડી મારી પાસે આવી. આવી સ્ત્રીઓને મારા ઓરડામાં દાખલ થવાની મનાઈ હતી કદાચ તે બીમાર હોય તો નીચલા હોલમાંજ તેમને દવા આપી દેવામાં આવતી હતી, પરંતુ આ બાઈને પાડોશી સમજીને કદાચ દરવાને અંદર આવવા દીધી અને સ્ત્રી નોકરે મારા ઓરડામાં પહોંચાડી. તે છોડી ઓરડાના બારણા આગળ ઉભી રહી અને મોહીનીને પુછ્યું—

" રજા હોય તો અંદર આવું " મોહીનીને ઓરડા સુધી આવી પહોંચેલી બાઇને અંદર આવતાં અટકાવવું વિવેકથી વિરૂદ્ધ જણાયું તેથી આવવાની રજા આપતાં કહ્યું—

" આવો " આ સાંભળીને તે નીચે શેતરંજી ઉપર બેસી ગઈ. અમે એને કુરસી ઉપર બેસવાનો ઘણો આગ્રહ કર્યો. પણ તે ન બેસી અને બોલી—

" મિસાલે અશ્ક જહાં હમ ગિરે વહીં કે હુવે " આ મિસરો સાંભળી મને તેના તરફ દયા ભાવ ઉપજ્યો અને ઘણા આગ્રહથી કુરસી પર બેસાડી. નોકરને કહી કોફી મંગાવી પણ તેણે પ્યાલી લેતાં પુછ્યું:—

" મને કાંઇ નુકસાન તો નહી કરે. "

" ડોકટર પોતેજ આપે છે તો ફરી લેવામાં વાંધો ન ઉઠાવવો જોઈએ. "

તેણીએ કાફી પીધી તે બાદ મેં પુછ્યું:—

" આપનું નામ ? "

" આજ કાલ મને મુન્ના જાન કહે છે. "

" આજ કાલ કેમ ? "

" મારૂં ખરૂં નામ તો બીજું છે પણ હવે એ નામ સાથે સંબંધ રહ્યો નથી. "

" કેમ "

" બસ એમજ "

" કાંઈ હરકત ન હોય તો કહો, પોતાનું વતન મુકીને લોકો કેટલીક વખતે પોતાનું નામ બદલી નાંખે છે. યુરોપમાં પણ આ રીવાજ સામાન્ય રીતે છે અને પોતાને પબ્લીકમાં રજુ કરતા બાનુઓ પોતાનું અસલ નામ બદલી નાંખે છે. આપણા દેશમા પણ હવે આવોજ રીવાજ પ્રચલિત છે. મનેજ જુઓને ? વતનમાં મારૂ નામ બીજું છે પણ અહીં મુંબઈમાં લોકો મને તુરકાના ખાતુન કહે છે. મારા વતનમાં આ નામથી મને કોઈ ઓળખતું નથી. " આ સાંભળી મુન્નાજાન બોલી:—

> કભી ગુલશન મેં રહેતેથે કફસમેં અબ ગુઝરતી હે
> પતા ખાના બદોશોંસે ન પુછો આશિયાનેકા

એના ઈન્કારથી મારો આગ્રહ વધતો ગયો. કોઈ ખોટી નિષ્ટાએ મારો આ આગ્રહ નહોતો પણ તેની વાતોએ મને તેની હમદર્દ બનાવી દીધી. છેવટે મારા આગ્રહથી પોતાની કથા સંભળાવી, અમો ત્રણેની દયાની લાગણી તેના તરફ ખેંચાઈ. એણે સંભળાવેલી કથા બહુ લાંબી છે મોહિની અને માલતી ઊપર એની ભારે અસર થઈ, લંબાણ થવાના ભયથી હું માત્ર તેનો સારજ જણાવું છું.

તે વડોદરાના એક ઉંચ કુટુંબની બાળા હતી. તેનું નામ મણી હતું. તેના પિતાના એક મિત્રના પુત્રના ફંદામાં ફસાઈને ખુવાર થઈ ચુકી હતી. તે બદમાશે આ ભોળી બાળાને પોતાના લંપટી પ્રેમમાં ફસાવી ઘરથી બે ઘર કરી ઘરવાળાઓને જાણ કર્યા વગર વીસ પચીસ હજારના ઘરેણાં ગાંઠા લઈને નાસી છુટી જ્યાં સુધી ઘરેણાંના નાણા આવતાં રહ્યાં મોજ મજાહ ચાલતી રહી. ઘરેણાં ખતમ થતાં તે બદમાશ આ ભોળી બાળાને મારા ઘરની સામે

રેહતી વેષ્યાને ત્યાં વેચી ચાલતો થયો. વેષ્યાએ આપેલા નાણાં વસુલ કરવા માંડયા. પરિણામે આ ભોળી બાળા ચેપી રોગમાં ફસાઈ અને ભારે લાચાર બનતાં મારી પાસે આવી. મણી ઉર્ફે મુનાજાનની કહાણીનો આ સાર છે પણ કાંઈ એવા દર્દમય લેહજામાં તેણે પોતાની કહાણી સંભળાવી કે મોહની અને માલતી રડતી આંખોએ બીજા ઓરડામાં ચાલી ગઈ. મારા ઉપર પણ એટલી બધી અસર થઈ કે વગર રોકાએ મારી આંખોમાંથી પણ અસરૂધારા વ્હેવા લાગી. એટલે હું મુનાને તે ઓરડામાં એકલી મુકી બીજા ઓરડામાં ચાલી ગઈ. આ બાજુ મુન્ના પોતાની કહાણી સાંભળાવી રડી રહી હતી અને પેલી બાજુ મોહની અને માલતી અને હું રડી રહી હતી. અને સિજદામા માથું નમાવી ખુદાનો પાડ માની રહી હતી જાણે મારૂં મકાન માતમ ધર અને મસ્જીદ બની ગયું હતું. એકાદ કલાક પછી જયારે આંસુઓ રોકાયા અને હૃદયનો ભાર ઓછો થયો ત્યારે મેં માલતી અને મોહનીને આમ ચોધાર આંસુએ રડવાનું અને સીજદા કરવાનું કારણ પુછયું તો મોહીની બોલી;–

" બહેન મણી ઉર્ફે મુન્નાજાનની કહાણી સાંભળી અમે ભારે બેચેન થઈ ગયાં. કેમકે અમને તેની કહાણીમાં કયાંક કયાંક અમારી કર્મ કહાણીનો ભાગ જણાયો તો અમે બન્ને જણ રડવા લાગ્યા અને ખુદાની દરગાહમાં સિજદો કરી પાડ એટલા માટે માન્યો કે એ ગરીબ જે કુકર્મોમાં સપડાઈ તેમાંથી અલ્લાહે અમને બચાવી લીધી. અમે બન્ને જણ અસલમાં તે બંગાલીની પુત્રીઓ નથી જેણે અમને લાહોરમાં ભણુવા મોકલી હતી. અસલમાં અમે નેપાલના રહીશ છીએ. એ ખબર નથી. કે અમે કોની પુત્રીઓ છીએ છતાં અમારા માતપિતાના ઉંચા અને ભવ્ય મકાનોની યાદ તો અત્યારે પણ આવે છે. કોક વખતે અમારા પિતા એવા સ્થળે જતા હતા જયાં હજારો માણુસો બંદુકો લઈને તેમની આગળ ઉભા રહેતા અને

તેમના દરેક બોલ ઉપર આગળ પાછળ થતા હતા. માત્ર આટલુંજ યાદ છે અને આ ઉપરથી એમ અનુમાન થાય છે કે તે કોઇ મોટા લશ્કરી અમલદાર હતા. અમો બન્ને બહેનો ઘણી જ નહાની વયમાં હતાં કે અમારી માનો સ્વર્ગવાસ થઇ ગયો. અમે બન્ને એ એકજ માની કુખે જન્મ લીધો છે એ સારી પેઠે યાદ છે કેમકે આલતીને મારી મા ગોદમાં લેતી તો હું તેની ગોદમાં જવાને ભારે હઠ કરતી હતી.

અમારી માના મરણ પછી પીતા અમને સાથે લઇને આમ તેમ ફરતા રહ્યા તેમની પાસે એક સ્ત્રી હતી જેની સાથે તેઓ એકાંતમાં હંસી મશકરી કરતા હતા, તે અમારા દેશની નહોતી કેમકે તેની ભાષા લખનઉ વાળા જેવી શુદ્ધ ઉર્દુ હતી, થોડાક વખત પછી તે અમો બંને ને લઇને નેપાલ સરહદથી ગોરખપુરમાં આવી અને બંગાલી બાબુ રહેતા હતા ત્યાં આવીને રહેવા લાગી. જ્યારે અમે ગોરખપુરમાં આવ્યા ત્યારે મારી વય ૭ વરસની હતી અને મોહીનીની વય પાંચેક વરસની હશે. ૭ સાત વર્ષથી વધારે વય હોતતો મને કાંઇક યાદ હોત પણ મને લગારે યાદ નથી કે અમે ગોરખપુર કેવી રીતે પહોંચ્યા પણ ગોરખપુરમાં લોકોની જીભે સાંભળેલી આ વાત મને હજુ સુધી યાદ છે કે અમે નેપાલથી આવેલા છીએ, થોડીક મુદત પછી તે બંગાલી બાબુ અને અમને નેપાલથી લાવનાર સ્ત્રીના અવસાન થઈ ગયા. અમે લખનઉમાં જે બંગાલી બાબુની પાસે હતા તે ગોરખપુરી બંગાલી બાબુના સગા ભાઈ હતા અને તેમને કોઈ અવલાદ નહોતી, એટલા માટે તેમણે અમે બંને બહેનોની પરવરિશ સગી અવલાદ પેઠે કરી. તમે જાણો છો કે અમારા શિક્ષણનો બધો ભાર તેમની ઉપર હતો તેથી અમે તેમના ઘણાં આભારી છીએ એટલે જેવી રીતે તમે રઝીઉદ્દીન સાહેબને રૂા. ૧૦૦૦ મોકલી આપ્યા તેવી રીતે

અમો બંને બહેનો તરફથી એ બાપુજીની સેવામાં રૂ. ૧૦૦૦ મોકલી આપીએ. "

માલતીના આ લાંબા સંભાષણથી હું હેરતમાં પડી ગઈ અને અલ્લાહે કેવા સંજોગોમાં બંને બહેનો અને મણીનો મેલાપ કરાવ્યો તે ઉપર વિચારવા લાગી.

પોતાના પાપોથી તવબા કર્યા બાદ માણસ એવો થઈ જાય છે કે જાણે તેણે કોઈ પાપ કર્યું જ નથી. ઈસ્લામમાં આ એક એવો ઉત્તમ મસઅલો છે કે જેની જોડી ક્યાંય જોવામાં આવતી નથી. જો આજે મણીના કુટુંબમાં આ મસઅલા પર અમલ હોત તો મણીને કોઈ વાતનું દુઃખ નહોત કદાચ તેનો પિતા, પુત્રી પ્રેમમાં કાંઈક નરમ થાત તો નાત જાતના બંધનોના કારણે તે પોતાની પુત્રીનો સ્વીકાર કરી શકે નહિ. કદાચ આ અડચણ ન હોત તો મણી ક્યારનીય પોતાને ઘેર પહોંચી ગઈ હોત. મેં મણીની મુસીબત સાંભળી અને તે જે પશ્ચાતાપના આંસુ વહાવી રહી હતી, તે ઉપરથી મને લાગ્યું કે તે મારા કરતાં પણ વધુ પવિત્ર થઈ ગઈ છે. મેં તેને ભારે હેત પુર્વક મારી પાસે રાખવાનો વિચાર કરી લીધો અને મોહીની તથા માલતીએ પણ મારા આ વિચારને વધાવી લીધો.

મેં તરત જ પેલી ઘરડી વેશ્યાને બોલાવી અને મણીને મુકી દેવા માટે સમજાવી. ૨૦૦ રૂપિયા લઈને તે મણીને મુકી દેવા તૈયાર થઈ ગઈ. મેં તરતજ ૨૦૦ રૂપીયા ગણી આપ્યા એટલે તે ચાલતી થઈ. મેં મણીને એક ઓરડો આપ્યો અને તેની બીમારીનો ઉંચ પ્રકારનો ઈલાજ શરૂ કરી દીધો, ખાવા પીવાની પરહેજી રાખવા અને આરામ પહોંચાડવા માટે મેં દાસીઓને તાકીદ કરી. આવી રીતે મણીનો ઇલાજ થવા માંડયો.

મારૂં મકાન મુંબાઇના સરીયામ માર્ગ ઉપર હતું. મકાનના ઉપરના ભાગમાં બારીઓ ઉપર ચકો પડી રહેતી હતી, અને પુરસતના સમયે અમે ત્રણે ચંક્રામાં બેસી માર્ગની સહેલ કરતા હતા. મુંબાઈમાં બહારથી આવનાર કોઈ પણ પરદેશી ભીંડી બજારમાંથી પસાર ન થાય એ અસંભવિત હતું. દરરોજ લખનૌ, દીલ્લી, આગરા, લાહોર, અમદાવાદ, કલકત્તા, મદરાસ, વિગેરે શહેરોના માણસો નજરે પડતા હતા. કોક વખત લાહોર લખનઉમાં જોએલા માણસો પણ એ માર્ગે પસાર થતા જણાતા. મુંબાઈ મોટું શહેર છે. વેપારનું મુખ્ય મથક છે. વીલાયત, આફ્રીકા ને હજે જનારા પ્રવાસીઓ પણ આ શહેરમાં આવીનેજ જાય છે. તેથી સવારના પાંચથી રાતના બે વાગ્યા સુધી આ રસ્તો માણસોથી ભરેલો રહે છે. એક દિવસે મારી નજર એક એક એવા માણસ પર પડી જેને હું ઓળખતી હતી. સ્મરણ શક્તિ ઉપર લગાર ભાર આપતાં મેં એ માણસને તરતજ ઓળખી લીધો, તે આગરાનો મીરઝા મકસુદ હતો, જેને કારણે મને આગ્રા મુકવું પડયું હતું. પહેલાં તો હું તેને જોઇ બીહવા લાગી, પણ ફરી મેં વિચાર્યું કે અહિં મારૂં આ કાંઈ બગાડી શકતો નથી.

મેં તરતજ દાસીને મીરઝા મકસુદને દેખાડયો અને કહ્યું–"તું એની પાછળ જા અને જોઈ આવ કે તે કયાં ઉતર્યો છે, અને જો લાગ મળે તો એટલી બાતમી પણ લેતી આવજે કે એ શા માટે આવ્યો છે ?"

આ સાંભળી મોહીનીએ પુછયું–"આ કોણ છે કે દાસીને મોકલવી પડે છે."

"આ આગ્રાના મીરઝા મકસુદ છે, જે મારી આ મુસીબતોનું કારણ બન્યા છે; છતાં જે કાંઈ થયું, તે સારૂં જ થયું છે, મને એમની સામે કાંઇ ફરિયાદ નથી."

"હું ફરીયાદ વિષે નથી પુછતી, મહેરબાની વિષે પુછું છું."

" મને એમનાથી એક કામ લેવું છે, તેથી કેટલાક દિવસ હું એમને અહિં રોકવા માગું છું. "

આ વાતો થયા પછી અર્ધો એક કલાક વિત્યો હશે કે દાસી પાછી ફરી અને કહેવા લાગી—" આ માણસ આગ્રાનો રહીશ છે અને હાજીઓના મુસાફરખાનામાં ઉતરેલો છે. એની ફોઈ કરબલા ગઈ છે; તે આવનાર હોવાથી તેને લેવા માટે આવ્યો છે. એક બે અઠવાડીયા રોકાવાનો છે.

હું આ સાંભળી ચુપ થઈ ગઈ અને મીરઝા મકસુદને કેવી રીતે અહિં બોલાવવો એ વિષે વિચારવા લાગી. બે દિવસ સુધી વિચાર કરતી રહી પણ કોઈ યુક્તિ સમજમાં ન આવી. ત્રીજે દિવસે મેં જોયું તો એક સ્ત્રીને લઈ મીરઝા મકસુદ પોતે દવાખાનામાં આવી પહોચ્યા. મેં દરવાનને કહેવડાવ્યું કે જો આ બાનુની સાથેનો પુરૂષ ઉપર આવવા ચાહે તો આવવા દેજો. મીરઝા મકસુદ રંગીલા સ્વભાવનો માણસ હોવાથી તે અમારા રૂપ અને વિવેકની પ્રખ્યાતિ સાંભળી ચુકયો હતો; એટલે એકાદ વેશ્યાને ઈલાજના બહાને સાથે લઈને આવ્યો. દરવાને ઉપરનો રસ્તો દેખાડયો; એટલે મોટા હોલમાં બંને આવીને બેઠાં. મારી સુચના મુજબ માલતી અને મોહીની બંને એ ઓરડામાં ગઈ અને હું અંદરના ઓરડામાંથી ચકો દ્વારા એમની હિલચાલને જોવા લાગી. મીરઝા મકસુદે જ્યારે એ બંને બહેનોને આવતી જોઇ તો માન ખાતર ઉભો થઈ ગયો અને શેક હેંડ કરવા હાથ લંબાવ્યો. આ જોઇ તરતજ મોહીનીએ પોતાનો હાથ ન આપતાં કહ્યું—

" આપનો અહિં આવવાનો હેતુ શેક હેન્ડ કરવાનો છે અથવા આ બાનુનો ઈલાજ કરાવવાનો છે, જે દસ મિનિટ પહેલાં બીલકુલ તંદુરસ્ત હતી, અને આપથી હાથ મિલાવતાંજ બીમાર થઈ

ગઈ. " આ સાંભળી મીરઝા ભોંઠા પડયો. છતાં શરમીંદગી દુર કરતાં બોલ્યો—

" હાથ મીલાવતાં બીમાર થઇ ગઈ એટલે ? "

" હું ભુલી " મોહીની બોલી—" બીમાર નથી થઇ, બીમાર બનવાની ઇચ્છા કરવા લાગી. "

" નહિં આ વાત નથી. આની આંખોથી ઓછું દેખાય છે, તેથી કોઇ સારા સુરમાની તલાશમાં હું એને અહિં લાગ્યો છું. " આ સાંભળી મોહીની બોલી:—

" આપનું કહેલું બરાબર છે એની આંખથી ઓછું દેખાતું હોય તો કાંઈ નવાઈ નથી. આંખે આંધળી ન હોત તો આપના જેવા પ્રવીણ પુરૂષને પારખવામાં ભુલ કેમ કરત ? " આ સાંભળી પેલી વેશ્યા હસી પડતાં બોલી—

" આ પોતે આંધળા હશે હું શા માટે આંધળી હોઉં " આટલું સાંભળી મોહીનીએ તેને સંબોધતાં કહ્યું.

" જ્યારે આમણે તમને પોતાના માર્ગ દર્શક બનાવ્યા તો ફરી તમને એ આંધળા કહી શકતા નથી. હા, તે પોતે આંધળા બને તો એક વાત છે કે તમારા ટેકાથી તેઓ અહીં સુધી આવ્યા." આ સાંભળી મીરઝા બોલ્યા:—

" હું આંધળો ન હોત તો અહીં સુધી કેવી રીતે પહોંચત. "

આ સાંભળી મોહીનીએ ખડખડાટ હસતાં પોતાનો હાથ આગળ કરતાં કહ્યું:—

" તમે ખુલ્લા દિલનો ઈકરાર કરી લીધો તો લાવો હાથ, હવે શેકહેન્ડ કરવામાં કાંઈ હરકત નથી. ખરૂં બોલનારને ઈનામ મળવો જોઈએ. "

મીરઝાં મોહીનીથી હાથ મેળવીને ભારે ખુશ થયા અને ખીસામાંથી બે સોના મહોરો કાઢીને આપતાં બોલ્યાઃ—

" નાડી જોવાની ફી છે. " ફી લેવાનો ઈનકાર કરતાં સોના મહોરો પાછી આપવામાં આવી અને મીરઝાને કહેવામાં આવ્યું કે આપ ચાહો ત્યારે આવી શકો છો. મીરઝાને આટલુંજ જોઈતું હતું. તેઓ ખુશી થતાં ગયા અને બીજે ત્રીજે આવવા લાગ્યા. અને કલાકો સુધી માલતી અને મોહીનીથી વાતો કરતા હતાં. હું તો પરદામાં હતી તેથી કોઈ વખત તેમની નજરે ચઢી નહીં. માલતી અને મોહીની એમને બનાવવામાં લગારે કસર રાખતી નહોતી. અને તેઓ એમ સમજતા હતા કે આ બંનેમાંથી અવશ્ય એક મને મળી જશે. બંને બહેનોનો વર્તાવ એવો હતો કે દુરથી જ વાતો થતી. પહેલા દીવસે મોહીનીએ શેકહેન્ડ કરવાની તક આપી પણ તે પછી એટલી છુટ પણ તેમને આપવામાં ન આવી.

અમારી પવિત્રતા અને સારા ચાલ ચલણની આખા શહેરમાં ખ્યાતી હતી. મીરઝા પણ એનાથી જાણીતો હતો અને તેણે પોતે અહીં આવીને અમારી પવિત્રતા જોઈ લીધી. અમારી રહેણી કરણી અને આચાર વિચારથી તેની હિમ્મત આગળ પગલું ભરવાની ચાલતી નહોતી. તે પોતે એમ સમજી રહ્યો હતો કે આ બંને મારા ઉપર મરી ફીટે છે. છતાં બંને માંથી કોની સાથે લગન કરવો એ એક સવાલ હતો. મોહીની અને માલતીએ મીરઝાને એવા ચક્કરમાં નાંખ્યો હતો કે તેને કોઈ વાતની સુઝ પડતી ન હોતી. તે વધારે છુટ લેતાં ગભરાતો હતો. કેમકે જો કદાચ વધારે છુટ લીધી, અને એને સાફ જવાબ મળી ગયો તો એનું જીવન નકામું બની જશે. એક દિવસ મોહીનીની તબિયત કાંઈક ઠીક નહોતી, તેથી માત્ર માલતીજ મીરઝાની આગળ આવી. મીરઝાએ આ તકને એળે ન જવા દીધી. તરતજ પોતાની ટોપી તેના પગો ઉપર મુકીને હાથ

જોઈને સામે ઉભો થઈ ગયો, માલતી આવી વિચિત્ર હાલત જોઈ ચોંકારી ઉઠી અને ઠોકરથી ટોપીને હડસેલી દીધી. " મીરઝા ! આ શું મુર્ખતા છે ? બીજીવાર અહિં આવવું છે કે નહિં ? "

આ સાંભળતાંજ મીરઝાના હોશ ઉડી ગયા. ટોપી માથા પર મુકી કુરસી પર બેસી ગયો. આ સ્થિતિ જોઈ મને હસવું આવી ગયું. થોડીકવાર ચુપકીદી પથરાયા બાદ માલતી બોલીઃ–

" હવે આપની તબીયત કેમ છે ? "

" તબીયતનું શું પુછો છો ? મારો કે જીવાડો એ આપના હાથમાં છે. ઘણાં દીવસ પછી તક મળી તો મુર્ખમાં ખપવાનું થયું. એ પણ મારાં ભાગ્યની વાત છે. " આટલું બોલતાં મીરઝાની આંખોમાંથી અશ્રુ વહેવા માંડયા. આ જોઈ માલતી બોલીઃ—

" તમારામાં બુદ્ધી ને લગારે સમજ હોય એમ લાગતું નથી. જોતા નથી કે હોલના ચારે કોરના બારણાં ઉઘાડા છે. મકસુદ બેગના બદલામાં તમારૂં નામ મુર્ખ બેગ હોત તો તે વધારે બંધ બેસત. "

" જે કહો તે ખરૂં આપ કહેવાને માટે સરજાયા છો અને અમે સાંભળવા માટે, ખુદાનો શુક્ર છે કે એકાંતમાં વાત કરવાનું સુભાગ્ય તો પ્રાપ્ત થયું. "

તે દીવસે માત્ર આટલી જ વાતચીત થઈને મીરઝાને વિદાય કરી દીધા. પણ મીરઝાને ચેન ન્હોતું. બીજે દીવસે ફરી આવ્યા એટલે મોહીનીએ તેમનો સત્કાર કરતાં કહ્યુંઃ—

" કોણ જાણે કાલે તમે માલતીને શું કહ્યું કે તે અહીં આવવા ના પાડે છે, એટલા માટે મારે આવવું પડયું, અને તે પણ એટલાજ માટે કે જે કાંઇ કહેવું છે તે ચોખે ચોકખું કહી દઉં. અત્યાર સુધી હું એમ ધારતી હતી કે તમને મારા પ્રત્યે ભાવ છે, પણ કાલે જણાયું કે તમને મારા કરતાં માલતી તરફ વધારે સ્નેહ છે,

પણ એમાં મુશ્કેલી એ છે કે માલતી તમને બીલકુલ ચાહતી નથી. હા, મને તમારા તરફ ભાવ છે, પણ તમે મારા પ્રત્યે પ્રેમ ધરાવતા નથી, એટલે આ સંધ કાશીએ કેવી રીતે પહોંચે ?

" હું આપ પ્રત્યે પ્રેમ નથી ધરાવતો એની કાંઈ સાબિતી ?"

" એક અંતરમાં બે નો સમાવેશ થઈ શકતો નથી; જ્યારે તમે માલતીને અંતરમાં સ્થાન આપ્યું તો ફરી મારૂં સ્થળ ક્યાંથી હોય ? "

" તમે શું જાણો કે મારા અંતરમાં શું છે ? કાલની વાતો માત્ર મનરંજન અર્થેજ હતી. "

" તો આજે પણ એમજ હશે ને ? " મોહીનીએ મીરઝાને પોતાની જાળમાં સપડાવા પાસો ફેંકતાં કહ્યું-" જો અમારા બને-માંથી એકને એમ સાબિત થઈ જાય કે તમે ખરા દીલથી ચાહો છો, તો તે તમારી દાસી બનવા તયાર છે. પહેલા દિવસે તમે જે બાનુને અહિ લાવ્યા હતા તેને પણ કાંઈનિ કાંઈ આશા તો આપીજ હશે ને ? ખરી વાત એ છે કે પુરૂષોની વાતચીતમાંથી ખરૂં કયું ને ખોટું કયું તે પારખવું સ્ત્રીઓ માટે મહા કઠણ છે. "

આ વાતો સાંભળી મીરઝા નરમ ઘેંસ થઇ ગયા. બંને સુંદરીઓ એમને ચાહે છે બસ એ શબ્દોજ એમના માટે અમૃત સમાન હતા. તરતજ બોલ્યાઃ—

" હું એ કાંઈ ન જાણું. મારા મનથી તો તમે બંને એક એકથી રૂપ લાવણ્યમાં ચઢીયાતી છો. હું રૂપનો પુજક છું અને તમો બંનેને ચાહુ પરંતુ એક મળી જતાં બીજીની ઈચ્છા નહીં કરૂં. મારી માલ મીલકતમાંથી મને વાર્ષીક પંદર હજારની આવક થાય છે. જો એ બધી મિલકતને વેચી નાંખું તો લાખો રૂપીઆ ઉપજી શકે છે. મુંબઈ પ્રેસીડેન્સી ટાઉન છે તેથી આખા હિંદના દસ્તાવેજોની રજીસ્ટરી

અહીં થઈ શકે છે. આપનો હુકમ હોય તો હું અબઘડી મારી તમામ મીલકત આપના નામે ચઢાવી દઉં. કોઈને આગ્રે મોકલીને પોતાના મનનું સમાધાન કરી લો એ કરતાં વિશેષ ખાત્રી કેવી રીતે આપું. આખી જીંદગી માટે હું આપનો ગુલામ બનીને રહેવા તૈયાર છું. ”

“ આમ મિલકત આપી દેશો તો માલતીના માટે શું રહેશે ? ”

“ મારૂં દિલ રહી જશે તે જે ચાહશે તેને મળશે મારી નજરોમા તમે બંને એક છો તમારામાંથી જે ચાહે તે પોતાનો ગુલામ બનાવી લે. ”

“ હું તમારા જેવા દિલફેંકની ઈચ્છા નથી રાખતી, તેમજ માલમિલ્કતની પણ પરવા કરતી નથી. હું તો એવા માણસને ચાહું છું જેના આચાર વિચાર રહેણી ને નિતિને હું પસંદ કરૂં. મનુષ્યમાં ઉંચ નિતીજ એક કિંમતી જવહર છે. માલમિલ્કત ને ધન દોલત તો ધુપ છાંવ છે. સમજુ માણસોની નજરમાં તેની કાંઈ કિંમત નથી. ખાસ કરી મારા માટે તો પતિની માલમિલ્કત કોઈ પણ જાતની કિંમત રાખતીજ નથી. હું પોતે એટલી લાયકાત ધરાવું છું કે જે વડે મારૂં ગુજરાન અમીરોની પેઠે કરી શકું છું. અલબત તમે જે કાંઈ કહ્યું છે, તે હું માલતીને કહીશ અને કદાચ તે સ્વિકાર કરી લે. વળી તમે માલતીને મારા કરતાં વધુ ચાહો છો; જેની સાબિતી કાલે મળી ગઈ છે, એટલે આપ પધારો, ખુદા હાફિઝ ! ”

મીરઝા ખુદા હફિઝ શબ્દ સાંભળતાં એક લાંબો હાયકારો નાંખી વિદાય થયા, અને બીજે દીવસે ફરી આવ્યા. માલતી ઓરડામાં મવજુદ હતી. મીરઝા હજુ કુરસી ઉપર બેસવાય પામ્યા નહતા કે માલતીએ ટકોર કરીઃ—

“ કાં સાહેબ ! પેલો દસ્તાવેજ લાવ્યા ? જેની લાલચ કાલે મોહીનીને આપી હતી. આવી ઉડાઉ વાતો બજારમાં બેસનારી

વેશ્યાઓ સાથેજ કરો. ઉંચ કુટુંબની બાનુઓ સાથે આવી વાતો આપને પોતાને હલકા પાડી દેશે. "

આ સાંભળતાંજ મિરઝા ઉઠીને ચાલતા થયા અને ત્રણ ચાર દીવસ વિત્યા છતાં આવ્યા નહી એટલે મને ચિંતા થવા લાગી કે જે કામને માટે મેં મીરઝાને મેળવી રાખ્યો છે તે કામમાં ભારે અડચણ ઉભી થશે. પરંતુ પાંચમે દીવસે મીરઝા રજીસ્ટર્ડ થએલો દસ્તાવેજ લઇને આવ્યા અને માલતીના પગો ઉપર તે મુકી દીધો. માલતીએ દસ્તાવેજ વાંચ્યો તો તેનો સાર નીચે પ્રમાણે હતો.

" મારે માલતી સાથે લગ્ન કરવા છે તેથી હું આ દસ્તાવેજમાં લખેલી મારી તમામ મિલકત માલતીને બખશીશ કરૂં છું લગ્ન પછી આ બધી મિલકતની ગણત્રી મહેરમાં થશે. "

મીલકતની પુરેપુરી વિગત હતી અને એક બખશીશ નામાના દસ્તાવેજમાં જે વાતો જોઇએ તે બધી વીગતવાર લખેલી હતી.

દસ્તાવેજ વાંચી રહ્યા બાદ માલતી બોલી:-" મોહીનીને જે વાતની ધારણા હતી તેજ ખરી પડી. એટલે આપને બંનેમાંથી કોઇની સાથે પ્રેમ નથી. આ દસ્તાવેજના બદલામાં તમે મને વેચાણ લેવા ચાહો છો. આ બખશીશ નામું બદલા વગરનું નથી. પ્રેમ તો ત્યારે ગણાય કે આપ આપની બધી મિલકત કાંઇ પણ બદલા વગર મારા નામ ઉપર ચઢાવીને મને સતા આપત કે હું ચાહું તેને આ મિલકત આપી દઉં." આ સાંભળી મીરઝાએ ભારે હાવકાઇથી કહ્યું:-

" ઇસ્લામમાં બીજા ધર્મો કરતાં સ્ત્રીઓને વધારે સ્વતંત્રતા આપવામાં આવી છે. સ્ત્રીઓની યુવાવસ્થા ઘણીજ કિમતી હોય છે, એટલા માટે તેની કીમત મહેરના નામે અદા કરવામાં આવે છે. ઇસ્લામની આ રીત આખા જગતની રિતીઓ કરતાં બહુ જ ઉત્તમ સાબિત થએલી છે. સ્ત્રી અને પુરૂષના આરામ અને આસાયશ માટે મહેરની રકમનું નક્કી થઇ જવું જોઇએ. એટલા માટે જ મેં

મારી તમામ મિલ્કત તમને મહેરમાં આપી દીધી છે. અલબત એટલી ભુલ થઈ છે કે એમાં મેં મારૂં દિલ કાઢીને મુક્યું નથી, તેમજ આંખો કાઢીને રાખી નથી." આ સાંભળી માલતી બોલી:—

"દસ્તાવેજ રાખી લઉં છું અને ફરી હું એના પર વિચાર કરીશ."

મીરઝાના મનમાં આશા બંધાઈ ચુકી હતી અને વાતોમાં પણ છુટ હતી તેથી બોલ્યા:—

"મારી પાસે કુલ રોકડા બસો રૂપીઆ હતા જે રજીસ્ટર્ડ સ્ટામ્પમાં લાગી ગયા હવે ફુટી દમડી પણ નથી. ખાવાપીવાનો બંદોબસ્ત આપને ત્યાં કરો નહીં તો મીરઝા સાહેબને લાંઘા કરવા પડશે."

આ સાંભળી માલતીએ તરત જ દાસીને બોલાવી સવાર સાંજ મીરઝા સાહેબને મુસાફરખાનામાં જમણ પહોંચાડવાનો ઓરડર આપી દીધો.

હવે મીરઝા સાહેબ દીવસમાં બે વાર આવવા લાગ્યા. અને કેમ ન આવે. એ બાપડાની બધી માલ મિલકત તો માલતીના નામે ચઢી ચુકી હતી, મોહીની અને માલતી બંનેને મીરઝાથી સખત સુગ હતી પરંતુ તેમણે જે કાંઈ કર્યું તે મારા લીધે કર્યું અને મને મીરઝાથી જે કામ હતું તે હવે હું જણાવું છું.

વર્તમાન પત્રો ઉપરથી અમને જણાયું હતું કે ઈલીયાસે લંડનમાં બેરીસ્ટરીની પરિક્ષા પસાર કરી છે અને તે હવે આજકાલમાં હિંદ આવશે લંડનથી હિંદ આવનારા મુસાફરો મોટા ભાગે મુંબઈના બંદરે ઉતરે છે તેથી ઈલીયાસ મુંબઈ આવે તો મારે ત્યાં આવે એવી ગોઠવણ કરવાનો મારો વિચાર હતો અને એટલા માટે મે બારીકીથી

વર્તમાન પત્રો વાંચવા માંડયા હતા. વીલાયતથી આવનારા મુસાફરોનું લીસ્ટ લંડનથી રવાના થતી વખતેજ વર્તમાન પત્રોને પહોંચાડવામાં આવતું હોવાથી તેઓ મુંબઇ પહોંચે તે પહેલાં વર્તમાન પત્રોમાં પ્રગટ થઇ જતું હતું ઇલિયાસનું નામ પણ લંડનથી રવાના થતાંજ વર્તમાન પત્રોમાં પ્રગટ થઇ ચુકયું હતું. એટલે મેં માલતીની મારફતે મીરઝાને બોલાવ્યો. અને કહ્યું કે વીલાયતથી કેટલાક હિંદી મુસ્લિમ યુવકો આવી રહ્યા છે. તેમના આચાર વિચાર અને રહેણી કરણી જોવાનો તુરકાના ખાતુનને શોખ છે એટલા માટે તેઓ જે દીવસે મુંબઈમાં આવે તેજ દીવસે તેમને અમારા તરફથી ડીનર આપવામાં આવે અને બની શકે તો શહેરમાં કોઈ જલસાનો પણ બંદોબસ્ત થાય તો સારૂં કેમકે આ યુવકોજ કવમના ભવિષ્યને ઉજવળ બનાવનારા છે માટે જે દીવસે એ યુવકો બંદર ઉપર ઉતરે તે દીવસે તમે તેમને મળો અને ડીનરની દઅવત આપો પરંતુ તે યુવકોના અંતરો ઉપર એવી છાપ પાડવાની જરૂર છે કે આ મકાન તમારૂં છે. તમે પણ મહેમાન બનીને આવશો તો કદાચ તેઓ એક અંજાણ બાનુના આમંત્રણનો સ્વિકાર નહીં કરે.' આ સાંભળતાંજ મીરઝા મકસુદ બેગતો બિલકુલ નરમ ઘેંસ બની ગયા. અને સ્ટીમર આવવાની વાટ જોવા લાગ્યા.

શુક્રવારનો દીવસ હતો, સ્ટીમર આવવાની ભાળ મળતાંજ મીરઝા બંદર ઉપર ગયા અને તેમની સાથે હોટલ પહોંચ્યા. વર્ષો પછી યુવકો પોતાના હિંદી ભાઈને આવા વિવેકથી મળતાં જોઈ ઘણાં હરખાયા. વાતચીતમાં મીરઝાએ પોતાના બાપદાદાનું નામ બતાવ્યું જેઓ મુગલ શહેનશાહતમાં સારા દરજા ઉપર હતા તેથી યુવકોના મન ઉપર સારી છાપ પડી. ફરી વાત વાતમાં મીરઝાએ એક વાત ઘડી નાંખી અને પોતાનું મુંબાઈમાં રહેવાનું કારણ એવી સરસ રીતે જણાવ્યું કે ઇલયાસ તેની વાતોમાં આવી ગયો. મીરઝા

જુઠ બોલવામાં પુરો પાવરધો હતો, તેથી આવા તાજા વિલાયત મુસાફરોને દાવમાં લેવાનું કામ કાંઈ કઠણ ન હતું તેણે એક કિસ્સો ઘડી કાઢતાં કહ્યું—

“ તુર્કિથી કોઈ ઉંચ કુટુંબની બાનુ અહીં આવી ચઢી છે. જાણવામાં તે કોઈ લશ્કરી ડૉકટરની પુત્રિ કે વિધવા છે. બહુ મોટી ધનવાન અને સુશિક્ષત છે. ૪૦ કે ૫૦ વર્ષની વય છે. હિંદમાં શા માટે આવી છે, તે ભેદ ખુલતો નથી. તેણે અહીં બે હિંદી લેડી ડૉક્ટરનીઓને મેનેજર તરીકે રાખી દવાખાનું અને દવાઓની દુકાન ખોલી છે. હજારો રૂપિયાની આવક છે. આખા શહેરમાં આ બાનુ-ઓની ધુમ છે. હું મારી ફોઇને લેવા મુંબઈ આવ્યો હતો, પરંતુ આ બાનુઓના પ્રેમમાં એવો ફસાયો કે કાંઇ કહી શકતો નથી. કરબલાની સ્ટીમર આવી અને મારા ફોઈ આવ્યા ને વતન ચાલ્યા પણ ગયા છતાં મને પ્રેમ મસ્તીમાં કાંઈ ખબરજ ન પડી. આ બંને માંની મોટી સાથે મેં લગ્ન કરી લીધાં છે, તેથી હવે હું તો અહીંનોજ થઇ ગયો, બાપદાદાનું વતન આગ્રા મારાથી છુટી ગયું. હું આજે મારી ફોઈની તપાસ કરવા બંદર ઉપર આવ્યો હતો. તપાસ કરતાં જણાયું કે એક મહીનો થયાં તેઓ આવ્યા અને આગ્રે ચાલ્યા પણ ગયા. આ સાંભળી મને ભારે દીલગીરી થઈ પણ હવે શું થઈ શકતું હતું, એટલામાં બંદર ઉપર જ મને ખબર મળી કે આપ સાહેબો આજની સ્ટીમરમાં વીલાયતથી પધારો છો એ જાણી ભારે ખુશી થઈ કેમકે હું આપને સારી પેઠે જાણું છું. જ્યારે આપ દિલ્લીથી વીલાયત ગયા ત્યારે જ મને ખબર મળી હતી. હવે હું આપની સાથેજ દિલ્લી અને આગરે ચાલીશ જેથી લોકો સમજશે કે હું આપને જ લેવા માટે મુંબઈ આવ્યો હતો. ”

મીરઝાએ ઇલીયાસને એવી રીતે વાતોમાં લગાવ્યો કે ઇલીયાસે

પણ વીલાયતનું દાસ્તાન શરૂ કરી દીધું, મીરઝાએ બપોરનું ખાણું હોટલમાંજ ખાધું અને ત્યાંથી એક ચીઠી લખી મોકલી કે મી. ઈલીયાસ રાતનું ડીનર આપને ત્યાં ખાશે, તેમની સાથે તેમનો એક મિત્ર પણ હશે માટે ડીનરનો બંદોબસ્ત કરી રાખજો.

આ ચીઠી મળતાંજ અમે ત્રણેએ મકાનને સારૂં સુરૂ કરી એવી રીતે શણગાર્યો કે જોનારને એમજ લાગે જાણે વીલાયતનું કોઈ મકાન છે. મુંબઈમાં ઘરને લગતી દરેક વસ્તુ સ્હેલાઈથી ભાડે મળે છે. તેથી ઉચું ફર્નીચર અને જરૂરી સરસમાન ભાડેથી મંગાવી લીધું. સાંજ સુધી માં તો અમારૂં ઘર સ્વર્ગનો નમુનો બની ગયું.

માલતી અને મોહનીએ ઉંચો પોશાક ધારણ કર્યો. મણી હવે તંદુરસ્ત થઇ ગઈ હતી એટલે તેને પણ સારો પોશાક પહેરાવ્યો અને ત્રણેના ચહેરાઓ જાલીના કપડાના નકાબમાં છુપાવી દીધાં. જાલીમાંથી આ ત્રણેના ચહેરાની ચમક સારૂં જણાઇ આવતી હતી, મે પોતે મુંબાઈમાં તુરકી બાનુઓનો લિબાસ ધારણ કર્યો હતો. અને એક ઉંચી બનાવટનો કીમતી પોશાક પાંચસો રૂપિયાની લાગતથી તૈયાર કરાવીને ઈસ્તમબોલથી મંગાવ્યો હતો, તે મેં ધારણ કર્યો, અને જ્યારે હું એ પોશાક પહેરી આઈનાની સામે ઉભી રહી તો હું પોતે પોતાને ભુલી ગઇ.

સાંજના ૭ વાગે મકાન આગળ એક ગાડી આવીને ઉભી રહી. ગાડી આવ્યાનું સાંભળતાંજ મારા હોશ ઉડી ગયા. હૃદયનો ધબકારો વધી પડયો. અત્યાર સુધી મેં આ વાતનો ફેસલો કર્યો નહોતો કે મારે ઈલીયાસની સામે થવું કે નહીં હવે મારા અંતરમાં એનો પ્રેમ નહોતો છતાં તે ફોઈનો દીકરો હોવાથી તે મોહબ્બત બાકી હતી. વર્ષોથી જોયો નહોતો તેથી જોવાને મન ચાહતું હતું. પણ હું કાંઈ ફેસલો કરૂં તે પહેલા તેઓ આવી પહોંચ્યા ડ્રોઈંગ રૂમમાં સૌથી આગળ મીરઝા મકસુદ બેગ દાખલ થયો તેમની પાછળ

અંગ્રેજી લિબાસના બે જુવાનો હતા. જેમાંથી એકને મેં ઈલીયાસ તરીકે ઓળખ્યો. તેની સાથે તેનો મિત્ર હતો પાછળથી જણાયું કે બનારસની પાસેના કોઈ ગામનો રહેવાશી છે. વીલાયતથી બેરીસ્ટર બનીને આવ્યો છે અને મી. અસકરી નામ છે. મેં પરદાની પાછળથી ઈલીયાસને જોયો.

હોશ જાતા રહા નિગાહકે સાથ
સબ્ર રૂખસત હુવા એક આહકે સાથ

ચહેરો જોતાંજ પાછલા બનાવો તાજા થઈ ગયા. ખુદાવંદ તારા કાનુને કુદરતમાં ભારે બળ છે. આંખોએ સુંદર ચહેરો જોયો અને અંતરે સિફારશ શરૂ કરી દીધી. હૃદય જેવું ભોળું અને અવિચારી અવયવ ભાગ્યેજ આખા શરીરમાં બીજું કોઈ હશે. કયાં તો મારો એ વિચાર હતો કે અગર ઈલીયાસને આખી દુનિયાની દવલત મળી જાય, રૂપમાં યુસુફે સાની બની જાય તો એ હું તેની તરફ નહી જોઉં કેમકે તેણે મને નીચ સમજી તો ફરી તેને અને મારે શો સંબંધ ? મુંબાઈમાં મેં એને મળવાનો પ્રબંધ એટલા માટે રચ્યો હતો કે તે મારી પવિત્રતાથી જાણીતો થઈ જાય અને એની મારફતે મારા કુટુંબીઓને પણ ખબર પડે કે આબીદાએ ઘર મુકીને કુટુંબની નાક કપાવી નથી પણ મને શું ખબર કે ચહેરો જોતાંજ મારૂં મન લપસી પડશે. અને એની યાદમાં મારી પહેલાં જે સ્થિતિ હતી તે થઈ જશે. મેં માલતીને બોલાવી અને તેના કાનમાં કહ્યું:–"મારી સ્થિતિ મારા કાબુમાં નથી. તમે એમ સમજી લો કે હું ઘરમાં નથી તમે એ માટે ચાહે તે વ્યવસ્થા કરો પણ ઈલીયાસ પર આ વાત જાહેર ન થાય કે હું અહીં છું" આટલું કહી હું પલંગ પર પડી અને થોડીવાર સુધી એમને એમ રહી તે બાદ પરદાની પાસે જઈને બેઠી. આ વખત મારા દિલની હાલત અજબ હતી. કદાચ મનમાં આવતું કે હું જાહેર થઈ જાઉં

અને એને કહી દઉં કે " મારા જેવી અબળાને તેં જે જવાબ લખ્યો તે શું યોગ્ય હતો. " ઘણીવાર સુધી મારી એવી જ હાલત રહી એટલામાં પરોણાઓ જમીને પરવાર્યા. અને રવાના પણ થઈ ગયા, મેં જે સાંભળ્યું અને બીજાઓથી જે સાંભળ્યું તે અહીં ઉતારી લઉં છું જેથી વાંચકો પણ એ વાર્તાલાપથી જાણીતા થ જાય.

માલતી, મોહિની અને મણીએ ત્રણે મહેમાનોને આવકાર આપી ડરોઈંગ રૂમમાં બેસાડયા અને સૌથી પહેલાં માલતીએ ઇલીયાસને ચાનો પ્યાલો આપ્યો એટલે ઇલીયાસે માફી માંગતા કહ્યું:—

" આપની ઈચ્છા હોય તો મને પીવામાં વાંધો નથી પરંતુ સળેખમના લીધે માફ કરો તો સારૂં "

" તો કાફી પીઓ એ સળેખમને ખુશ્ક કરી દેશે. " માલતીએ તરત જ જવાબ આપ્યો તો અસકરીએ હંસતા હંસતા કહ્યું:—

" આ તો ડોકટરોનું ઘર છે અહીં ખાવા પીવા માટે કાંઈ વિચારવા જેવું છે જ નહીં. "

વાતચીતમાં ઈલીયાસે માલતીથી અમો બધાના હાલાત પુછ્યા તો તેણે મીરઝાની સામે જોઇ એમ કહીને આ વાત ઉડાવી દીધી કે:—

" આપની મવજુદગીમાં અમે આ સવાલનો શો જવાબ આપીયે ? "

તે પછી અસકરીએ મીરઝાને પુછ્યું:—" ઘુરકાના ખાતુન કેમ જણાતાં નથી. " તરતજ માલતીએ જવાબ આપ્યો:—

" તેઓ પારકા પુરૂષોથી પરદો કરે છે અને કોઈની સામે આવતાં નથી. "

" તો ફરી અમને નોતર્યા કોણે ? " ઈલીયાસે સવાલ કર્યો.

માલતીએ તરતજ મીરઝાની સામે જોતા કહ્યું:—" એમના આમંત્રણથી કદાચ એમ માનવામાં આવે કે તુરકાના ખાતુને જ આપને બોલાવ્યા છે તો કોઈ મુસલમાન બાનુ કોઈ મુસલમાન પુરૂષને ઈસ્લામના પ્રેમને લીધે જમવા બોલાવે તો એ કાંઈ જરૂરી નથી કે તે મેહમાનની સામે આવીને ઉભી રહે. તુરકો જે આજકાલ દુનિયાના મુસલમાનોના સરતાજ છે તેમનામાં પરોણાગતનો ભારે દસ્તુર છે. પોતાની કવમનો કોઈ માણસ જ્યારે બહારથી આવે છે, અને કોઈ ખાસ કાબેલીયતના કારણે માનને પાત્ર જણાય છે તો તુરકોમાં તેને જોવા અને મળવાનો જુસ્સો પેદા થઈ જાય છે તેથી તેઓ એ લોકો ભલે પારકા હોય પણ આપણા નજીકના સગા પેઠે સમજી તેમની ખાતર બરદાશત કરે છે, હિંદુસ્તાનમાં આ રીવાજ ઓછો છે. મીરઝા સાહેબે આપને આમંત્રણ આપ્યું તે માત્ર અમો લોકોના સહવાસથી જ છતાં પણ આપ એમને પોતાના મીઝબાન ન સમજો તો તે આપની ભુલ છે. "

" ભુલજ નહી પણ નગુણા પણું ને ના શુકરી પણ ? "

આ ઉપર બધા હસી પડયા. થોડીવાર પછી મીરઝાએ મણીને કહ્યું—

" શું આપને પીયાનો વગાડતા આવડે છે ? "

" આવડે તો છે પણ આપને પસંદ પડશે કે કેમ તે કહી શકતી નથી. " આટલું બોલી પીયાના પાસે જઇને બેઠી અને વગાડવું શરૂ કર્યું. આ જોઇ અસકરી એ ઇલીયાસના કાનમાં કહ્યું:-

" ભાઈ મામલો કાંઈ ગડબડી જણાય છે. મારા ધારવા પ્રમાણે તો આ મીરઝાનું સાસરૂંય નથી અને ન તો આમાંની કોઈ તેની પત્નિ છે. પરંતુ આ સ્થળ છે મજેદાર અને બાનુઓ પણ દિલ ચસ્પ છે. " આ સાંભળી તરજ ઇલીયાસે કહ્યું:—

" પણ ભવિષ્યમાં કાંઈ ઝગડો ન ઉભો થાય નહીં તો નકામા આપણા ચાલ ચલણ પર બટો લાગશે. "

" એવું તો કાંઈ જણાતું નથી. "

" હું પણ એમજ સમજું છું. "

મણીએ તથા તે પછી માલતી અને મોહીની એ પીયાનામાં એવી ગતો વગાડી કે પરોણાઓ સારી પેઠે રીઝાયા. અને અસકરીથી ન રહેવાયું તો બોલ્યાઃ—

" અમે જો કે પેરીસ અને લંડનમાં લાંબા સમય સુધી રહ્યા છીએ છતાં આવી દિલચસ્પીની મજલીસ કયાંય જોઇ નથી " આ સાંભળી ઈલીયાસે કહ્યું:—

" અમે ત્યાં નવરાઓની મજલીસમાં શામીલજ કયાં થયા છીએ નહીં તો આવી વાતોનો જન્મતો યુરોપમાં જ થયો છે. "

એકાદ કલાક સુધી આ મજલીસ જામ્યા પછી દાસીએ ટેબલ તૈયાર થવાની ખબર આપી એટલે બધા ટેબલ ઉપર જઈને બેઠા. ટેબલ ઉપર ખાણાની ગોઠવણ અને સફાઈ તથા ખાણું પીરસનારાઓની સુઘડતાઈથી પરોણાઓ ખુશ થઇ ગયા. વાતચીત દરમ્યાન મીરઝા મકસુદ બેગે પરોણાઓના મોટાભા બનતાં કહ્યું:—

" આપ હોટલમાં. નકામા ઉતર્યા છો અહીં જ શહેરમાં આવી જાવ તો શું ખોટુ છે. " આ સાંભળી તરતજ ઈલીયાસ બોલી ઉઠયો. " વાત તો મુનાસબ છે. "

મીરઝાએ માત્ર આ એક વાત કહી દીધી. એને સ્વપ્ને પણ વિચાર નહોતો કે આ લોકો આવવાને તૈયાર થઇ જશે. એટલે લગાર ઝંખવાણો પડી આમ તેમ જોવા લાગ્યો અને કાંઈ કહેવા ચાહતો જ હતો કે માલતી બોલી:—

" આ પાસેનું મકાન અમે ભાડે રાખી લીધુ છે અને તદ્દન ખાલી છે. ચાહો ત્યારે આપ લોકો અહીં સરસામાન લઇને આવી શકો છો. "

મીરઝાની વાત રહી ગઈ તેથી તેની લજ્જા દુર થઈ અને બીજે દીવસે એ લોકો હોટલમાંથી સર સામાન લઈને પાસેના ઘરમાં આવી પહોંચ્યા. મીરઝા પણ પોતાના સર સામાન સાથે પહેલાંથી આવી ધમકયા હતા. જ્યારે સર સામાન મુકીને ત્રણે ઠરીઠામ થયા તો અસકરીએ મીરઝાને કહ્યું:—

"અમે એમ માનીયે છીએ કે આ ન તો તમારૂં સાસરૂં છે અને ન તો આ ત્રણે પરી પેકરોમાંથી કોઈ તમારી પત્નિ છે માટે સાફ સાફ કહી દો કે આ ભેદ શો છે? ઈલીયાસ તો આવા ભેદી મકાનમાં આવતાં અચકાતા હતા પરંતુ હું તેમને ભારે આગ્રહથી લાવ્યો છું. મેં એમને એજ કહ્યું કે જોવાને સુંદર ચહેરા, રહેવાને સારૂં મકાન, ખાવાને ઉમદા પકવાન, દિલ ખુશ કરતી દિલચસ્પ સોહબત મળે તો ઈનકાર કરવો કુફરાને નેઅમત છે."

આ સાંભળી મીરઝાએ અંતર ખોલતાં કહ્યું:-"ખરી વાત આ છે કે હું આ સુંદરીઓ ઉપર આશક છું."

"આ સુંદરીઓ પર એટલે?" ઈલીયાસે પુછયું:—

"મારી આંખો નાનપણથી સુંદર ચહેરાઓ જોવાને ટેવાએલી છે. અહીં એકથી એક સરસ સુંદરતાની ખાણો છે એટલે એમાંથી એક પણ મળે તો હું મારો દીન અને ઈમાન વેચવાને તૈયાર છું. મેં એમને લગ્નનો પેગામ આપ્યો છે અને કાંઈક આશા પણ બંધાઈ ચુકી છે."

"તમારા પિતાતો ભારે પ્રખ્યાત પુરૂષ હતા. અને જમીન જાગીર ધરાવતા હતા."

"હા ઘણી જાગીર હતી. એ બધી ઉડતાં ઉડાવતાં આજે પણ મોટી જાગીરનો માલીક હતો પણ એ બધી જમીન જાગીર મેં આ સુંદરીઓમાંની એકના નામે ચઢાવી દીધી છે છતાં પણ એ રાજી નથી થતી."

" શું જમીન જાગીર એમના નામે ચઢાવતાં પણ સાફ નન્નોજ જવાબમાં મળે છે ? અસકરીએ ભારે અજાયબીથી પુછયું. તો મીરઝા બોલ્યોઃ—

" હા, હા, હજુએ નન્નો છે "

" તો ફરી લઈ લો એ દસ્તાવેજ ? "

" તમે તો છો બાળક ! બાળપણમાં વીલાયત ગયા ને ત્યાં ભણવામાં રહ્યા. તમે શું જાણો કે આ સુંદરીઓમાં શું છે ? મારી જાગીર જમીન તો શું વીસાતમાં છે અગર મોટી સલતનત હોત તોય હું એમને આપી દેત. મીયાં દિલની લગની બુરી હોય છે. મારી આખી જીંદગીમાં આવી સુંદરીઓ જોઈ નથી. હા, કેટલાક વર્ષ પહેલાં મારી નજરે એક છોકરી ચઢી હતી અને તે અપ્સરા સમાન હતી. પણ હવે તેની વાત કરવી નકામી છે. ભાગ્યની વાત છે કે તે મારા હાથમાંથી છટકી ગઈ. " આ સાંભળી ઈલિયાસ બોલ્યો.

" તમારા જેવા રૂપ પુજકો બધાજ મુર્ખા હોય છે. જ્યાં કોઈ સારી શીકલ જોઈ કે દિવાના બની ગયા. એટલે મારા ધારવા પ્રમાણે તો તમે આ સુંદરીઓના રૂપમાં અંજાઈને બધું ખોઈ બેઠા. પણ આ મુંબઈની વેશ્યાઓ જેવી છે તમને ભુલ થાપ આપી તમારી માલમિલકત લઈ લીધી. હવે તમે ઉલ્લુ જેવા ફર્યાં કરો. બે ચાર અઠવાડીયામાં તમે એમનો પીછો નહીં મુકો તો ચોરીનો આરોપ મુકી તમને જેલખાને મોકલી દેશે અને તમે હાથ ઘસતા રહી જશો અને તે તમારી મીલકત પચાવી પડશે."

ઈલિયાસની આ વાત સાંભળી મીરઝા ચોંકયો અને ભારે વિચારમાં પડી ગયો. કોઇ રીતે મને આ વાત ચીતની ખબર પહોંચી ગઈ એટલે સાંજના ખાણા વખતે જયારે એ ત્રણે મારે ત્યાં એકઠા થયા તો મને એ ત્રણે કાંઈ ભરમાયલા જણાયા. મારી ત્રણે

સાહેલીઓને પણ આ વાતની ખબર હોવાથી તેઓ પણ તેમની સાથે આ બાબે વાર્તાલાપ કરવા તૈયાર હતી. જ્યારે માલતીએ ચાનો પ્યાલો ઈલયાસને આપ્યો તો તેણે ઈનકાર કરતાં કહ્યું:—

"તમારા મીરઝાજીને આપો."

માલતીએ ચાનો પ્યાલો ટીપાટમાં ખાલી કરતાં કહ્યું:—

"આ મોમિન મુસલમાનોનો માલ છે તેની જો કદર કરવામાં ન આવે તો પાછો લઈ લેવોજ બહેતર છે." આ વાક્ય સાંભળતાંજ આવેલી તક જવા ન દેતાં અસકરી બોલ્યો:—

"એમજ છે તો ફરી મીરઝા બાપડો પસંદ ન પડયો તો તેનો દસ્તાવેજ પાછો ફેરવવો હતો ને ?"

આ સાંભળતાં ભારે ગંભીરતાથી માલતી ઉઠી અને કબાટ ઉઘાડી તેમાંથી દસ્તાવેજ કાઢયો અને લાવીને ઈલીયાસના હાથમાં મુકી દીધો અને કહ્યું:-"વાંચો" ઈલીયાસે દસ્તાવેજ પહેલાંથી છેલ્લાં સુધી વાંચ્યો તો જણાયું કે મીરઝાએ પોતાની તમામ માલ-મીલકત મોહીનીના નામે ચઢાવી દીધી છે અને મોહીની એ બધાની પુરી માલીક બની ચુકી છે.

જ્યારે ઈલીયાસ દસ્તાવેજ વાંચી ચુકયો તો માલતીએ કહ્યું:-

"આ દસ્તાવેજની રૂએ મોહીની કોની થઈ?"

"મોહીની ચાહે તો મીરઝાની".

"પણ તે આજે એમની સાથે રહે અને કાલે ન ચાહે તો મીરઝાનું કાંઈ ચાલે ?"

"કેમ ન ચાલે, મીરઝા જબરાઈથી મોહીનીને પોતાની કરશે." અસકરી બોલ્યો એટલે ઈલીયાસે કહ્યું:-

"નિકાહ થઈ જાય તો પછી, પણ અહીં તો નિકાહ થયોજ નથી ને મિલકત મોહીનીની થઈ ગઈ."

" પણ આપ ધારો કે નિકાહ થઈ ગયો પણ મોહીની એમની સાથે રહેવાને ઇનકાર કરે તો ચાલી શકે કે નહીં ?"

" નિકાહ પછી તો મોહીનીને રહેવુંજ પડે." ઈલીયાસ બોલ્યો:–" કાંઈ સ્ત્રીઓ પુરૂષોને તલાક આપી શકે ?"

આ સાંભળી માલતી ખુબ ખીલી એટલે ઈલીયાસ અને અસકરીને કહ્યું:–

" આપ સાહેબો વિલાયતમાં શું કરતા રહ્યાં ? એટલું પણ નથી જાણતા ? જાણ્યામાં ડીનરો આપીને બેરીસ્ટરની સનદ લાવ્યા છો. હું તો ધારૂ છું કે આપે શરે મોહમ્મદીનું વાંચનજ કર્યું નથી. જનાબ ! મહેર તો એક સાધારણ વસ્તુ છે. ઓછામાં ઓછા પાંચ રૂપીયાની મહેરમાં પણ નિકાહ થઈ શકે છે. અસલ વાત એ છે કે પુરૂષ આખી જીંદગી સુધી કમાય અને બીબીને ખવડાવે. જો પુરૂષ સ્ત્રીનું ભરણ પોષણ ન કરી શકે તો સ્ત્રીને પોતાની પાસે કેવી રીતે રાખી શકે છે ? જો પુરૂષ ભરણ પોષણ કરવાને લાયક ન હોય તો કાજી બંનેને છુટા કરી દેશે. અથવા કહેશે કે સ્ત્રી પુરૂષના નામે કરજ કરે. પણ પુરૂષ કરજ અદા કરશે કયાંથી ? કરજ અદા ન થતાં ડીગ્રી થશે અને ડીગ્રીમાં મીરઝાજી પકડાશે તો મોહીની એમની કેદથી છુટી જશે."

આ દિલચસ્પ તકરીર સાંભળી અસકરીએ ટકોર કરી:–" તો શું મીરઝા મોહીનીનું ભરણ પોષણ નથી કરી શકતા ?"

" જાહેરમાં તો કાંઈ સાધન જણાતાં નથી. બધી માલ મિલકતતો મહેરમાં આપી દીધી. હવે એમની પાસે રહ્યું શું ? તેઓ પોતાના ભરણ પોષણનો પણ બંદોબસ્ત કરી શકતા નથી. કેમકે મહેનત મજુરી એમનાથી થઈ શકતી નથી. રોટલા પેદા કરવાની લાયકાત નથી. ચાલચલગત એમની સારી નથી કે કોઈ દાઝ ખાઈને કાંઈ આપી દે. અલબત ચોરીનો ધંધો કરી શકે છે અને તે પણ

એવી રીતે કે દોસ્તોની મુલાકાતે ગયા અને ઉઠતી વખતે ચપ્પુ ઘડીયાળ કે બીજી કોઈ વસ્તુ ઉપાડીને ચાલતા થયા. આ ચોરીની અદના મીસાલ છે પણ એમાંય એમને મોટી અડચણ આવશે કે મોહીની એમનો ભેદ છાનો નહીં રાખે અને જ્યાં સુધી ઘરની બાનુ ભેદી ન બને પુરૂષ ચોરી પણ કરી શકતો નથી, પરીણામ એ આવ્યું કે મોહીની એમને નહીં મુકે તો એ મોહીનીને મુકીને ચાલતી પકડશે." માલતીની આ દિલચસ્પ વાતથી અસકરી બોલી ઉઠયોઃ—

"વાહ વાહ વાત તો બરોબર છે" આ સાંભળી માલતીએ કહ્યું–"આપ લગાર દસ્તાવેજ પલટાવીને વાંચો."

"વાંચ્યું. દસ્તાવેજ રજીસ્ટર થઈ ચુકયું છે અને મીરઝા મોહીનીના હાથ પર પુરેપુરી રીતે વેચાઈ ચુકયા છે."

"હવે નીચેનું લખાણુ વાંચો." માલતીએ કહ્યું એટલે ઇલીયાસે નીચેના લખાણુને વાંચ્યું તો એમાં લખેલું હતું કેઃ—

"એક ગાંડાએ આ દસ્તાવેજ મને આપ્યો છે પણ મને આ માલ મિલકત અને માલ મીલકતના માલીકથી કોઈ પણ જાતનો સંબંધ નથી. સહી દા. મોહીની પોતે.

ઇલીયાસ આ ઇબારત વાંચી રહ્યો હતો કે માલતીએ દસ્તાવેજના ઉપરનો અર્ધો ભાગ લેમ્પમાં નાખી દીધો. એટલે તે બળી ગયો.

"આપ અર્ધો ભાગ મીરઝાને આપી દો. 'એટલે મોહીનીએ આના ઉપરથી હાથ ઉઠાવી લીધો છે એની બાબીતી એમની પાસે સંભાળ પુર્વક રહે."

માલતીની વાતચીત અને દસ્તાવેજના અર્ધા ભાગને બાળી નાંખવાથી ત્રણે જણુ અજાયબીમાં પડી ગયા અને એક બીજાના

ચહેરા સામે જોવા લાગ્યા. અત્યાર સુધી તો માત્ર એક મીરઝા પોતાનો જીવ નિછાવર કરી રહ્યો હતો. માલતીની આ અજબ અદાથી એ બંને ઉપર પણ અસર થઈ. ત્રણે જણ આભા બનીને વિદાય થયા ને ઉતારા ઉપર પહોંચી એક બીજાની સામુંજ જોતાં બેઠાં. થોડીવાર પછી મીરઝાથી ન રહેવાયું તો તે બોલ્યો:—

"તમે મારો તમામ ખેલ બગાડી નાંખ્યો. મહીનાઓની મહેનત ઉપર પાણી ફરી વળ્યું હવે તેમનું દાવમાં આવવું મુશ્કીલ છે. મારા જેવાની હસ્તીજ શી છે જ્યારે શહેરના મોટા મોટા લખપતી અને કરોડપતી એક પળની વાત કરવા માટે તલપાપડ થઇ જાય છે અને તેમને ચહેરો જોવાને પણ મળતો નથી. એતો મારા મોહટા ભાગ્ય હતા કે એમની સાથે સંબંધ જોડાયો. પણ હાય તમે મારૂં બનેલું ઘર બગાડી નાખ્યું. કોણે તમને બેરીસ્ટર બનાવ્યા." આ સાંભળી ઈલીયાસે કહ્યું:—

"હું મારા મત ઉપર કાયમ છું. તમને તમારી માલ મિલકત મળી ગઇ તો કાલ કરતાં આજે તમે વધુ ભાગ્યશાળી છો. અને એ બધું મારા પ્રતાપે થયું છે. અલબત આ સ્ત્રીઓ માટે મારી સમજમાં કાંઇ આવતું નથી."

"અહીં સમજ અને બુદ્ધીનું કાંઇ કામ નથી. પ્રેમ અને સૌંદર્ય જ્યાં મળ્યાં કે ફરી ત્યાં બુદ્ધી રહી શકતી નથી. મારા માટે તો માત્ર એટલુંજ કાફી છે કે આ પ્રીયતમનું રહેઠાણ છે અને મારે રહેવું છે મને બીજી વાતોથી કાંઈ કામ નથી પરંતુ જો તમે સમજવા ચાહતા હો તો સમજો કે ઇસ્તિમબોલની એક બાનુએ આ સુંદરીઓની ભાગીદારીમાં એક દવાખાનું ચાલુ કર્યું છે જેના લીધે એમને ભારે નફો મળે છે. ચહેરો મોહરો સુંદર અને આચાર વિચાર ઉંચા હતા તેમાં દવલતે તેમનામાં વધારો કરી લીધો. ખેર એમાં તમારૂં તો કાંઇ

ન ગયું પણ મારૂં જીવન ધુળધાણી થઈ ગયું. લાંબા સમય પછી આ એક ઠેકાણું મળ્યું હતું તે તમારા લીધે સદાને માટે ખોઈ બેઠો."

"વારૂ, વિચારો તો ખરા કે હવે કોઈ રીતે બગડેલી બાજી સુધરી શકે છે?"

મીરઝાએ ઈલીયાસની તરફ ઈશારો કરતાં કહ્યું:—"સહુમાં આ વધારે બુદ્ધીશાળી છે એજ બગડેલી બાજી સુધારશે."

"ભાઈઓ આજે તો મારી સમજ પણ કાંઇ કામ કરતી નથી કાલે તો મને આ બધું તીલસ્મ જોઈને અજાયબી થતી અને એને હું નાટક સમજતો હતો પણ આજે તો એમની અનોખી અદાઓએ મને પણ ભારે ચક્કરમાં નાંખી દીધો છે. હવે એમની સામે જવાની મારામાં હિમ્મત નથી. ત્યાં ગયો અને દીન ઈમાન બન્ને ખોઈ બેઠો. તમારા કરતાં મારૂં દિલ ઘણું નરમ અને બે કાબુ થઈ જનાર છે. એટલા માટે હું આવી વાતોથી દુરજ રહું છું સોહબતની અસર થયા વગર રહેતી નથી તેથી આવી સોહબતથી હું દુર રહેવા ચાહું છું."

"તો જાણે તમે મારા હરીફ પેદા થયા." મીરઝા બોલ્યો એટલે તરતજ ઇલીયાસે તેમને દબાવતાં કહ્યું—

"તમારી આવી વાહીયાત વાતોએ તમને આ દરજ્જે પહોંચાડયા અને માલતીએ તમને ન કહેવાનું કહ્યું."

આવી રીતે રાતના બે વાગ્યા સુધી આ લોકોમાં વાતચીત ચાલતી રહી. બીજી સવારથી ફરી એજ વાતો ચાલી. એ બધા ઈલીયાસ ઉપરજ આરોપ મુકતા હતા. જે ઓરડામાં આ બધા વાતો કરતા હતા તે મારા ઓરડાની લગોલગ હતો અને હવા ઉજાસ માટેના બકોરામાંથી હું મારા ઓરડામાં બેઠાં બેઠાં આ બધાની વાતચીત સાંભળી રહી હતી. સવારે ફરી અમારી દાસીએ જઈને આજના જમવાની દાવત આપી એટલે એ લોકો જમવા આવ્યા.

ત્રણેને માલતીએ આવકાર આપી બેસાડયા અને મીઝાજ પુરસી કરી એટલે ઇલીયાસે કહ્યું:—

"ખુદાના ફઝલથી મીઝાજ તો સારો છે પણ કાલ રાતની બધી વાતોનો આરોપ મારા મિત્રોએ મારા ઉપર મુકયો છે."

"એમની ભુલ છે." તરતજ માલતી બોલી "એમાં આપનો લગારે વાંક નથી. મને અવિવેકી બનાવતાં આ બધું થયું."

"કોઇએ આપને તો અવિવેકી નથી કહ્યા ?" માલતીએ મીરઝાની તરફ ઇશારો કરતાં કહ્યું:—

"આખા શહેરમાં આ કહેતાં ફરે છે કે મારી તમામ મિલકત લઇ લીધી અને પ્રેમથી વાત નથી કરતા. સાંભળનારો શું સમજશે ને એમાં સત્ય કેટલું ને જુઠ કેટલું છે તેનો તોલ કેવી રીતે કરશે. અમે એમને કોઈ પણ જાતની આશા અપાવી નથી. આ પોતેજ મુર્ખાઓની પેઠે દસ્તાવેજ લખાવી લાવ્યા અને મારે ત્યાં ફેંકી ગયા. કદાચ આ દસ્તાવેજથી તેમને કોઇ વખત નુકશાન પહોંચતું અને એવો સંભવ ખરો કે મારી દાનત ખરાબ થાત. કેમકે માણુસની દાનત કયારે બગડશે તે કાંઇ કહી શકાય નહીં તેથી મેં એ દસ્તાવેજની નીચે તેજ વખતે આપને બતાવેલું લખાણ લખી દીધું હતું. આવી રીતે અમારૂં અંતઃકરણ સાફ છે છતાં લોકોમાં અમને બેવફા કહેવામાં આવે તો અમને ખોટું લાગે કે ન લાગે" ? આ સાંભળી અસકરી બોલ્યો:–

"આપનું કહેવું બિલકુલ મુનાસીબ છે, હું આપના શબ્દે શબ્દને ટેકો આપું છું." થોડીકવાર પછી ઇલીયાસે માલતીને સવાલ કર્યો:—

"જો આપ ખોટું ન માનો તો હું એક સવાલ કરૂં ?"

"ફરમાવો."

"આપ મીરઝાને પોતાની ગુલામીમાં કબુલ કરી લો તો શું ખોટું છે ?" તરતજ માલતીએ જવાબ આપ્યો.

"આ એવોજ સવાલ છે જેમ કોઈ કહે કે માલતી થોડુંક ઝેર ખાઈ લો તો શું ખોટું છે. ?"

"ઝેર અને મીરઝાનો શો સંબંધ ?"

"ઝેરથી જીવનનો અંત લાવી શકાય અને મીરઝાની સંગતથી સદાચારનો અંત આવે. બુદ્ધિશાળીઓની નજરમાં જેમના ગુણો સારા નથી તેમની ગણત્રી જીવતાઓમાં થતી નથી." આ સાંભળી મીરઝા બોલ્યોઃ–

"તમે મારા આચાર વિચારમાં શું ઉણપ જોઈ ?"

"બસ મીરઝાના આ સવાલ ઉપરજ ફેંસલો છે." માલતીએ ઉત્સાહ પુર્વક કહ્યુંઃ–"હું સોગંદ ખાઉં છું કે આજસુધી મને કોઈ પુરૂષનો સ્પર્શ થયો નથી. હાથ મેળવવા કે વાતચીત કરવાની છુટ લીધેલી છે. એવી રીતે મીરઝા સોગંદ પુર્વક કહે કે તે પર સ્ત્રીથી દુર રહ્યા છે." આ સાંભળી અસકરી બોલ્યોઃ–

"ભાઈ આ શરત તો ભારે આકરી છે."

"આકરી કાંઈ નથી. વાત બીલકુલ ચોખ્ખી છે." ઈલીયાસે કહ્યુંઃ–"જો તેઓ મને પોતાની ગુલામીમાં કબુલ કરવાનો ઈકરાર કરે તો હું એવા સોગંદ ખાવા તૈયાર છું."

"ગુલામ નહીં પણ ખુશીથી મારા માલેક બનાવી હું પોતે દાસી બનું." માલતી ખુશીના આવેશમાં બોલીઃ—

"પયગમ્બર અને પયગમ્બર ઝાદીઓના અનુકરણમાં કોઈને પણ ઈનકાર હોઈ શકે. આપના જેવો નીતીમાન શવહર કોના ભાગ્યમાં ?"

"ને બાપડા મીરઝામાં શું ઝેર ભર્યું છે." અસકરીએ ટકોર કરી એટલે મીરઝા બોલી ઉઠયો:—

"હા કોઈ એમ પુછે કે મારામાં એમણે કયા અવગુણો જોયા ?"

"બસ ચુપ રહો, મારૂં મોઢું શા માટે ખોલો છો હું આપના બધા કુકૃત્યોથી જાણીતી છું."

"જો એમજ છે તો કહો જોઇએ ?" મીરઝાના આ બોલ સાંભળી માલતીએ ઈલીયાસને સંબોધતાં કહ્યું:—

"આપ એમને પુછો કે એમણે એમની પાડોશણ આબિદા સાથે કેવો વર્તાવ કર્યો.

"કઈ આબિદા" ? અધીરાં થતાં ઈલીયાસે પુછ્યું તો માલતીએ ઠાવકા પણાથી જવાબ આપ્યો:—

"આબિદા નામની એક ગરીબ માસુમ બાળા હતી જે લાહોરમાં મારી સાથે ભણતી હતી. કોઈ વખતે પોતાના સગા સંબંધીઓને યાદ કરી રૂદન કરતી તો આ મીરઝા સંબંધે પણ કહેતી. એમના લીધેજ એ નિરાધાર અનાથ બાળાએ ઘરબાર મુકયું. મારાથી આના માટે વધુ ન પુછો મીરઝા પોતાને ખરા કહે છે તો આનો ખરો જવાબ આપે."

આબિદાનું નામ સાંભળતાંજ મીરઝાનો ચહેરો ઉતરી ગયો. પણ ખરાપણાના વાકયે એવી અસર કરી કે એને ખરી વાત કહેવીજ પડી. તેણે મારા સંબંધનો બધો હિસ્સો શબ્દે શબ્દ કહી સંભળાવ્યો અને કહ્યું:—

"એમાં મારો કાંઈ વાંક નથી. મેં આબિદાનું કાંઈ બગાડયું નથી. બલકે તે રૂપ ને સુંદરતાની દેવી આજ સુધી મને દરબદર ભટકાવી રહી છે."

"એ કેવી રીતે ?" અસકરીએ સવાલ કર્યો.

"હા, ભાઈ એમને કહેવાદો" છલીયાસે નિશ્વાસ નાંખતાં કહ્યું.

"આપ સાહેબો મને બનાવો છો પણ કોઈના પ્રેમમાં પડવું આસાન નથી. માલતીનાં લીધેજ હું આ બનાવ કહું છું નહીં તો આ ભેદ મારી સાથે કબરમાં દફન થાત."

"વારૂ કહી નાંખોને?" માલતીએ કહ્યું એટલે મીરઝા બોલ્યાઃ–

"આ કથા ઘણી લાંબી છે પરંતુ હું ટુંકમાંજ પતાવું છું. મારા પાડોશમાં એક છોકરી રહેતી હતી. આબિદા એનું નામ હતું. હું પરમ દહાડે પણ એના સંબંધમાં કાંઈક કહી ચુકયો છું. જો આજે તે અહીં હોત તો આ ત્રણમાં એ ચોથી ભળતાં સારો દેખાત તો. તે ભારે રૂપાળી હતી. ધાર્યામાં તેર વર્ષની વય હશે. હજુ પુરી રીતે જુવાન પણ થઈ નહોતી કે મારી નજરે ચઢી ગઈ. પિતાની દવલત મારી પાસે હતી. આખા શહેરના લુચ્ચા લફંગા મારા તાબામાં હતા. મેં એના રૂપ ને મોહકતાની વાત કરી તો તેઓ રાતે તેનો પલંગ ઉપાડી લાવવા તૈયાર થઈ ગયા. અઠવાડીયાઓ સુધી એજ વાતની ચર્ચા હતી. હું મારા મનમાં નક્કી કરેલી પ્રિયતમા આવી રીતે નસાડી લાવતાં એ આબરૂ બને એ ચાહતો નહોતો પણ લુચ્ચા લફંગા ઈનામની લાલચે આ કામ કરવા તત્પર થઈ ગયા હતા. હું આબિદા વિના બેચેન હતો હર હમેશ તેનો ચહેરો મારી નજરો સમક્ષ રહેતો હતો તેથી કદાચ એ લુચ્ચાઓના ભરમાવવાથી ભમી જાત પણ આબિદા મહા ચતુર હતી તેણે એ ઘરજ ખાલી કરી દીધું. આખા આગ્રામાં મેં એની શોધ કરાવી પણ કયાંય પત્તો ન લાગ્યો. દીલ્હીમાં એની ફોઈ રહેતી હતી અને ફોઈના દીકરા સાથે એનું સગપણ થયું તેથી તે કદાચ દિલ્લી ગઈ હશે પણ ત્યાં તપાસ કરાવી તો તે ત્યાં ગઈ નહોતી. આગ્રામાં અને દિલ્લીમાં તપાસ કરીને હું થાકયો પણ થોડા માસ પછી ખબર મળી કે લખનઉમાં

એના જેવી એક છોકરી બહારગામથી આવેલી છે એટલે હું લખનઉ પહોંચ્યો તો સમાચાર મળ્યા કે શેખ રઝીઉદ્દીન નામના એક ગ્રહસ્થે આવી એક બાળાને સ્કોલરશીપ આપી લાહોર ભણવા મોકલી છે. હું થોડાક સમય પછી લાહોર ગયો તો જણાયું કે આવી એક બાળા લાહોરમાં ભણતી હતી પરંતુ તે પરિક્ષા પસાર કરી અહીંથી ચાલી ગઈ. મારૂં એની પાછળ ભટકવું કાંઈ ખરાબ નિષ્ઠાથી નહોતું. મારી એ ઇચ્છા હતી કે હું એ પવિત્રતાની દેવીથી નિકાહ કરી લેત અને મારી પાસે જે કાંઈ માલમિલકત છે તે તેના ચરણોમાં ધરી તેના બારણા પર દરબાન બનીને બેસત. એની મરજીમાં આવત ત્યાં જતી અને એની ઇચ્છા હોત ત્યાં ફરત. મેં ભારે રંજથી આ વાત સાંભળી કે લખનઉમાં તેણે પોતાને છુપાવવાના અનેક પ્રયત્નો કર્યા. કયાંક પુરૂષનો વેષ ધારણ કર્યો, કયાંક ઉસ્તાની બનીને રહી અને જ્યાં રહી પરદાની સખત પાબંદી સાથે રહી. કોઈએ એના પગના આંગળા સરખા પણ જોયા નથી. છતાં લખનઉમાં એના ચાહકો પેદા થઈ ગયા તેથી તે લાહોર ગઇ અને ત્યાં એવી રીતે રહી કે કોઇ તેના અસલ રંગરૂપને જોઇ ન શકયો. તે પોતાના ચહેરાને એવી રીતે બેડોળ બનાવીને રહેતી કે તેની સાથે રહેનારા પણ ઓળખી શકતા નહોતા. હમેશાં બુરખામાં રહેતી. આજે લાહોરમાં તેની પવિત્રતાની ધુમ છે. હું લાહોર અને તેની આસપાસ તપાસ કરતો રહ્યો પણ કયાંય પત્તો ન લાગ્યો. પાછાં ફરીને લખનઉમાં રઝીઉદીન સાહેબને મળ્યો કે કદાચ એમને કાંઈ ભાળ મળી હોય. એમને મળતાં જણાયું કે જે મદદ એમણે આબિદાને કરી હતી તેના બદલા તરીકે રજીસ્ટર્ડ કાગળ મારફત એક હઝારની નોટ એણે મોકલી છે પરંતુ તેણે તે કયાંથી મોકલી છે તે પત્રમાં લખ્યું નહોતું. કવર ઉપર પોસ્ટની છાપ જોતાં જણાયું કે એ પોસ્ટ ઓફીસ મુંબઇથી ચાલીસ માઇલ પુર્વમાં આવેલી છે. આ ઉપરથી મેં માન્યું કે તે મુંબઇ કે તેની

આસપાસના સ્થળે ફરી ઠામ થએલી છે. તેથી હું આ બાજુ આવ્યો. અમદાવાદ, ભરૂચ, સુરત, પુના, વીગેરે શહેરોમાં તપાસ કરી મુંબઈમાં મુકામ કર્યો. આખા મુંબઈની ગલીએ ગલીએ ફરી વળ્યો પણ ક્યાંય પત્તો ન લાગ્યો. મહીનાઓ વીતી ગયા. એટલામાં આપ સાહેબોના દર્શન થયા એટલે ભટકેલા અંતર ને લગાર આનંદ મળ્યો. પણ આપ સાહેબોના કારણે એ આનંદ પણ જવા બેઠો છે.

મીરઝા અહીં સુધી પહોંચ્યા હતા કે માલતી વચમાં બોલી ઉઠીઃ—

" જુઓ ક્યાં થી ક્યાં વાત મેળવી દીધી. મને તો કહેતા હતા કે ફ્રેઇનિ લેવા આવ્યો છું અને આજે એ ફ્રેઇનિ પોતાની પ્રેમદા બનાવી દીધી. હવે આપજ કહો કે આવા ઉઠાવગીરોનો ભરોસો શો ? "

" હા ભાઈ આપનું કહેવું તો બરોબર છે. " અસકરી બોલ્યોઃ– " મારી આગળ પણ ફ્રેઈનિનુંજ નામ લીધું હતું " આ સાંભળી અકળાઈને મીરઝા બોલ્યોઃ—

" મેં ક્યાં એવું કહ્યું છે કે હું આખી જીંદગીમાં જુઠ બોલ્યો નથી. જો હું એમ કહેત કે હું મારી પ્રેમદાની શોધમાં અહીં આવ્યો છું તો લોકો મને મજનુ સમજીને ઈંટો મારત. પ્રસંગ આવ્યો તો મેં જે ખરી વાત હતી તે કહી દીધી. આપ સાહેબો આગ્રા પત્ર લખીને પુછાવી શકો છો કે મારો કોઈ સગો સંબંધી કરબલા ગયો હતો. વળી હું આબિદાની શોધમાં ખરાબ ખસ્તા થઇ ગયો હતો તેની પણ ભાળ મળશે. લખનઉમાં રઝીઉદ્દીન ને પત્ર લખીને પુછાવી શકો છો કે હું કેટલી વાર આબિદાની તપાસમાં એમની પાસે જઈ આવ્યો છું. "

આ વાત સાંભળી માલતીએ ટકોર કરીઃ—

"ત્યારે આ વાતતો ખરીને કે તમે ફોઇને લેવા મુંબઇ આવ્યા નહોતા ?"

"હા."

"તો એના પરથી સાબિત થયું કે તમે જુઠ બોલવામાં પાવરધા છો ?"

"ના, એમ નથી કોઇક વખત જુઠું બોલવાની જરૂર પડે છે તો બોલી લઉં છું."

"એટલા માટેજ અમે લોકો જુઠા માણસથી સંબંધ રાખી શકતા નથી."

"આપની મરજી"

"નહીં તો શું મારૂં દિલ અને મરજી તમારી ?" આ સાંભળી અસકરી બોલ્યોઃ

"ગુસ્સે શાને થાવ છો ? જેનું દિલ તેની મરજી. આપ આપના દિલના માલિક છો ચાહો તેને આપો ચાહો તેને ન આપો."

"આટલા બધામાં એક આપજ સમજદાર જણાવ છો." માલતીએ અસકરીની તરફ જોઇને જવાબ આપ્યો એટલે મીરઝાએ ઈલીયાસની તરફ જોતાં કહ્યુંઃ—

"બેરીસ્ટર સાહેબતો કાંઈ બોલતાંજ નથી ? શા માટે બોલે ? આ બધું એમના લાભમાંજ થઇ રહ્યું છે ને ?"

"મને પણ એમજ લાગે છે." અસકરીએ ટાપસી પુરી એટલે મોહીનીએ ટકોર કરીઃ—

"ફરી આપ કેમ બોલો છો ?" આ સાંભળી અસકરીએ કહ્યુંઃ—

"ખુદાના શુક્ર કે તમે બોલ્યા, પણ અરે આ શું?" અસકરીએ ઈલીયાસના ચહેરા તરફ જોયું તો તેની આંખોમાંથી આંસુ વહી રહ્યા હતા. "ભાઈ રડો છો કેમ?"

"રડમસ ચહેરો ન બનાવે તો પાસા કેમ પોબાર પડે" મીરઝા બોલ્યો:—"આવા રડમસ ચહેરાઓનેજ પ્રેમદાઓ આવકારે છે."

"તમે પણ બનાવો" માલતી બોલીજ હતી કે અસકરી પોકારી ઉઠયો.

"અરે ખરેખર ભાઈ ઈલીયાસ તો રડીજ રહ્યા છે."

"ખરેખર આંસુઓથી ચહેરો તરબોળ થઈ ગયો."

આ જોઈ માલતીએ દિલાસા રૂપે પુછયું:–"કેમ કેવી તબીયત છે?"

"મારૂં દિલ નરમ છે." ઈલીયાસે રૂમાલ વડે આંખો લુંછી કહ્યું:–"લગાર પણ કોઈનું દુઃખી દાસ્તાન સાંભળું છું તો જીવ ભરાઇ આવે છે. તમે લોકોએ રમુજમાં મીરઝાએ કહેલી વિતક કથા સાંભળી ન સાંભળી કરી નાંખી પણ જે તેમણે કહ્યું તે જો સાચું હોય તો ખરેખર વિલાપ કરવા જેવું છે. તે બાપડી બાળાએ આ નાલાયક મીરઝાના કારણે કેવા દારૂણ દુઃખો ઉઠાવ્યા. અફસોસ મને માફ કરજો અત્યારે મારી તબીયત ઠીક નથી તેથી હું રજા લઉં છું."

"વારૂ આપ પધારો, અમે પણ આવીએ છીએ" અસકરીએ ઈલીયાસને વિદાય કરતાં કહ્યું. ઈલિયાસના જવા પછી મીરઝા બોલ્યો:–

"જોવામાં આ બેરીસ્ટર કેવો ભોળો ભાલો છે પણ તેમની રીતભાતથી માલતી બાઈને ભારે આકુષી લીધાં છે."

" તમે એને જાણતા નથી. એનો સ્વભાવજ એવો છે."

" બસ હવે રહેવા દો. મેં એવા ઘણાંય જોઇ લીધા છે." મીરઝા તાડુકયોઃ—" તમે એને ભોળો ભોળો કહો છો પણ એ મહા પાખંડી જણાય છે. જુઓને મેં એને મુસલમાન જાણી ભાઈ જેવો વર્તાવ કર્યો તો તેણે ત્રણ દીવસમાંજ મારી જામેલી બાજી ઉથલાવી પાડી અને ફરી એવી બાજી રચી કે મારા પગ ઉખડી ગયા."

" તમે બધાને પોતાના જેવા સમજો છો પણ ખરી વાત છે કે ઈલીયાસ કદી પણ માલતીને ખરાબ નજરે નહીં જુએ તેમજ એની સાથે લગ્ન નહી કરે, તે તમારી ને મારી પેઠે સ્વતંત્ર નથી, તે કુટુંબ કબીલાવાળો માણસ છે. તેની મા જીવતી છે. પોતાના કુટુંબ સિવાય તે બહાર લગ્ન કરી શકતો નથી."

" બસ બસ રહેવા દો, આપ એના કરતાં પણ વધુ ચોકસ જણાવ છો. વીલાયતના શિક્ષણની કાંઈ અસરજ ઓર હોય છે. જોવામાં સીધા સાદા પણ વાતોમાં ગજબની જાદુગરી ભરેલી હોય છે. હવે આપ એમ ચાહો છો કે ઇલીયાસે એમનાં અંતરમાં જે જગ્યા કરી છે તેને છીનવી લઇ પોતાનો રંગ જામે પણ ધીરજ ધરો. મોહીની ને માલતી એ એવા પાઠ ભણેલા છે કે કોણ કોની ગુલામીને લાયક છે તે સારી પેઠે જાણે છે." અહીં સુધી પહોંચી મીરઝા અસકરીનો હાથ પકડીને ઉભો થઈ ગયો અને માલતીને કહ્યું કેઃ—" હું એકાંતમાં આબેદાની કાંઇક હકીકત પુછવા ચાહું છું. અત્યારે તબીયત બેચેન છે છતાં આપ ફરમાવો તો અત્યારેજ વાત કરૂં. મને ભારે અજાયબી થાય છે કે બે મહીનાથી હું અહીં છું છતાં હું આપની નજરોમાં નીચ છું એની ખબર ન પડવા દીધી."

આ સાંભળી માલતી બોલીઃ—" આપ પોતે પોતાના ગુનાહનો ઈકરાર કરો છો અને ફરી એ પણ આશા રાખો છો કે હું આપથી

મુલાકાત કરતી રહું એ કોઈ કાળે મારાથી બની શકતું નથી. એકાંતમાં નહીં પણ બીજાઓની સામે પણ હું આપની સાથે વાતો કરવાનું પસંદ નહીં કરૂં."

આ વાતચીત પછી બંને વિદાય થયા. અને એક કલાક પછી કોઈએ બારણું ઠોકયું. દાસી બારણા પાસે ગઈ અને એક ચીઠી પાછી લઇને ફરી મેં દોડીને દાસીના હાથમાંથી ચીઠી લીધી અને સરનામું વાંચ્યું તો તે ઉપર માલતીનું નામ હતું એટલે મેં માલતીને ચીઠી આપી. તેણે કવર ફોડીને વાંચ્યું તો નીચે પ્રમાણે લખેલું હતું.

ડીયર માલતી !

મારા ઉપર તમારા ઘણાં આભાર છે. તમે જે પરોણાગત કરી છે તેનો ઉપકાર ભુલી શકતો નથી. જ્યાં તમે આટલું બધું કર્યું ત્યાં મને અર્ધો કલાક એકાંતમાં વાત કરવાની તક આપો તો મોટી મહેરબાની. આબિદાની હકીકત આપની જીભે સાંભળવાની ઇચ્છા છે. તે આપની મિત્ર હતી તો હું પણ તેના ચાહકોમાં છું. બીજાઓની સામે મેં યોગ્ય ન ધાર્યું. આપના ઉંચા વિવેકથી મને આશા છે કે આ માંગણી રદ કરવામાં નહીં આવે પછી જેવી આપની મરજી.

આપનો આભરી

ઈલીયાસ

તરતજ આ ચીઠીનો નીચે પ્રમાણે જવાબ આપવામાં આવ્યો.

સર્વ સદગુણ સપન્ન મી. ઈલીયાસ

મારા અહો ભાગ્ય કે આપ મને પત્ર લખીને એકાંતનો વખત માગો છો. મારા બારણા આપના જેવા સદાચરણી નીતીવાન માટે દર વખતે ઉઘાડા છે. આપ ચાહો તે વખતે આવી શકો છો મને દર

વખતે ફુરસત છે. આપના સાથીઓની વર્તણુંક મને પસંદ નથી આપ એમને સાથે ન લાવો એ હું ઈચ્છું છું.

આપની શુભેચ્છક
**માલતી**

ચીઠી પહોંચતાં પાંચજ મીનીટમાં ઈલીયાસ આવ્યો. માલતીએ આવકાર આપી રૂમમાં બેસાડયો અને નીચે પ્રમાણે વાતચીત શરૂ થઈ. ઈલીયાસે ભારે ઉત્સુકતાથી માલતીને પુછ્યું—

" આબિદા આપની સાથે કેટલાં દિવસ સુધી રહ્યાં ? "

" સાડા ત્રણ વરસ સુધી મારો એમનો સાથ રહ્યો છ મહીના લખનઉ અને ત્રણ વર્ષ લાહોરમાં "

" શું આપ લખનઉથી સાથે જ આવ્યા હતાં ? "

" હા, બલકે એમણે મેડીકલ સ્કુલમાં શિક્ષણ લેવું એવી મેંજ સલાહ આપી હતી. "

" તો શું ફરી એ ત્યાં પાસ થયાં ? "

" હા, અલ્લાહના ફઝલથી તે અને હું બંને સાથે જ પાસ થયાં. બધામાં તેમણે પહેલો નંબર મેળવ્યો અને એ કારણે તેમને સોનાનો મેડલ પણ મળ્યો. "

" તો શું તે ડોકટરીમાં ભારે પ્રવિણ નીકળ્યાં ? "

" હા, જો તે અંગ્રેજી જાણતાં હોત તો હું ધારૂં છું કે આજે કયાંથી કયાં પહોંચી ગયા હોત. તો પણ આખા સ્કુલમાં એમની જોડીમાં આવી શકે એવી એક વિદ્યાર્થીની નહોતી. ડોકટરીના જ્ઞાનથી એમને ખાસ લગાવ હતો છતાં કોઈ પણ જાતના હુન્નર કે જ્ઞાનમાં તેઓ ઓછા નહોતાં. કેટલીક વાતોમાં તો તેમની જોડી નહોતી હું કયાં સુધી સંભળાવું. જાહેરી દેખાવ કરતાં એમનું અંતર વધારે સૌંદર્યવાન હતું. દયા, નીતી, પરોપકાર અને એવાજ બીજા સદ-

ગુણોથી એમનું અંતર શણગારેલું હતું છતાં પણ કોઈ દીવસ મેં એમને અંતરની લાગણીથી ખુશી ન જોયાં, દર વખતે રંજ અને ગમમાં ઘેરાએલાજ જણાયા. મીરઝા મકસુદે જે વાતો કહી તે ઉપરથી એમની ચિંતાનું કાંઇક તોલ થઇ શકે છે. હું વધુ શું કહું એમની વાતો વર્ણન કરવા કરતાં ખાસ આંખોથી જોવા જેવી હતી. ”

“ એમાં આંખોથી જોવા જેવું શું હતું ? ”

“ જ્યારે હું દેખાડી શકતી નથી તો ફરી તેનું વર્ણન કરવું નકામું છે. ”

“ કાંઈક તો કહો ? ”

“ આબિદા પોતાની જીવન કથા રોજ નીશીમાં દરરોજ લખતાં હતાં. એમની એ રોજનીશી વાંચવા લાયક હતી. ઘણીવાર અમે એમની પેટીમાંથી રોજનીશી કાઢીને વાંચતાં હતા. જો કે આવી રીતે બીજાઓ એમની જીવન કથા વાંચે એ તેમને પસંદ નહોતું છતાં મુરૂવ્વતથી તેઓ કાંઇ બોલી શકતા નહોતા. રોજનીશી વાંચવાથી ખુદાની કુદરત જણાઈ આવતી હતી. ન્હાની વયની એક બાળાને કેવા કેવા સંકટોમાં સપડાવું પડયું હતું છતાં અલ્લાહે તેમને પવિત્ર રાખ્યાં હતાં. ”

“ પણ તે સ્કુલમાંથી નીકળીને ગયા કયાં ? ”

“ કોઈ સ્થળે નોકરી કરી પોતાનું જીવન ગાળતાં હશે. ”

“ સ્કુલમાંથી નીકળીને તેઓ પોતાને ઘેર ન ગયાં ? ”

“ ઘરમાં કોણ હતું અને કોઈની પાસે જતાં ? એ બીચારીને આ વાતથી તો ભારે દિલગીરી હતી આખા કુટુંબમાં એમને સંઘરનાર કોઇ નહોતું. દીલ્લીમાં એક ફોઈ હતી અને તેમની સાથે સગપણનો સંબંન્ધ જોડાયો હતો. તેથી ત્યાં જઈ શકતી નહોતી અને લાહોર આવ્યા પછી એ સગપણ પણ તુટી ગયું. ફોઈના

દીકરા સાથે વિવાહ થયા હતા. તે છોકરો ભણવા કાજે બહાર રહેતો હતો. કમનસીબ આબિદાએ તેને એક દીવસ પત્ર લખી નાંખ્યો. તે છોકરાએ જવાબ એવો નાદાની ભરેલો આપ્યો કે તેમનું જીવન કમલ કરમાઈ ગયું. તેમને પોતાની આબરૂનો ભારે ખ્યાલ હતો. પહેલાં તેમને એ છોકરા પ્રત્યે પ્રેમ હતો પણ જવાબ મળ્યા પછી એ પ્રેમ પણ ન રહ્યો. તેમને આ વાત ઉપર ભારે દિલગીરી હતી કે તેમણે પોતાની પવિત્રતા કાયમ રાખવા માટે ભારે પ્રયત્ન કર્યાં છતાં તે છોકરાએ તેમને શંકાથી જોયાં. આ વાત ઉપરથી તે હમેશાં રંજ અને ગમમાં ઘેરાએલાં જ રહ્યાં. "

" એ તો બધું ખરૂં પણ એમનો ક્યાંક પત્તો છે ? " ઇલીયાસ વચમાં બોલી ઉઠયો–" તમે શું ધારો છો ? તેઓ ક્યાં ગયા હશે ? "

" ગમે ત્યાં હશે આપને શું ? જીવતાં હશે તો હાથમાં સફળ હુન્નર હોવાથી ક્યાંક પહોંચીને જીવન નિર્વાહ કરતાં હશે. અને જો મરી ગયાં હશે તો તે નેક બીબીના માટે આ ફાની દુનિયામાં કોણ રડનાર હતું ? "

આ સાંભળતાંજ ઇલિયાસની આંખોમાંથી દડ દડ આંસુ નીકળી પડયાં અને ભારે બેચેની સાથે રૂમાલ વડે આંસુ પુછતાં બોલ્યોઃ—

" તમે આબિદાના જે મિત્રનું કહ્યું તે હું પોતે છું. બેશક મેં જવાબ લખવામાં સાવચેતી અને દિર્ઘ દૃષ્ટીથી કામ લીધું નથી પરંતુ તેમાં મારો દોષ પણ નથી. કેમકે એક ઉંચ કુટુંબની બાળા આવી રીતે ઘેર ત્યાગીને દર દર ભટકે તો દરેક સમજુ માણસ એવોજ મત બાંધશે જેવો મેં બાંધ્યો હતો. કાલ સુધી હું એ મતનોજ હતો પરંતુ તેનું આ વર્ણન સાંભળ્યા બાદ કહેવું પડે છે કે ખુદાયે પાંચ આંગળા સરખાં બનાવ્યા નથી મને તેનાથી જે પ્રેમ હતો તે ખરેખર ઘણો વધારે હતો. નાનપણમાં એના

અંદાઝ તદ્દન નિરાળાં હતાં. તેની વાતોમાં મોહકતા હતી. તેનો કોઈ ફોટો હોય તો આપો હું જોઉં તો ખરો કે જવાન થઈને રંગ રૂપ કેવું નીકળ્યું છે ? "

" આખો કિસ્સો સાંભળી ગયા ને ખબર ન પડી કે ઝુલેખા મર્દ હતી કે અવરત. ભલા માણુસ જે બાનુ ભારે પવિત્રતાથી પરદાની પુરી પાબંદી સાથે રહેતી હતી, સ્કુલમાં પણ બુરકો પહેરીને શિક્ષણ લેતી હતી તે કેવી રીતે પોતાનો ફોટો પડાવે ? શું તે કોઈ વેશ્યા હતી કે પારકા પુરૂષ સાથે ઉભી રહીને ફોટો પડાવતી. "

" બેશક ખરી વાત છે. તે કોઈ યુરોપીયન લેડી નહોતી. " ઊંઘમાંથી કોઈ ચોંકીને બોલે તેમ ઈલીયાસ બોલ્યો એટલે માલતીએ કહ્યું:—

" હવે આપ સમજ્યા. "

" વારૂ એનું કાંઈ પણ ઠામ ઠેકાણું બતાવી શકો છો. હું એને શોધવા ચાહું છું માટે કહો હું કયાં જાઉં ને કઈ બાજુએ જોઉં. "

" મારી સલાહ તો આ છે કે આપ અહીંજ એમને શોધો. "

" અહીં કયાં શહેરમાં ? "

" નહીં આપ બેઠા છો ત્યાં "

આ સાંભળી ઈલીયાસ આમ તેમ જોવા લાગ્યો ઉઠીને સોફા ને ટેબલની નીચે અને કબાટની પાછળ જોવા લાગ્યો એટલે માલતીએ ખડખડાટ હસી પડતા કહ્યું:—

" આપ પણ અજબ માણુસ છો. તે કોઈ બીલાડી કે ઉંદરડી નથી કે આ વસ્તુઓની નીચે દબાઈને બેઠી હોય. અરે જનાબ આપ એને પોતાના અંતરમાં શોધો અંતરમાં "

" આપ હવે ગંભીરતા મુકીને રમુજે ચઢયા છો. મારી સાથે આવું વર્તન ન કરો હું ભારે પરેશાન છું." ઈલીયાસ અહીં સુધી પહોંચ્યોજ હતો કે બહારથી મીરઝાનો સાદ સંભળાયોઃ—

" અરે બેરીસ્ટર સાહેબ બહાર આવો, જુઓ આપને લેવા માટે આગ્રાથી માણસો આવ્યા છે."

વીલાયતના મુસાફરો જ્યારે સ્ટીમરમાંથી મુંબઈના બંદરે ઉતરે છે ત્યારે તેમના નામ પેપરોમાં પ્રગટ થઈ જાય છે. ઈલીયાસનું નામ પણ પેપરમાં પ્રગટ થઇ ચુકયું હતું છતાં તે મકાન ઉપર ન પહોંચ્યો તો સગા સંબંધીઓમાં ધભરાટ ફેલાયો અને તેમાંના કેટલાક એને શોધવા મુંબઈ આવી પહોંચ્યા અને હોટલોમાં તપાસ કરતાં એક હોટલમાંથી એમના ઉતારાની ખબર મળતાં તેઓ અહીં આવી પહોંચ્યા ઈલીયાસ ધરના માણસોને જોઈ ભારે ગભરાયો અને તે લોકોમાં કાંઈ શંકાઓ જન્મ પામે તે પહેલાંજ તે આવેલા માણસો સાથે દેશ રવાના થઈ ગયો. અસકરીને પણ એની સાથે જવું જોઈતું હતું પરંતુ તે અહીંની દિલચસ્પીઓમાં એવો લીન થયો કે જવાનું નામ ન લીધું. તેણે એટલો પણ વિચાર ન કર્યો કે ધેર ઉપર માબાપ વરસોથી વિખુટા પડેલા પુત્રના વિયોગમાં ઝુરતા હશે અને વાટ જોતાં જોતાં તેમની આંખો થાકી ગઈ હશે. તે લંડનથી ધર જવા રવાના થયો પણ મુંબઈમાં બેચાર સુંદર ચહેરા જોતાંજ ધરને ભુલી ગયો. બીજે દીવસે અસકરી અમારે ત્યાં આવ્યો. તો મોહીનીને માલતી એની સામે જવા રાજી નહોતી પણ મેં આજના દીવસે એની વાત સાંભળવાને કહ્યું પણ માલતીએ આજે ન મળવાનું જણાવતાં કહ્યું:—

" મારો મત છે કે એને બેચાર દીવસ મુલાકાત ન આપવી જો તે પોતાના નિશ્ચયમાં દ્રઢ અને અડગ હશે તો ફરી જોઇશું."

" વાત તો ઠીક છે પણ તેને નિરાશ ન કરો. આપણી કસોટી ઉપર ઉતરતો હોય તો ખોટું શું છે? તમો વળી કયાં સુધી એમ

કુંવારી રહેશો ? છેવટે લગ્ન તો કરવાં જ પડશે ને ? ઉમેદવારો આવવાનો આજ સમય છે. સમય વીતી જવા પછી કોઈ કોડીમાંય નહીં પુછે. દુનિયાના ફેરફારનો હજુ તમને અનુભવ નથી. જો ચાલચલણુ સારા હોય અને તમને નભાવી શકે એવો હોય તો શરેહમાં શાની શરમ "

માલતીની ઈચ્છા પ્રમાણે બે ત્રણુ દીવસ બ્હાના બતાવીને મુલાકાત ન આપી ચોથા દીવસે અસકરીને માણુસ મોકલી બોલાવ્યો અસકરીએ આવતાં જ કહ્યું:—

" હવે હું ઘેર જવા ચાહું છું. કયાંક એમ ન થાય કે મારી શોધમાં પણુ માણુસો આવે. "

" જરૂર જાવ " માલતીએ ટકોર કરી:—

" આપ અત્યાર સુધી ઘેર ન ગયા એજ અજબ જેવું છે. "

" એમાં અજબ જેવું શું છે ? પુરૂષો તો બહારજ રહે છે. પાંચ વરસ સુધી હું વિલાયતમા રહ્યો તો અઠવાડીયા બે અઠવાડીયાં અહીં મુંબઇમાં રહી ગયો તો શું હરકત છે. બે ત્રણુ દીવસથી આપ સાહેબો તરફથી જે બેપરવાઇનો વર્તાવ જોવામાં આવ્યો તેથી હવે જીવ ઉચાટ થઈ ગયો છે. મુંબઈમાં સારૂં લાગતું નથી. જો એવો વર્તાવ આપ તરફથી ન થયો હોત તો થોડોક સમય વધુ રહેત. જો મને એવી ખબર હોત કે ઈલીયાસના જતાંજ તમે આંખો ફેરવી લેશો તો હું ઈલીયાસની સાથે જ રવાના થઈ જાત. "

" આપ ખોટું ન માનો, અમે પારકા પુરૂષોથી મળતા અચકાઈએ તો તે આપ અભીમાન કે ગર્વ ન સમજો. અમે પણુ મનુષ્ય છીએ જે વસ્તુ આપને ખુશી કરી શકે છે તેજ અમારા માટે પણુ ખુશી આનંદનું કારણુ છે પરંતુ આપ જાણો છો કે સ્ત્રી જાતી એવી છે કે જેમ કાચા રંગનું કાપડ, લગાર પાણીના ટીંપા

પડયા કે ડાઘ લાગી ગયો. એટલા માટે અજાણ્યા પુરૂષો સાથે વધુ મેળ મેલાપ મુનાસબ નથી."

"અજાણતાનું મટી જવું કાંઈ મુશ્કેલ નથી એતો આપના હાથમાં છે."

"આપનું કહેવું મુનાસબ છે પરંતુ દમડીની હાંડલી લેવા જઈએ છીએ તો તેને પણ ઠોકી બજાવીને લેવાય છે તો જીંદગી સુધીનું સગપણ જોડવું સ્હેલ નથી. એક બીજાએ અરસપરસ ખાત્રી કરી લેવી જોઈએ અને એના માટે વખત અને અજમાયશની જરૂર છે."

આ સાંભળી અસકરીએ કહ્યું:–"મેં અજમાયશ કરી લીધી. એક વફાદાર પતિ માટે જે વાતોની જરૂર છે તે મોહીનીમાં સંપુર્ણ રીતે મવજુદ છે. હું એમનો ગુલામ બનવા તઈયાર છું."

"તૈયારીની વાત ખોટી" માલતી ભારે ગંભીરતાથી બોલી:–"પહેલાં મનમાં એક વાત નક્કી કરી લો. માત્ર હૃદયના ઉભરાથી કાંઇ વળતું નથી. જુવાનીના ઉભરા કેવા હોય છે તેનો અનુભવ નથી. છતાં જગતના બનાવો આપણને બતાવી રહ્યા છે કે વાતો ઉપલકીયા ન હોવી જોઈએ. માટે મારી વીનંતી છે કે પહેલાં આપ એ નક્કી કરો પછી જોઈશું" માલતી અહીં સુધી પહોંચી હતી કે મોહીની વચમાં બોલી ઉઠી:—

"બહેન મને તો એ સગપણ પસંદ નથી."

"એમનામાં કઈ બુરાઈઓ જોઈ?"

"જો આપને એમનામાં કાંઈ ખોડ ખાંપણ જણાતી નથી તો આપ એમનો સુખેથી સ્વિકાર કરી લો, એમનામાં ભલે કાંઈ ખોડ ખાંપણ ન હોય મને લગ્નની ઈચ્છા નથી. હું તો આ જંજાળમા ફસવા માંગતી નથી." મોહીનીનો સાફ જવાબ સાંભળીને લગાર

બોઠા પડતા અસકરીએ માલતીને સંબોધતા કહ્યું:—

" ખરી વાત તો આ છે કે હું આપને ચાહું છું. મોહીનીનું નામ તો એમજ લઈ લીધું હતું. "

આ સાંભળી મણી અને મોહીનીએ માલતીને મુબારકબાદ આપી તો માલતીએ લજ્જાથી નીચી ગરદને જવાબ આપ્યો:—

" હજુ એ પોતાને ઘેર તો જાય. ત્યાં સલાહ તો કરી જુએ. કુટુંબ કબીલાના લોકો એમને ભાગ્યેજ બહારની વહુ લાવવાની રજા આપશે. વળી એ પોતે પણ ખુબ વિચાર કરી લે. "

" લગ્ન હું કરીશ તેમાં બીજાની સલાહની શું જરૂર છે. હું તો લગ્ન કરીને અહીં જ વકીલાત શરૂ કરીશ અને તમને સાથે રાખીશ. લગ્નના ખબરજ નહીં આપું. "

" હું આવા લગ્ન પસંદ કરતી નથી. કુટુંબથી છુપી રીતે લગ્ન કરી મારી સાથે રહો, અને કુટુંબના માણસો પુછે તો તમે જુઠું બોલો અને જો ખરૂં બોલો તો કુટુંબ કબીલાથી મને મેળવી ન શકો. આવા લગ્નને મારો દુરથી સલામ છે. " માલતીએ ચોખ્ખું પરખાવ્યું એટલે અસકરીએ કહ્યું:—

" એમાં શરીઅતનો તો કાંઇ બાધ નથી. તમે રાજી હોવ તો મારે બીજાનું શું કામ ? "

" આવી વાતો કોઇ બીજાને જઈને કહો. મને શી પડી છે કે હું છુપી રીતે લગ્ન કરીને નકકામી જંજાળમાં પડું. "

વાતો અહીં સુધી થવા પામી હતી કે મેં દાસીને મોકલી એ ત્રણેને મારી પાસે બોલાવી લીધી એટલે અસકરી ઉચાટ દીલે વિદાય થઇ ગયો અને બીજે દીવસે ઘેર રવાના થઇ ગયો. મેં માલતીને કહ્યું:—

" હવે પારકા પુરૂષો સાથે મેળમીલાપ રાખવું યોગ્ય નથી. આ લોકોનું આવવું બીલકુલ બંદ કરી દેવું જોઈએ. સગપણ શાદીની

વાતો સમય આવતાં થઈ રહેશે. આબરૂદાર કુટુંબોની દીકરીઓ પેઠે કોઇ વાત આવશે તો વિચાર કરીશું. આજ કાલના રીવાજ પ્રમાણે આંખો બંદ કરીને કુદી પડવું પણ સારૂં નથી અને અંગ્રેજોની પેઠે કોર્ટ શીપ પણ ઠીક નથી. અત્યાર સુધી જે કાંઇ થયું તે ખોટું થયું. જ્યારે તમે મુસલમાન થઈ ચુકયાં છો તો ઇસ્લામના બધા ફરમાનો ઉપર પાબંદીની સાથે અમલ કરવો જોઈએ. તમે નથી જાણતાં કે જ્યાં સ્ત્રી પુરૂષ એકઠાં થઈને વાતચીત શરૂ કરી કે ત્યાં લાનતી શયતાન પોતાનું બધું કામકાજ મુકીને આવી પહોંચે છે."

આવી રીતે એક અઠવાડીયું પસાર થયું અને ઈલીયાસ મુંબઈ આવ્યો. હોટલમાં મુકામ કરીને માલતીના નામે ચીઠી મોકલી. જેમાં લખ્યું હતું કેઃ—"જો તમે મને માત્ર પંદર મીનીટ આપી શકતાં હો તો હું ઉભા ઉભા બે વાતો તમારાથી કરી લેવા ચાહું છું." માલતી ચીઠી વાંચીને મારા તરફ જોવા લાગી. મેં કહ્યું:—

"હું મારા વિચાર ઉપર મક્કમ છું. તમે એમને ચોખા શબ્દોમાં લખી દો કે પારકા કે ના મેહરમ પુરૂષોની સાથે મળવું શરીફ મુસલમાનોમાં દસ્તુર નથી. શરીઅતની નજરે પણ યોગ્ય નથી. અત્યાર સુધી જે કાંઈ થયું તેજ ઘણું થયું અને ખોટું થયું."

માલતી આવો જવાબ લખવા અચકાતી હતી એટલે મેં પોતે જવાબ લખીને દાસીને આપ્યો. માલતી ના પાડતી જ રહી અને મેં દાસીને વિદાય કરી દીધી. તે બાદ મેં માલતીને કહ્યું—

"જવાબ તમારી તરફથી લખાયો નથી. તમારી મરજી વિરૂદ્ધ જવાબ લખવાનો મને હક નથી. મેં તો એ જવાબ મકાનના માલીકના દરજ્જે લખ્યો છે એટલે તે સમજી જશે કે ઘરકાના ખાતુનની ઇચ્છા નથી."

" પણ આવી રીતે એ બાપડાને પજવીને તમે શો લાભ ઉઠાવશો ? " મેં જવાબ આપ્યો.

" તમે અસકરીને જે જવાબ આપ્યો તે મને ઘણોજ પસંદ પડયો. મારી ફોઈ કોઈ કાળે પણ મને પોતાની વહુ તરીકે પસંદ નહીં કરે. મારા કુટુંબની રીતભાત હું સારી પેઠે જાણું છું હવે મને એ ઇચ્છાજ નથી કે હું મારા ફોઈબાની સાથે જઇને રહું. તે સાથે હું એ પણ ચાહતી નથી કે ઈલીયાસની સાથે હું છુપી રીતે લગ્ન કરી લઉં અને મારી એ પણ ઇચ્છા નથી કે ઈલીયાસ પોતાની માને નારાજ કરી મારી સાથે લગ્ન કરી લે, "

" તો ફરી શું થશે ? "

" ધીરજ ધરીશ. શું મારૂં અંતર ઈલિયાસને જોવા અને મળવા નથી ચાહતું ? જરૂર ચાહે છે પણ શું એને જોઇને હું બહાવરી બની જાઉં ? જે કાંઇ થયું. એની ચીઠીનો જવાબ લખતાં મારૂં હૃદય અને હાથ બંને ધ્રુજતા હતા પણ જે લખાઇ ગયું તે ખરૂં મન દુઃખે છે પણ જે કાંઇ થયું તે સારૂં જ થયું. સંબંધ વધારવાથી શો મતલબ ? " આ સાંભળી માલતી બોલીઃ—

" હું એમને મારા તરફથી બીજી ચીઠી લખું અને પહેલાં જે ઘરમાં એ ઉતર્યાં હતા ત્યાં બોલાવું અને તેમને રૂબરૂ મળીને વાત ન કરૂં પણ પરદામાં રહીને વાતચીત કરૂં, જોઉં તો ખરી તે શું કહેવા માંગે છે ? વળી આમ બીજા ઘરમાં મળવાથી તે સમજી જશે કે હું તુરકાના ખાતુનથી છાની મળું છું. "

" તમારા કરતાં મારૂં મન બેતાબ છે. મેં લખતાં તો જવાબ લખી દીધો પણ મારા અંતરનો જે હાલ થઇ રહ્યો છે તેનો હું જ તોલ કરી શકું છું. હૃદય અને બુદ્ધી વચ્ચે જંગ જામ્યો છે. બુદ્ધી નરસા પરિણામથી ડરાવે છે અને હૃદય તો એજ ચાહે છે કે દોડીને

ઈલીયાસને ભેટી પડું. આટલા ઉપરથી તમે સમજો કે જો ઇલીયાસથી સંબંધ વધે તો પરિણામ શો આવે ? ”

“ વધારે પડતી બુદ્ધી પણ જીવની જંજાળ બની બેસે છે હું તો સાવ સીધી વાત આટલીજ જાણું છું કે તેઓ તમારા ઉપર મરી ફીટે છે ને તમને તેમતા પર હેત છે. હવે વાર કરવી નકામી છે. આજેજ બિસ્મીલ્લાહ બોલીને સોહાગણ બની જાવ. વિચારો તો ખરા આપણે આમ ક્યાં સુધી મહાજનના વાછરડાની પેઠે છુટા ફરતા રહીશું. ક્યાંક લગ્ન કે નિકાહનો સંબંધ થાય તો સારૂં ” માલતીએ પુરા આવેશમાં કહ્યુ જેના જવાબમાં મે પુર ગંભીરતાથી જવાબ આપ્યો:—

“ ખુદાનો આભાર માનો કે તમારૂં છુટાપણું હજારો લાખો માણસ માટે અભીમાન લેવા જોગ છે. રહ્યો મારો ને ઈલીયાસનો મામલો. તો જુઓ કિસમતના ભીતરમાંથી શું જાહેર થાય છે. એટલી કાંઈ જલદી નથી.

તે દીવસે આટલી વાતો થઇ. બે ત્રણ દીવસ પછી તૈયબજી બેરીસ્ટરને ત્યાંથી એક દાસી બોલાવા આવી. આ કુટુંબમાં અમારી આવજાવ હતી. એ આખું કુટુંબ સુશિક્ષિત કેળવાયલ અને મુંબઈમાં ઘણુંજ આગળ પડતું છે, એમની બાનુઓ પણ ભારે વીવેકી નીતીવાન અને કેળવાયલી હતી. અમારી સાથે એ કુટુંબનો સારો સંબંધ હતો. એટલે દાસીના આવવાથી માલતી ગઈ. માલતી ત્યાં પહોંચી તો ઈલીયાસ સામે ન આવ્યા પણ તેમણે કહેવડાવ્યું કે “ તમારી પાસે આબિદાની કોઈ નીશાનીની વસ્તુ હોય તો મને આપો. ” તે વખતે માલતીને ખાત્રી થઈ કે ઈલીયાસ મને ખરા અંતઃકરણ પુર્વક ચાહે છે. માલતીએ નીશાની આપવાનો વાયદો કર્યો અને રાતે જમવાનું આમંત્રણ આપતી આવી. ત્યાંથી આવતાં

માલતીએ મારા હાથમાં દસ રૂપીઆની નોટ મુકી અને કહ્યું:— "બેરીસ્ટર સાહેબે પોતાના નાહના બાળકને જોવા માટે બોલાવી હતી. મારી તપાસમાં તો તે માંદો નહોતો, જાણ્યામાં છલીયાસની ભલામણથી મને બોલાવી હશે. મને તેના પ્રત્યે ભારે દયા આવે છે. હું એને રાતે જમવાનું આમંત્રણ આપી આવી છું. બ્હેન તમે તેને ન તડપાવો. અને પરદો પણ ન કરો. કયાંક તે તમારી લાલચમાં ગાંડો ન બની બેસે. તેણે મને કહેવડાવ્યું કે તમારી પાસે આબિદાની કોઈ વસ્તુ હોય તો નિશાની દાખલ મને આપો. હું એને આબિદાની યાદગાર તરીકે મારી પાસે રાખીશ. બસ આટલા કામ માટે મને બોલાવી હતી. કાંઈ વિચાર તો કરો. બાપડો આગ્રાથી તમારી કોઈ વસ્તુ નિશાની દાખલ લેવા આવ્યો છે. એ ગાંડપણ નહીં તો બીજું શું છે ?"

" એ ન તો ગાંડો છે ન તો પાગલ છે તમારી મજલીસમાં આવવાનો એને ચસ્કો છે. એણે તો પોતાના મનથી આ વાત બનાવી છે. તમે એને બોલાવ્યો તે સારૂં કર્યું. આવવાદો પણ હું બીહું છું કે કયાંક સંબંધનો વધારો ખરાબ પરિણામ ન લાવે." આ સાંભળી માલતીએ ભારે આજીજીથી કહ્યું:—

" આજે તમે માત્ર મારી ખાતર એટલું કરો કે આયનામાં ઉભા રહીને પોતાનો ચહેરો દેખાડી દો. સારી નિષ્ઠાથી એક નજરે જોવામાં કાંઈ એબ નથી. જુઓ તો ખરા તે તમારો ચહેરો જોઇને શું કહે છે. જો તે તમને પસંદ કરે તો જાહેર થઈ જાવ."

" તો તમે એમ કહો છો કે મારે તેની આગળ જાહેર થઇ જવું ?"

" હું એમ નથી કહેતી, કબાટના આઈનાની બાજુમાં ઉભા રહેજો એટલે તમારૂં પ્રતિબીંબ પડશે. હું એને કહીશ કે જુઓ તો

ખરા દર્પણમાં કેવો સુંદર ચહેરો દેખાય છે બસ એક ઝલક બતાવી ખસી જજો. તે તમને ઓળખી નહીં શકે ચાર વર્ષની મુદ્દતમાં તમારામાં મોટો ફેરફાર થઈ ગયો છે એટલે ભાગ્યેજ તે ઓળખી શકશે. "

માલતીએ આટલું બોલીને ભારે આજીજી કરી એટલે હું રાજી થઈ ગઈ પણ મને ખબર નહોતી કે તે શું કરવા ચાહે છે સાંજરે જ્યારે ઈલીયાસ આવ્યો તો માલતીએ જુદીજ ઢબે વાતચીત શરૂ કરી.

" મેં સાંભળ્યું છે કે અંગ્રેજોએ એક એવી વિદ્યા ચાલુ કરી છે કે જે વડે તેઓ મરેલા માણસોના આત્માઓને બોલાવે છે અને મનુષ્ય આકૃતીમાં તેને દર્પણમાં દેખાડી આપે છે. "

" હા, વીલાયત જવા અગાઉ એવું જ કાંઈ મારા સાંભળવામાં આવ્યું હતું. પરંતુ વિલાયતમાં જઈને હું તો મારા અભ્યાસમાં એવો ગુંથાયો કે આવી વાતોની તપાસની તકજ ન મળી " ઇલીયાસે આ વિદ્યાની અસલીયતનો ઈકરાર કરતાં કહ્યું:–" પણ એમાં કાંઈને કાંઈ અસલીયતતો હશેજ નહીં તો આવી વાત પ્રખ્યાત ન થાત. "

" ખુદામાં તો બધી વાતની કુદરત છે પણ આવી વાતો બુદ્ધી વિરૂદ્ધની જણાય છે. " માલતીએ કહ્યું જે ઉપરથી ઈલીયાસ બોલ્યોઃ—

" આવી વાતોની જ્યાંસુધી અસલ ન શોધવામાં આવે ત્યાં સુધી વિરૂદ્ધ જણાય છે પણ અસલીયત જણાઇ આવતાં તે બુદ્ધી વિરૂદ્ધ જણાતી નથી. જો અહીં કોઈ એ વિદ્યા જાણનાર હોત તો અબ ઘડી ખબર પડી જાત કે આબિદા જીવતી છે કે નહીં "

" મુવે એના દુશ્મન !' જ્યાં હોય ત્યાં અલ્લાહ એમને સુખી ને તંદુરસ્ત રાખે. "

" હું એમ નથી કહેતો કે તે આ દુનિયા મુકીને ચાલી ગઇ છે પણ આગ્રામાં મને એવોજ કાંઈ વિચાર આવતાં હું અહીં તમારી મુલાકાતે આવ્યો છું, જો એ જીવતી હોત તો કયાંક તો ભાળ મળી આવત. પરિક્ષા પસાર કર્યા પછી એ ગુમનામીમાં શા માટે જીવન ગાળત. "

" વારૂ ત્યારે હું તમારો વ્હેમ ટાળવાનો ઉપાય કરૂં છું. જુઓ પેલા સામેના મકાનમાં એક બંગાલીબાબુ રહે છે તે આ વિદ્યાનો પારંગત છે તેને બોલાવી લાવો. પાંચ રૂપીઆ એને આપીને એટલું જ કહેજો કે મારી સાથે આવો તમારૂં કાંઇક કામ છે. તે ચાલ્યો આવશે. બીજું કાંઈ કહેશો કે પુછશો તો તે ન્હાસી જશે. "

માલતીની આ વાત સાંભળતાંજ ઇલીયાસ સામેના મકાનમાં ગયો અને બાબુને બોલાવી લાવ્યો.

માલતીએ પહેલાંથીજ મોટું દરપણ દરવાજાની સામે મુકી તેના ઉપર કપડાનો ગલેફ ચઢાવી દીધો. જ્યારે ઈલીયાસ બાબુને લઈ અંદર આવ્યો તો તેણે બાબુને કહ્યું કેઃ-" જો આપ મરદાના આત્માને મનુષ્ય આકૃતિમાં બોલાવી શકતા હોતો આબિદાના આત્માને બોલાવો. " બાબુ બાપડો ભાડાચીઠી ને દસ્તાવેજ લખનારો હતો. તે એમજ સમજીને આવેલો કે કોઈ ભાડા ચીઠી કે દસ્તાવેજ લખાવવા હશે પણ અહીં ઇલીયાસના વચનો સાંભળી આભોજ બની ગયો. અને મનમાં બબડવા લાગ્યો. ઈલીયાસ સમજ્યો કે તે કોઈ મંત્ર જપે છે. માલતીએ ઈલીયાસનું લક્ષ દર્પણની સામે ખેચ્યું અને દાસીને કહી દર્પણનો ગલેફ ઉતરાવી નંખાવ્યો ઈલીયાસ આબિદાના દર્શન માટે આગળ વધ્યો. માલતીના ઈશારાથી હું

દરપણની સામે બાજુથી પસાર થઇ ગઈ. બાણુએ મારૂં પ્રતિબિંબ ન જોયું પણ તે અમને બધાને પાગલ સમજ્યો અને કદાચ કોઇ આફતમાં ન સપડાઈ જાય એમ સમજી ચાલતો થઈ ગયો. ઈલીયાસે મને જોઈ અને બાણુને જોયો તો તે ચાલતો થયો હતો. ઈલીયાસ સમજ્યો કે બાણુ જો થોભ્યો હોત તો તેની વિદ્યાના કારણે હું પણ થોભત. એટલે તે બાણુની પાછળ દોડયો અને બાણુને પકડી લીધો. બાણુ ઈલીયાસને પાગલ સમજતો હતો તેથી બુમો પાડવા લાગ્યો. લોકો એકઠા થઈ ગયા આ જોઇ મેં દાસીને તરત મોકલી ઈલીયાસને ઉપર બોલાવી લીધો. તે ઉપર આવતાંજ સીધો દર્પણ આગળ આવ્યો પણ દર્પણમાં એના પોતાના ચહેરા સિવાય બીજું કાંઈ ન દેખાયું આ જોઈ માલતીએ પુછયું:—

" આપે દર્પણમાં શું જોયું કે બાણુની પાછળ પાગલોની પેઠે દોડયા ? "

" મેં શું જોયું અને કેવો આનંદ અનુભવ્યો તે મારૂં પોતાનુંજ મન સારી પેઠે જાણે છે. કોણ જાણે આબિદા પર શું વીત્યું હશે. "

આ પછી તે પાગલોની પેઠે બબડવા લાગ્યો. રખેને તે પાગલ ન થઈ જાય અને તેનું ભેજું ચસ્કી ન જાય એમ ધારીને માલતી મારા ઓરડામાં આવી. તે શા માટે આવી છે એવો હું વિચાર કરૂં તે પહેલાં તેણે ઈલીયાસ ને ઓરડામાં આવવાનો ઈશારો કર્યો અને તે બેબાકળો બનીને ઓરડામાં ધસી આવ્યો અને મને જોતાં જ સત્બધ પુતળાંની પેઠે હક્કો બક્કો રહી ગયો. હું ન્હાસવાનો વિચાર કરતીજ રહી પણ મારા પગ સોસો મણના ભારે થઈ ગયા અને હાલી ચાલી શકી નહીં. માલતીએ આ શબ્દો સાથે ઈલિયાસની અજાયબી દુર કરી.

" આ રહ્યાં બી આબિદા બાનુ જે તુરકાના ખાતુન બનીને આ મકાનમાં બીરાજે છે અને દર્પણમાં દર્શન આપી તમને લોહચુંબકની પેઠે ખેંચે છે. " આ સાંભળી મેં માલતીને કહ્યું:—

" માલતી જો કે જાહેરમાં તમે મારી ખેરખ્વાહી કરી છે પરંતુ તે મને પસંદ નથી. જે માણસે કોઈ પણ જાતની તપાસ વિના મારી પવિત્રતા પ્રત્યે શંકા જાહેર કરી મને બદકાર ધારી લીધી એવા માણસને હું જોવાનું પસંદ કરી શકતી નથી. " આ સાંભળી ઈલીયાસ કાંઈ બોલવા ચાહતો હતો કે મેં તેનો હાથ પકડીને આરામ કુરસી ઉપર બેસાડી દીધો અને હું માલતીની પાસે જઈ બેઠી. ઈલીયાસે મને પોતાથી દુર જઈને બેસવાની મના કરી પણ મેં કહી દીધું કે—

" જ્યાં સુધી તમે પર પુરૂષ છો ત્યાં સુધી મારે તમારી સામે આવવું પણ ન જોઈએ બસ આટલી છુટ ઉપર જ ધીરજ ધરો કે મેં તમારાથી પરદો તોડયો. "

આમ તેમની વાતચીત થયા બાદ ઇલીયાસે તેજ દીવસે મારી સાથે નિકાહ કરી લેવાની ઈચ્છા જાહેર કરી પરંતુ મેં મારી આ શરત રજુ કરી કે જ્યાં સુધી મારા ફોઈમા આ નિકાહ માટે રાજી ન થઇ જાય ત્યાં સુધી હું નિકાહ કરી શકતી નથી.

આ છેવટનો જવાબ સાંભળી ઈલીયાસ તરતજ આગ્રા રવાના થઈ ગયો. તેણે ધારેલું કે અંમાને રાજી કરી લેવા આસાન છે પણ તેમાં તેણે ભુલ ખાધી બે અઠવાડીયા સુધી તેણે દરેક રીતે અંમાને સમજાવવાના પ્રયત્ન કરી જોયા પણ ડોશી રાજી નજ થયાં ને કોઈ કાળે પણ મને પોતાની વહુ બનાવવા પસંદ કરતા નહોતા. છેવટે ઈલિયાસ નિરાશ થઈ ને પાછો મુંબાઈ આવ્યો અને મને સમજાવવા લાગ્યો પણ મેં તો ના ની હા નજ ભણી. માલતી કુટુંબી કારણોથી

અંજાણુ હતી તેથી તે નિકાહ કરી લેવા પર ભાર આપતી. અને શરેઅમાં શું શરમ વિગેરે કહી મને નિકાહ કરવાને સમજાવતી.

ઇલીયાસે મારા માટે આગ્રા મુકયો અને મુંબઈમાં વકીલાત શરૂ કરી દીધી. મને સમજાવવામાં તેણે કોઈ વાતની કસર ન રાખી પણ મેં જે શરત મુકી હતી તેના ઉપર હું કાયમ રહી. ઈલીયાસે મુંબઈમાં સારી લાગવગ વધારી અને તેનું કામકાજ પણ ચાલી ગયું. ઉંચા કુટુંબોમાં તેની આવજાવ પણ થવા લાગી એટલે તેણે શહેરના સંભવિત કુટુંબોની મારફતે મને નિકાહ કરી લેવા ભાર અપાવ્યો પણ હું એકની બે ન થઇ. તે દરરોજ મારે ત્યાં આવતો, કેટલીક વખતે ખાવા પીવાનું પણ મારે ત્યાંજ રાખતો પણ હવે અમે તેનાથી પરદો કરતા હતા.

નિકાહના ઈનકારથી સર સિફારશ કરનારા કુટુંબોના મન કચવાયાં એટલે મેં મુંબઈ મુકવાનો વિચાર કર્યો. મુંબઈ મુકીને કયાં જવું એના ઉપર સલાહ થઈ અને કલકત્તા જવાનું નક્કી કર્યું પરંતુ કલકત્તા જતાં પહેલા મેં મણીનું કયાંક ઠેકાણું કરી દેવાનું નકકી કર્યું. વિચાર કરતાં મને એજ યોગ્ય જણાયું કે વડોદરે જઇ એને એના પિતાને સોંપી દઉં. ઘરના બધા સરસામાનને વેચી નાંખી ઘર ખાલી કરી દઈ રાતની ગાડીમાં અમે બધા વડોદરે રવાના થયા, સવારમાં વડોદરે પ્હોંચી ધર્મશાળામાં મુકામ કર્યો અને મણીના પિતાને એક અગત્યના કામસર આપથી વાતચીતની જરૂર છે માટે તરત પધારો એવી ચીઠી એક ગાડીવાળાને હાથે મોકલી આપી. થોડીજ વાર થઈ હશે કે મણીના પિતા આવ્યા. મેં મણીને બાજુના ઓરડામાં બેસાડી એના પિતાથી વાતચીત શરૂ કરી. રૂમમાં માત્ર અમે બે જણાજ હતા. મેં બુરખાથી પોતાનું શરીર છુપાવેલું હતું. જ્યારે મણીના પિતાએ મારી જીભે મણીનું નામ સાંભળ્યું તો તેણે શરમથી ગરદન નીચે ઝુકાવી લઈ કહ્યું—

"એ તો ક્યારનીય મારા મનથી મરી ચુકી છે એનું નામ ન લો. આ વાત માટે મને બોલાવ્યો હોય તો મારે એ સાંભળવી નથી." એટલું બોલી મણીનો પિતા ઉઠવા ચાહતો હતો કે મેં એને બેસાડયો અને ભારે ધીરજથી મારી વાત સાંભળવા લાચાર બનાવ્યો. ભારે રકઝક પછી તે કાંઈક નરમ પડયો એટલે મણીએ આવી પિતાના પગો ઉપર માથું મુકી દીધું. બાપ દીકરી રડી પડયાં ને એક બીજાને ભેટયાં મારૂં કામ પુરૂં થયું. પિતાએ એને પોતાની પાસમાં લેવાની હામી ભરી નાતજાતના મુકાબલાની હિમ્મત બતાવી અને જો કદાચ નાતજાત એને સંઘરવા તૈયાર નહીં થાય તો નાતજાતને તરછોડી દેવા પણ એ તૈયાર થઈ ગયા, મણી આજે અમારાથી વિખુટી પડે છે. એ વિચારથી અમો બધાને ઓછું આવ્યું પણ શું કરીએ. એમ કર્યાં વિના છુટકોજ નહતો. સમાજે તરછોડેલી બાળા પોતાના પિતાને ત્યાં ગઈ એ સંતોષ સાથે અમે વિદાય લીધી. મણી અને તેના પિતાએ આગ્રહ કરી એક દીવસ અમને થોભાવ્યા. બીજે દીવસે અમે અમદાવાદના માર્ગે અજમેર આગરા થઈ કાનપુર આવ્યા અને ત્યાંથી અવધ રોહીલ ખંડ રેલ્વેમાં અયોધ્યા આવ્યા અને ત્યાંથી ગોરખપુર પહોંચ્યા.



# બાબ ૭

મોહીની અને માલતીનું બાળપણ ગોરખપુરમાં વીતેલું હોવાથી એમને અને એમના લીધે મને ગોરખપુરથી ખાસ લાગણી હતી. મોહીની અને માલતીના કુટુંબની શોધ કરવાની ઇચ્છા હતી પણ ગોરખપુર પહોંચ્યા પછી જણાયું કે આ બંને બાળકીઓને લઈને જે સ્ત્રી નેપાલની સરહદ તરફથી આવી હતી તે એક ગુણીકા હતી અને ખાસ ગોરખપુરની રહીશ હતી પરંતુ હાલ તેનો અંતકાળ થઈ ચુકયો હતો. તપાસ કરતાં એ ગુણીકાના સંબંધીઓની મુલાકાત થઈ તેમણે જણાવ્યું કે મરનાર ગુણીકા જે બે બાળાઓને નસાડી લાવી હતી તે એક આબરૂદાર મુસલમાન કેપટનની દીકરીઓ હતી. સને ૧૮૫૭ ના બળવામાં શાહઝાદા ખીરજીસ કદરની સાથે એક ખાનદાની કુટુંબનો અમીરઝાદો નેપાલ ચાલ્યો ગયો હતો અને ત્યાં એક ઉંચા લશકરી હોદ્દા પર નીમાયો હતો. સામાન્ય રીતે ગોરખપુરમાં એવી અફવા ફેલાઈ હતી કે નેપાલના મીરઝા કામરાનની બે પુત્રીઓને ગોરખપુરની કોઈ ગુણીકા ઉપાડી લાવી અને એ પણ જણાયું કે મીરઝા કામરાન હજુ જીવતા છે. પોતે મુસલમાન કુટુંબમાં જન્મ લીધો છે એ ખબરથી મોહીની અને માલતીને ભારે ખુશાલી થઈ. એટલે તેમણે થોડોક સમય ગોરખપુરમાં ગાળી પોતાના પિતાની બાતમી મેળવવાની ઇચ્છા જાહેર કરી પરંતુ હું ગોરખપુર રહેવાની વિરૂદ્ધ હતી. કેમકે ખરચ ખુટયું હતું અને ગોરખપુરમાં ધંધો ખીલી નીકળે એવી આશા નહોતી તેથી તરતજ કલકત્તે જવાનું નક્કી કર્યું પરંતુ રવાનગીની પહેલાં ગોરખપુરના એક પ્રખ્યાત વકીલ અલી એહમદના નામે એક પત્ર મોહીનીના નામનો લખી મોકલ્યો. આ પત્રમાં નીચેનું લખાણ હતું:—

" મહેરબાને મન, મને આપને પત્ર લખવાનો કાંઈ હક નથી છતાં આપ અને હું બંને મુસલમાન હોવાથી ઇસ્લામના વિશાળ ભાઈચારાના અંગે હું આ પત્ર લખી રહી છું એટલે જો આપ આ હકને હક સમજતા હો તો હક છે અને ન સમજો તો કાંઈ નથી. ઉપરાંત મેં આપના વિષે સાંભળ્યું છે કે આપ મુસાફરોની સાથે સારો વર્તાવ કરો છો એટલે હું આ પત્રમાં કાંઇક પુછવા ચાહું છું. આશા છે કે આપ એનો જવાબ આપી આભારી કરશો. નેપાલના કેપટન મીરઝા કામરાન જેમની બે પુત્રીઓ નાની વયમાં ગુમ થઈ ગઈ હતી તેઓ હાલ જીવતા છે કે કેમ અને જો જીવતા હોય તો એમની સાથે કયા સરનામે પત્ર વ્યવહાર કરવો એ મહેરબાની કરી નીચલે સરનામે લખશો તો હું આભારી થઈશ. નેપાલની સરહદ આપના જીલ્લાથી મળેલી છે તેથી આ વાતની બાતમી આપની મારફતે રહેલાઈથી મળી શકે છે એટલેજ મેં આ તકલીફ આપી છે. આશા છે કે આપ માફ કરશો.

મોહીની

આબિદા ખાતુનની મારફતે

રોયલ હોટલ–કલકત્તા

આ પત્ર પોસ્ટ કરીને અમે ગોરખપુરથી રવાના થયા અને બાંકીપુર પહોંચ્યા. અહીં અમારે મેલ ટ્રેન પકડવી હતી તેથી ડાક બંગલામાં જઈને ઉતર્યા, અમને ડાક બંગલામાં પહોંચ્યા ને એકાદ કલાક થયો હશે કે એક ગાડી આવીને ઉભી રહી અને એક અંગરેજી પોષાક પહેરેલો જુવાન તેમાંથી ઉતર્યો અને બીજો તેમાં બેસેલો રહ્યો. ગાડી ચાલી ગઇ અને પેલો જુવાન ડાક બંગલાના ખાનસામાંથી કાંઇક વાતચીત કરી ને અમારા ઓરડા તરફ ચાલ્યો. માલતી જોવા ઉઠી કે આ પરાયો માણસ કેમ આવી રહ્યો છે. લગાર ધ્યાન પુર્વક જોઇને તે તરતજ બોલી:—" આતો અસકરી સાહેબ છે. " હું

આ જોઇને બીકથી ધ્રુજવા લાગી કેમકે અસકરીએ અમારો પત્તો લગાવી દીધો તો અવશ્ય ઈલીયાસ પણ આવ્યો હશે અને હું જે ધારણાએ કલકત્તે જઈ રહી છું તેમાં જરૂર નાસીપાસ થઈશ. માલતી અને મોહીની ઇસ્લામમાં દાખલ થયા પછી પરદાનો કાંઈક ખ્યાલ રાખવા લાગી હતી. મીરઝા અસકરીને જોતાંજ માલતીએ પોતાનો ચહેરો બુરકામાં છુપાવી દીધો અને દાસીને બહાર મોકલી અસકરીને અંદર બોલાવી લીધો. અને પરદાની આડમાંથી માલતીએ અસકરીને આવકાર આપ્યો તે બાદ એમનામાં નીચેની વાતચીત થઈ. અસકરીએ કહ્યું:—

"હું કલકત્તે જઈ રહ્યો છું. મારો વિચાર ત્યાં પ્રેકટીસ શરૂ કરવાનો છે. કલકત્તા જતાં હું અહીં એક કામસર ઉતર્યો છું અને અલહાબાદમાં એક મિત્રની મુલાકાત લેવી છે તેથી હું આજે અલહાબાદ જનાર હતો એટલામાં આપની દાસીને સ્ટેશન ઉપર ઓળખી લીધી અને આપ ત્રણેને બુરકામાં એની સાથે જોઈ મને ખાત્રી થઈ ગઈ કે આ મુંબઈનોજ કાફલો છે છતાં વધુ ખાત્રી કરવા મેં મારા નોકરને મોકલી તપાસ કરાવી તો આપના હોવાની પુરતી ખાત્રી થઈ ગઇ તેથી હું શહેરમાં જઇને મારા મિત્રની સાથે અહીં આવ્યો અને તેમને થોડીવાર પછી આવવાનું કહી વિદાય કરી દીધા."

"તો આપે આપના મિત્રને અમારી વાત કરી હશે."

"ના, આપ વિષે કાંઈ વાત કરી નથી."

"વારૂ, ઈલીયાસના કાંઈ સમાચાર મળ્યા છે?"

"લાંબા વખતથી એમનો પત્ર આવ્યો નથી પરંતુ એટલું જાણું છું કે તેઓ મુંબઇમાં છે. મળવાને મન તો બહુએ ચ્હાય છે પણ ફુરસત ન મળી. વારૂ હવે એ તો કહો કે આપ બધા ક્યાં પધારો છો?" આ સાંભળી માલતીએ ટકોર કરી:—

"આપની શોધમાં ?"

"શોધની પણ એકજ કહી." મોહીનીએ વધુ ટકોર કરી એટલે માલતી બોલી:-

"એ પણ કલકત્તે જાય છે અને અમે પણ કલકત્તે જઈએ છીએ."

"વાહ તો એનાથી શું ઉત્તમ હોઈ શકે. હવે હું પણ અલહાબાદ નથી જતો. સાંજની મેલમાં તમારી સાથે કલકત્તે ચાલું છું."

"અમારી સાથે ચાલવું કેવું ? આપ આપના રસ્તે જાવ અને અમને અમારા માર્ગે જવાદો." મોહીની બોલી એટલે અસકરીએ કહ્યું:-

"મોહીનીને મારા પ્રત્યે ભારે અભાવ છે. માલતી તરતજ બોલી ઉઠી:-

"અભાવ નહીં ભાવ છે" આ સાંભળી મોહીનીએ કહ્યું:-

"મારા દુશ્મનોને ભાવ હોય તો કોણ જાણે મને તો પહેલાંથીજ એમની ઉપર ભારે અભાવ છે. મેં કોઇ પણ વખતે એમની સાથે વાત કરવાનો ભાવ જણાવ્યો નથી. અલબત બહેન તમને એમનું બહુ લાગી આવે છે તો તમેજ એમના પર ભાવ રાખો. મારે તો એમનો ભાવ તાલ કરવો નથી. જુઓને મુંબઈમાં હતા તો કેવી રીતે મળતા હતા અને મુંબઇથી ગયા તો પછી આજ સુધી ભાવજ ન પુછયો. એક કાર્ડ સરખો તો એમને મળ્યો નહીં. અને હવે અહીં જોઇ લીધા તો લલ્લો પત્તો કરતાં આવી પહોંચ્યા. આવા પુરૂષોનો શો ભરોસો ?"

"મોહીની બાનુ ! ગુસ્સે ન થાવ, ભાવ અભાવની ચર્ચાને બંદ કરો, હું અત્યારે ને અબ ઘડી આપનો ગુલામ બનવા તૈયાર

છું. જાહેરનામું લખાવી લો, મરજી પડે તેવો દસ્તાવેજ લખાવી લો, મારી તમામ માલ મીલકત જાગીર જે ચાહો તે મહેરના પેટે લઈ લો અને ચાહો તો મને પોતાને ગીરવી મુકી લો."

"આવી વાતો એના કને જઇને કરો જે આપને ચાહતી હોય અથવા આપને નહીં તો આપની માલ મીલકત ને જાગીરને ચાહતી હોય. મને ન તો આપ પસંદ છો ન તો આપની જમીન જાગીર અને ઈનામદારી પસંદ છે ફરી આવી નકામી વાતો કરવાથી શો લાભ?"

મોહીનીની આ તડને ફડ વાત સાંભળી અસકરી ચોંકયો અને નરમઘેંસ બનીને બોલ્યો:-

"મારામાં આપને હજાર દુર્ગુણો જણાયા પણ મારી જમીન જાગીરે આપનું શું બગાડયું છે કે તેને પણ આપ ચાહતા નથી?"

"જે બાનુ તમારાથી લગ્ન કરવા ચાહશે તે પ્રથમ તમને જોશે અને તેનામાં લગાર પણ બુદ્ધીનો છાંટો હશે તો તે તમારી માલ મિલકત કે જમીન જાગીરને નહીં જુવે. લગ્ન તમારી સાથે કરવાનું છે ન કે તમારા ધન દવલત સાથે. છતાં પણ તમારી જમીન જાગીર ઉપર નઝર નાખવામાં આવે તો તે પગથી માથા સુધી અનેક દુર્ગુણોથી ભરેલી છે. અને એની મને પુરે પુરી માહીતી છે કેમકે મીરઝા મકસુદ બેગે ૨૦ પાનાનો પત્ર લખ્યો હતો જેમાં પોતાના અને આપના કુટુંબનો પુરે પુરે એહવાલ લખ્યો હતો. મને ખાત્રી છે કે એ પત્ર તમારી સલાહથી લખવામાં આવ્યો હશે. તમારી અંતરની ઇચ્છા અમે જાણીએ છીએ. આબિદા બાનુ સાથે મીરઝાએ જે હલકટ વર્તન ચલાવ્યું હતું તે એની જીભે સંભળાવી દીધું અને તમારા કુટુંબમાં જે નાપાક રીવાજ છે તે તેના પત્રથી

જાહેર થઈ ગયા એટલા માટેજ અમે આપથી દુર રહ્યા નહીં તો તમારામાં કઇ વાતની કમી છે. જાહેરમાં તમે હજારોમાં એક છો પરંતુ અમે જાહેરી હાલત જોતા નથી. માણસની ખરી ખુબી તેના ઉંચા સદગુણો છે. ફુલનો જાહેરી રંગરૂપ શા કામનો જ્યારે તેમાં સુગંધ ન હોય." આ લંબાણુ વીવેચન સાંભળી અસકરીએ પુછયું:—

"કાંઈ કહો તો ખરા કે તમે મને ને મારા કુટુંબના રીવાજને દુર્ગુણુથી ભરપુર ને નાપાક કેમ જણાવ્યા."

"વાત બરોબર છે. બસ હું એટલીજ વાટ જોતી હતી કે આપ મને પુછો અને હું આપને કહું."

"વારૂ ફરમાવો. જેને ચાહો તેને બુરો કહો. મને તો વાતનો સંબંધ ચાલુ રાખવો છે. આપ ગાળો આપશો તોય મને તો આનંદ થશે."

"સાંભળો ત્યારે" મોહીની બોલી:—"આપના કુટુંબમાં જે જાગીર વડીલો પારજીત ચાલી આવે છે તે વ્હેંચાયા વગરની છે. તમારા કુટુંબમાં પણ શાહજહાં બાદશાહના કુટુંબની પેઠે એક બીજામાં ભારે દુશ્મની છે. પણ એમના અને તમારા કુટુંબની દુશ્મનીમાં ફેર છે. શાહજહાંના પુત્રો રાજ્ય માટે લડતા હતા. જે પ્રજાની અનામત રૂપ હતું અને તમારે ત્યાં એમ નથી. તમારા પિતાએ બીજા હકદારોના હક મારી જાગીર મેળવી છે એજ કારણે તેઓ જ્યાં સુધી જીવતા રહ્યા સગાઓની આંખોમાં કણાની પેઠે ખુંચતા રહ્યા. એમના મરવા પછી તમને જે જમીન જાગીર ને માલ મિલકત મળ્યાં છે તેમાં ગરીબ કુટુંબીઓના હક છે તેથી તમારૂં પોષણ હક હલાલની ઉપજમાંથી થયું નથી એટલે તમારામાં ઉંચ આદર્શો ભાગ્યેજ હોવા જોઈએ. હલાલની કમાણીથી જે કુટુંબનું પોષણ થાય છે તેમના આદર્શો ઉંચા હોય છે."

"બસ કરો બાનુ! બાપ દાદાના હાડકાં ઉખેડવાનું બંદ કરો. હું તમારો ગુનેહગાર છું માટે તમારે જે કાંઈ કહેવું હોય તે મને કહો મારા મરી પરવારેલા વડીલોને કહેવાનો કાંઈ સાર નથી. જગતમાં તો એમજ ચાલતું આવ્યું છે. ભાગ્યેજ કોઈ ધનવાન એવો હશે જેની મિલકત આવી રીતે ભેગી ન થઈ હોય. તમે પણ જે ફીના રૂપીઆ લો છો તેમાં પણ આવા રૂપીઆ તો જરૂર આવતાજ હશે."

"ફીના રૂપીયાની વાત જુદી છે અને જમીન જાગીરની વાત જુદી છે. તમારા પિતાએ જે જમીન જાગીર વિના હકે પડાવી લીધી હોય અને તમે તેમને નાહક પર સમજતા હો તો હવે તમારે તે જમીન જાગીરના હકદારોમાં તેમનો હક વ્હેંચી દેવો જોઈએ. મને સારી પેઠે માહીતી પુરી પાડવામાં આવી છે કે જ્યારે આપના પિતા આ દુનિયામાંથી રૂખસત થયા ત્યારે ચાર પુત્રો અને એક પુત્રી પોતાની પાછળ મુકી ગયા હતા. તમારા ચારે ભાઈઓએ પિતાનો વારસો સરખે ભાગે વ્હેંચી લીધો અને બીચારી બ્હેનને એક પાઈ પણ ન આપી. એ કરતાં વધુ નિર્લજતા શું હોઈ શકે?"

"આપ કહો છો તે ખરૂં છે. પરંતુ અમારાં બ્હેન બહુ ભલા અને નેક છે. મારા ભાઇઓએ વારસો ન લેવા માટે સમજાવ્યા ને તેઓ રાજી થઈ ગયા. આવી રીતે વહેંચણી રાજી ખુશીથી થઈ છે એમાં જોર જુલમનો અંશ પણ ન હોતો."

"હું તમારાં બ્હેનના મોટાં મનની તરીફ કરૂં છું પરંતુ અત્યાર સુધી હું આપને માત્ર જાલીમ સમજતી હતી અને આ હકીકત જાણ્યા પછી નિર્લજ પણ કહું છું એ બાપડીએ જોયું કે તમે એનો ભાગ દબાવી લેવા માગો છો તો તેણે મને કે કમને

માત્ર તમને રાજી રાખવા ખાતર વારસા પરથી હાથ ઉઠાવી લીધો. નહીં તો કોઈ ને પણ આવતી મિલકત ખરાબ લાગતી નથી."

"તમે કહો છો એ ખરૂં હોય તો પણ મોટા ભાઈએ બ્હેનને તેમના વારસા કરતાં વધારે આપ્યું છે. હું તે વખતે નાહનો હતો તેથી કદાચ ભાઈથી ગુનોહ થયો હોય તો તે ભાઈના ગુનાહનો ભાર મારી ગરદન ઉપર ન મુકાવો જોઈએ."

"આમ કહી દેવાથી આપ છુટી શકતા નથી. આપના કહેવાથી જણાય છે કે આપ બહેનના વારસા હકનો સ્વિકાર કરો છો."

"બેશક કોઇ પણ મુસલમાન તેનો ઇન્કાર કરી શકે નહીં. કુરાને પાકે જે વારસા હકો સ્થાપિત કર્યા છે તે દરેક મુસલમાનની નજરમાં હક છે અને જે ઇનકાર કરે તે કાફર છે. હિંદના મુસલમાનો હિંદુઓના સહેવાસથી સ્ત્રીઓના વારસા હકો આપતા નથી પણ તે ઇસ્લામની નજરે હું કહી ગયો તેમ કુફ્રની બરાબર છે. હિંદુઓમાં સ્ત્રીને વારસા હક મળતો નથી અને જે કાંઈ મળે છે તેના ઉપર પણ તેમની પુરેપુરી માલીકી ગણાતી નથી. પહેલાં પુત્રીઓને મારી નાંખવાનો રીવાજ હતો, પતિની સાથે સ્ત્રીઓ બળી મરતી હતી. ઇસ્લામની જ્યાં અનેક બરકતો છે ત્યાં આ બરકત પણ બહુ મોટી બરકત છે કે તેણે સ્ત્રીઓના હકોનું રક્ષણ કર્યું. કોઈ મુસલમાન બાદશાહને એક ખ્રિસ્તી એલચીએ સવાલ કર્યો કે કુરાનમાં સુવ્વરનું માંસ અને શરાબના માટે એકજ હુકમ છે પરંતુ મુસલમાનો તે બંનેનું પુરેપુરૂં પાલન કરતા નથી તેનું શું કારણ? બાદશાહે જવાબ આપ્યો કે શરાબના બદલાની વસ્તુ મળતી નથી અને સુવ્વરના માંસના બદલામાં અતિ ઉત્તમ ને સ્વાદિષ્ટ માંસ મળે છે એટલે તેને અડકતા પણ નથી. એવી રીતે ઘણા અલ્લાહના એવા ફરમાનો છે

જેને બજાવી લાવતા મુસલમાનો અચકાય છે અને કોઈ કોઈ વખતે અલ્લાહના ફરમાનો પર ટીકાઓ કરે છે પણ એટલું સમજતા નથી કે જો ખુદાના ફરમાનને તે ઠીક સમજતા નથી અને અન્યાયી માને છે તો તેઓ ઈસ્લામથી ખારિજ થઈ જાય છે. એમાં કાંઈ શક નથી કે હિંદના કેટલાક મુસલમાનો સ્ત્રીઓના હકોની બાબત કુરાનના ફરમાનને ઠીક સમજતા નથી અને સ્ત્રીઓને ઘરની લોંડીઓ જાણે છે અને તે બરકતોની કદર નથી કરતા. જે કુરઆની ફરમાનના કારણે અજ્ઞાન અરબોમાંથી આ નાપાક રીવાજને નાબુદ કરી જગતમાં ફેલાવા દીધી.

અસકરી પોતાની વાત ચાલુ રાખતાં બોલે જતો હતો. તેણે કહ્યું:—" અંગ્રેજોમાં સ્ત્રીઓના હકોનું ખાસ ખ્યાલ રાખવામાં આવે છે તેથીજ આજે તે ઉન્નતીના શીખરે પહોંચ્યા છે. જ્યાં સુધી સ્ત્રીઓના હકોનું રક્ષણ નહીં કરવામાં આવે ત્યાં સુધી કોમ કોઈ કાળે પણ ઉન્નતીએ પહોંચી શકશે નહીં. અરબસ્તાનમાં લોંડીઓ પણ હિંદુસ્તાનની બીબીઓ કરતાં સારી સ્થિતિમાં હતી. જ્યાં સુધી સ્ત્રીઓને નીચ ગણી લાચાર સ્થિતિમાં રાખવામાં આવશે ત્યાં સુધી તેમના પેટે જે બાળકો અવતરશે તે નિર્માલ્ય અને પોતાની માની ગુલામીના કારણે ડરપોક થશે. અને જુવાન થતાં તેમનામાં સદગુણો જોવામાં નહીં આવે, એટલા માટે જ્યાં સુધી કવમની સ્ત્રીઓને લોંડીઓ સમજવામાં આવશે ત્યાં સુધી તે કવમ ચઢતી દશાએ નહિ પહોંચે, મારૂં અને મારી પેઠે અંગ્રેજી શિક્ષણ મેળવેલા બીજા ગ્રહસ્થોનું માનવું છે કે હિંદના મુસલમાનો મુસ્લિમ બાનુઓના હકો દબાવી શરીઅતે ઈસ્લામના ફરમાનોનું ખુન કરી રહ્યા છે એના પર ખાસ પ્રતિબંધ મુકવાની જરૂર છે અને જ્યાં સુધી આવા ખુનો અટકાવવામાં નહીં આવે ત્યાં સુધી મુસલમાનોની ઉન્નતી અશક્ય છે. ભાઈઓ બહેનોનાં હક ડુબાડે છે એતો સમજી શકાય એમ છે પણ પોતે બાપ પોતાની પુત્રીઓના વારસા હક ડુબાડી રહ્યા છે.

નઊજો બિલ્લાહ વાત જ્યાં એટલી હદે પહોંચી હોય તો પછી પુછવુંજ શું ? માત્ર પોતાની મિલકત પુત્રીને મળતા તે બીજાના કુટુંબમાં ચાલી જશે એ બીકથી આજે મુસલમાનોની કેટલીક કવમો ચુસ્ત ઇસ્લામી હોવા છતાં વારસા હકમાં હિંદુ લો પ્રમાણે અમલ કરે છે. અના એ અર્થ થાય છે કે એ લોકો કુરઆનના ખુલ્લા ફરમાનનો અનાદર કરે છે અને કુરઆને પાકના ફરમાન આગળ હિંદુ ધર્મના ફરમાનોને સરસાઈ આપે છે. દુનિયાએ આવા લોકોની આંખો ઉપર ગફલતનો પરદો નાંખી દીધો છે. તેઓ દુનિયવી માલ મિલકત માટે જહન્નમ ખરીદી રહ્યા છે. કેમકે અલ્લાહ કરીમ પોતાનો હક તો માફ કરી શકે છે પણ બંદાઓના હકો માફ કરી શકતો નથી. બંદાઓના હકોતો ઇસ્લામની આજ્ઞા પ્રમાણે અદા કર્યેજ છુટકો છે હું આ તકે હઝરત રસુલે અકરમ સલ. ના સમયનો એક બનાવ રજુ કરૂં છું. ઈમામ નિસાઈએ પોતાની સનનપર એક હદીસ રિવાયત કરી છે કે બશીરે એક દીવસ આં હઝરત સલ. ને કહ્યું કે "મેં મારા દીકરા નોઅમાનને એક ગુલામ આપ્યો છે આપ તેના શાક્ષી રહેજો." આં હઝરત સલ. એ પુછયું કે "બીજા દીકરાને તમે શું આપ્યું ?" બશીરે જવાબ આપ્યો કેઃ-"બીજા દીકરાઓને હું આ વખતે કાંઈ આપતો નથી." આ સાંભળી હઝરત સલ. એ ફરમાવ્યું કેઃ-"શું આ જુલ્મના માટે હું શાક્ષી રહું" આ ઉપરથી સ્હેજે સમજાય છે કે વારસા વ્હેંચણી વિષે ઇસ્લામની કેવી સખત આજ્ઞા છે. મને મારા મોટા ભાઇની વર્તણુંક ઉપર ઘણો ગુસ્સો અને અજાયબી હતી કે તેમણે કોઈ ભાઈનો હક પચાવી પાડવાની શા માટે હિમ્મત ન દેખાડી અને બીચારી બ્હેનના વારસા પર ત્રાપ પાડી. આ હક પચાવીને તેમણે એકલાએજ હજમ ન કર્યો પણ ચારે ભાઈઓને સરખો વ્હેંચી દીધો. આ વ્હેંચણીમાં મને પણ લાભ થયો. પણ હું તે વખતે સગીર હતો. મોટો થઈને હું મોટા ભાઈને જરૂર નીચ માણસ ગણુત પરંતુ તેમણે બ્હેનની સાથે એવો સરસ વર્તાવ

કર્યો કે હવે હું મોટા ભાઈને નીચ સમજતો નથી. મોટા ભાઇએ બ્હેનને તેમના વારસા હક્ક કરતાં ઘણું વધારે આપ્યું તેથી મોટા ભાઈ વિરૂદ્ધ મને કાંઈ કહેવું નથી બલ્કે તેમની પ્રસંશા કરૂં તો કાંઈ ખોટું નથી છતાં પણ સાવચેતી અને પરહેઝગારીને જોતાં હું એની ઉમેદ રાખું છું કે બ્હેનના વારસામાંથી મારા હિસ્સામાં જે કાંઈ ભાગ આવ્યો છે તે બ્હેનને પાછો ફેરવી દઉં. ”

અસકરીનું આ લંબાણ સંભાષણ સાંભળી મારા અંતરની તો કળી કળી ખીલી ગઈ. મોહીની અને માલતી કાંઇ બોલે તે પહેલાંજ મે બુલંદ અવાજે તેના આ સુવિચારોને વધાવી લેતાં કહ્યું:—

“ શાહબાશ, આફ્રીન, ધન્ય છે તમારી હિમ્મત અને મર્દાનગીને. તમે જે કાંઇ કહ્યું તેથી તમારા પ્રત્યે મારા અંતરમાં જે કાંઈ ગેર સમજુતીઓ લાંબા સમયથી જન્મ પામી હતી તે દુર થઈ ગઈ. આ બંને જણીઓ પોતાની જીભે કાંઈ ન કહે પણ હું પોતે કહું છું કે આ બંનેમાંથી તમે ચાહો તે તમારી દાસી બનવા તૈયાર છે.” આ સાંભળી મોહીની બોલી ઉઠી:—

“ અસકરી સાહેબ ! જો દાસીની જરૂર હોય તો માલતીનેજ પસંદ કરજો ” આ સાંભળી માલતીએ કહ્યું:—

“ અને બીબીની જરૂર હોય તો મોહીની હાજર છે. ”

આ ટકોર સાંભળી મારાથી ન રહેવાયું એટલે હું બોલી ઉઠી:–

“ મુબારકબાદ, જણાઈ આવ્યું કે તમે બંને જણમાંથી એકને પણ અસકરી સાહેબની માંગણીનો ઇનકાર નથી. ” માલતી અસકરી તરફ ઈશારો કરતાં બોલી:–

“ આપ પોતે કહી રહ્યા છો પણ એ કાંઇ બોલશે કે નહીં ?” માલતી અને મારા જવાબમાં અસકરીએ આંખોમાં ઝળઝળીયાં લાવી કહ્યું:—

" ખુદાની કસમ મને મંજુર છે અને દિલથી મંજુર છે. કલકત્તા ચાલો અને કાલેજ નિકાહ થઈ જાય અને જો આપને મારી ખાત્રી ન થતી હોય તો અબ ઘડી કાજીને બોલાવો હું હાજર છું. હું તમો બંનેમાંથી કોઇને પણ એક બીજા ઉપર સરસાઈ આપી શકતો નથી. મારી નજરોમાં તમે બંને એક મેકથી ચઢીયાતા છો. તમે બંને આપસમાં નકકી કરી લોકે મને કોણ પોતાના દાસ તરીકે સ્વીકારશે. " આ સાંભળી મોહીનીએ મુસ્કેરાતાં કહ્યું:—

" આ કાંઇ ખાવાનું નથી કે ડબ દેતાને કોળીયું મોઢામાં મૂકયું. પહેલાં કલકત્તા ચાલો પછી થઇ રહેશે."

" મીરઝા સાહેબ " મેં પુછ્યું:–" મહેર કેટલી થશે ? " આ સાંભળી માલતી વચમાં બોલી ઉઠી:—

" બ્હેનના વારસામાં જતી જે રકમ એમના ભાગમાં આવી છે તે તેઓ પોતાની બ્હેનને આપી દે તો હું સમજીશ કે એમણે મહેર મને આપી. અને મેં તે અબોલી બીબી ને બખશીશ કરી." આ સાંભળી અસકરી બોલ્યો:—

" માત્ર બ્હેનને ભાગે જતી વારસાની રકમ નહીં પણ મને મારા પિતા તરફનો જે હિસ્સો મળ્યો છે તે પણ બ્હેનને આપી દઇશ. કેમકે મારામાં મારૂં ગુજરાન કરવાનું બળ છે તો ફરી વડીલો તરફથી મળેલા વારસા ઉપર ગુજરાન કરવું ઠીક નથી. વળી હું તમારી ઉદારતા માટે ભારે સંતોષી છું કે તમને પોતાના પતીની જાતી કાબેલીયતના મુકાબલામાં પતીની વડીલો પારજીત મીલકતની પરવા નથી. " આ સાંભળી માલતી હસ્તા હસ્તા બોલી:—

" પોતાના પતી ? શું આપ પતિ પણ બની ગયા ? ! "

" હવે તો ન ના પાડો." મોહીની બોલી. "એમને ચુંટવાનો અધીકાર આપ્યો તો તેમણે ચુંટી લીધા."

" નહી મારા બોલવાનો એ ભાવાર્થ નથી. હું હજુ પણ બંનેને એકજ નજરે જોઉં છું."

" તો શું દુલ્હાભાઈ બંનેને ચાહે છે ?"

" નઉઝોબિલ્લાહ, હું એમ નથી કહેતો. માત્ર મને ચુંટણી કરવાની પીડાથી વિરોધ છે."

" તો ફરી એમાં શો વાંધો છે." હું બોલી-" કદાચ ભુલથી માલતીની તરફ ઈશારો થઈ ગયો છે તો સમજો કે એજ બાજુ પાસો પડયો છે. હું પણ એને ટેકો આપું છું મોટી બહેનની હાજરીમાં નાની બહેનનું લગ્ન કાંઈ મુનાસબ પણ નથી લાગતું."
" આ સાંભળી મોહિનીએ મુબારકબાદ આપી એટલે માલતીએ શરમથી ગરદન નીચી કરી લીધી. મીરઝા અસકરીએ પટનામાંજ નિકાહ થઈ જવાનો આગ્રહ કર્યો, માલતી હા ના કરતી હતી. મને લગ્નની જલદી એટલા માટે હતી કે એકનું લગ્ન થાય તો કોઈ પુરૂષ તો દર વખત સાથે રહે. ત્રણે જવાન જોધ કુંવારી બાળાઓનું આવી રીતે વગર પુરૂષે રહેવું મુનાસબ નથી. આ વિચાર આવતાં મને ઈલીયાસનો વિચાર આવ્યો. કદાચ મેં લગ્ન કરી લીધું હોત તો આજે તે સાથે હોત, પણ મેં મારા અંતરને એમ કહીને વાળ્યું કે ઈલી-યાસ પોતાની માને નારાજ કરી મારી સાથે લગ્ન કરે તો એ લગ્ન શા કામનું ? ટુંકમાં એટલું જ કે મેં અને મોહીનીએ માલતીને નિકાહ કરી લેવા તૈયાર કરી લીધી એટલે તરત જ મીરઝા અસકરી રવાના થઈ ગયા અને એક કલાકમાં ત્રણ ગાડીઓમાં પાંચ દશ મિત્રોને લઈને આવ્યા અને તેમની પાછળ બીજા માણસો પણ હતા.

પટના શહેરમાં થોડાક સમયથી એવો રીવાજ પડી પડ્યો છે કે બે ત્રણ સ્થળે બીજે ત્રીજે લોકો એકઠા થાય છે. જેમાં આલિમો પણ હોય છે અને જાહેલો પણ. કુરાન હદીસ, મસ્નવી મવલાના રૂમ અને બીજી મઝહબી કિતાબોનું દરસ (શિક્ષણ) અપાય છે. એક માણસ કિતાબમાં જોઇને બયાન કરે છે અને પચાસ પચાસ સાઠ સાઠ વર્ષના ઘરડાઓ કિતાબો આગળ મુકીને સાંભળી રહ્યા છે. મઝહબી શિક્ષણનો આ ઘણોજ સરસ તરીકો છે. તે દીવસે ભોગ જોગે એક કાઝી સાહેબના ઘેર ઉપર આવી મજલીસ હતી. એમનું નામ કાઝી રઝાહુસેન હતું. અલ્લાહ એમને જન્નતમાં ઉંચો દરજો આપે. ઘણા ભલા અને નેક હતા. પુરાની તાઅલીમની સાથે નવીન તાઅલીમમાં પણ પ્રવીણ હતા. નિકાહ પઢાવવાના નેક કામનું સાંભળી તરતજ મીરઝા અસકરીની સાથે આવ્યા અને તેમના દરસમાં ભેગા થતા લોકો પણ આવીને આ નેક કામમાં શામીલ થઇ ગયાં. માલતીનો નિકાહ કાઝી સાહેબે પઢયો. કાઝી સાહેબ કાંઈ નિકાહ પઢાવનારા કાઝીઓમાં નહોતા તેમ ખ્રીસ્તીઓ કે હિંદુઓની પેઠે ઇસ્લામમાં નિકાહ સારૂ કોઈ રીત રીવાજની જરૂરત છે. મીરઝા અસકરી એ સ્વીકાર કર્યો ને પરદામાંથી માલતીએ ઇકરાર કર્યાં અને હાજર રહેલા બધા લોકોએ નિકાહની શાક્ષી આપી. પ્રમુખ સ્થાને કાઝી સાહેબ બીરાજેલા હતા. કાઝી સાહેબે ઈકરાર સ્વીકાર પછી તબરરૂકન કુરઆને પાકની કેટલીક આયાતો પઢી અને તે બાદ નિકાહનો તે ખુત્બો પઢયો જે આં હઝરત સલ○ એ પોતાની પ્યારી પુત્રી હઝરત ફાતમા રદી○ના હઝરત અલી કર○ની સાથે નિકાહ વખતે પઢયો હતો. મીરઝા અસકરીએ મેહેરમાં પોતાની તમામ માલ મિલકત માલતીને આપવાનો ઇકરાર કર્યો અને માલતીએ તે તમામ માલ મીલકત અસકરીની બ્હેનને બક્ષીશ આપી દીધી અને એ બાબતનો દસ્તાવેજ લેખીત તેની બ્હેન પાસે બનારસ મોકલી દીધો.

આવી નવીન રીતની મહેરથી હાજર રહેલાઓમાં ભારે અજાયબી ઉપજી જેથી એની તફસીલ સંભળાવવાનો આગ્રહ થયો અને જ્યારે એની તફસીલ સંભળાવવામાં આવી તો દરેકની જીભે અસકરી અને માલતીના માટે આફ્રીનના શબ્દો સરી પડયા. અને આ બંનેની પ્રશંસામાં કોઈ વાતની મણા ન રાખી. અસકરી અને માલતીને પોતાના લગ્નથી જેટલી ખુશી થઈ તે કરતાં હજાર દરજા વધારે ખુશી આ નેક કામથી મને થઇ. તે ઉપર લોકોના વખાણ સોના પર સુહાગાનું કામ કરી ગયાં. અહી દાતારને દેતાં જોઈને બળનાર લઈનોની વાત નથી. ઉદાર લોકો સારી પેઠે જાણે છે કે કોઈની હાજત પુરી કરી ને કે કોઈની ભીડ ટાળીને કેટલી બધી ખુશી થાય છે. સીંહના શીકારથી અથવા દુશમન પર વિજય મેળવવાથી જેટલી ખુશી કોઈ શુરવીર યોદ્ધાને થાય છે તેટલીજ બલ્કે તેથી વધારે ખુશી તે સખી અને ઉદાર ગ્રહસ્થને તે વખતે થાય છે જ્યારે તે કોઈના પણ દબાવ વિના પોતાની ખુશીથી વગર માગે કોઈ લાચાર નિરાધારને કાંઈ આપે છે. અને જ્યારે તે લાચાર નિરાધાર ખુશીના આવેશમાં આવી બંને હાથ આકાશભણી ઉડાવી દુઆઓ આપે છે. નિરાધાર લાચાર માણસ ખુશીના આવેશમા સારી પેઠે આનંદના શબ્દો અદા કરી શકતો નથી અને સખી નર તેના ચહેરાનો આનંદ જોઈને એમ ચાહે છે કે બીજો કોઇ એવોજ ખરો હકદાર મળી આવે તો તેને આપીને તેના ચહેરા ઉપર ખરા આનંદનો પ્રકાશ જોવાની મોજ માણે.

પટનાના લોકો ભારે પરોણા ચાકરી કરનાર અને વિવેકી છે તેથી એક ગ્રહસ્થે પોતાનો બંગલો અમારા રહેવા માટે આપ્યો. અમે એક અઠવાડીયા સુધી તેમાં રહ્યા. તે પછી કલકત્તા ચાલવાનો વિચાર કર્યો. હું માલતીથી અલગ થવા અને મોહીનીને પણ તેની સાથે રાખવાનું મુનાસબ ધારતી હતી પરંતુ તેઓ આ વાતને પસંદ કરતા નહોતા. મીરઝા અસકરી આ વાત ઉપર ઘણોજ ભાર મુકતા

હતા કે જ્યાં સુધી મારો નિકાહ ઇલીયાસથી ન થઈ જાય ત્યાં સુધી આ બધા મારો સાથ મુકવાને તૈયાર નથી. હું પોતે પણ એ બધાની જુદાઈનો દુઃખ સહેવા તૈયાર નહોતી પણ માલતીનો નિકાહ થઈ જવા પછી પણ તે મારી સાથે રહે એ મને યોગ્ય જણાતુ નહોતું પરંતુ તેઓ કોઈ રીતે ન માન્યા એટલે અમે બધા કલકત્તા રવાના થયા.

બાંકીપુર રેલ્વે સ્ટેશને અમે પહોંચ્યા તેને ભાગ્યેજ બે મીનીટ વીતી હશે કે કલકત્તા મેલ ટ્રેન આવી. સુર્ય અસ્ત થઈ ચુકયો હતો છતાં હજુ અજવાળું હતું મેં દુરથીજ જોઈ લીધું કે એક ડબામાં ઇલીયાસ એકલા બેઠેલા છે. અને બારીમાંથી ગરદન કાઢી કોઈને જોઇ રહ્યા છે. ગાડી થોભી. ઇલિયાસે અસકરીની સાથે કાંઈક અંગ્રેજીમાં વાતો કરી. હું સાધારણ અંગ્રેજી સમજતી હતી. તેથી ઇલીયાસે કરેલી વાતનો મેં એ ભાવાર્થ કાઢયો કે તેઓ મારી તપાસમાં કલકત્તે જતા હતા. બકસર સ્ટેશને ચા પીવાને ઉતર્યા તો અસકરીના નોકરને જોયો જેને સેકન્ડ કલાસનો ડબ્બો રીઝર્વ કરાવવા અસકરીએ મોકલ્યો હતો. જો કે બાંકીપુર સ્ટેશને ડબ્બો રીઝર્વ થઈ શકતો હતો છતાં અસકરીએ સાવચેતીની ખાતર પોતાના નોકરને બકસર મોકલી દીધો. ઇલીયાસે નોકરથી બધી માહીતી મેળવી લીધી અને તેજ ડબ્બામાં પોતે પણ બેઠો જે રીઝર્વ કરવામાં આવ્યો હતો.

બાંકીપુર સ્ટેશને ઇલીયાસે પોતાની સીટ બદલવાનો ઇરાદો કર્યો પણ અસકરીએ તેમને ઉતરવા ન દીધા. અમે બધા એકજ ડબ્બામાં બેઠા અને ગાડી ઉપડી. માલતીના લગ્ન પછી મારા મનમાં અજબ ગડમથલે જન્મ લીધો. જો કે લગ્નના બારામાં હું કેટલેક અંશે પોતાની અંદર રાજી પણું જોતી હતી છતાં હું ઇલીયાસની બીબી બનું અને તેની માંની આંખોમાં કણા સમાન ખુંચતી રહું એ કદી પણ હું સાંખી શકતી નહોતી. અને તેથી ઇલીયાસથી લગ્ન કરવાનો

મને ભારે વિરોધ હતો કે ઈલીયાસથી લગ્ન ન થાય તો ફરી હું જીંદગી ભર કુંવારી રહીશ ગાડીમાં આવાજ વિચારો આવી રહ્યા હતા. એટલા માટે ઈલીયાસે અસકરીને કહ્યું:—

" શું મિત્રતાની એજ ફરજ હતી કે તમે ઘર માંડીને બેસી ગયા ? "

" ચિંતા ન કરો, હવે તમારી વારી છે. ખુદા ખુદા કરીને તો આ બધાનું કુફ્ર તુટયું છે " આ સાંભળી મોહીની બોલી ઉઠી:–

" આ બધાનું કેમ કહો છો ? માત્ર આપાનું કુફ્ર તુટયું. હમણાં એક અઠવાડીયા પહેલાં તો આપાના જોડા ઉપર માથું મુકીને નિકાહની ભિક્ષા માંગી રહ્યા હતા ને હવે આપ આગળ વધીને બડાશો હાંકો છો. "

" તમે જે ચાહો તે કહો " અસકરીએ કહ્યું:–"તમને બધું માફ છે. જ્યાં સુધી લગ્ન થયા નથી ત્યાં સુધી બોલી લો જેટલું બોલવું હોય. તમારી આપાને જુઓ પહેલાં કેટલું બોલતા હતા અને હવે કેવા ગંભીર બની ગયા છે. " આ સાંભળી માલતીએ ઠણુકો કરતાં કહ્યું:—

" એમ કે ? " એ પછી મોહીનીએ મને સંબોધીને કહ્યું:

" બહેન તમે પણ મારી આપાની પેઠે કેમ ગંભીર બની જતા નથી. તમારા ચાહનારા પણ આવી ગયા છે. " મેં આ વાતનો કાંઈ જવાબ ન આપ્યો એટલે ઈલીયાસે મારી સામે જોઈ ને કહ્યું:–

" ઓહો ! આપ પણ આજ ડબ્બામાં છો કે ? " મેં આનો જવાબ પણ ન આપ્યો.

રાતના આઠ વાગે અમારી ટ્રેન મોકામા સ્ટેશને પહોંચી. અહીં મુસાફરો રાતનું જમણ લે છે. તેથી ગાડી અર્ધો

કલાક થોભે છે, અમે લોકો જમીને રવાના થયા હતા તેથી ખાવા પીવાની જંજાળથી આઝાદ હતા. સ્ટેશનની બહાર જોઈ રહ્યા હતા એટલામાં એક પારસી ગ્રહસ્થ પાંચ છ વખત અમારા ડબ્બા આગળ આવ્યા અને પાછ ચાલ્યા ગયા. એમને કલકત્તે જવાનું હતું. ટ્રેનમાં જગ્યા ન હતી તે પારસી અસકરીથી ટ્રેનમાં જગ્યા ન હોવાની ફરીયાદ કરતો હતો. તે જાણતો હતો કે અમે પુરો ડબ્બો રીઝવર્ડ કરેલો છે અને બાનુઓ પણ સાથે છે. તેટલા માટે કાંઇ કહેતાં અચકાતો હતો. અસકરીનો તે ઓળખાણ વાળો હતો. એટલા માટે અમારા ડબ્બા આગળ ઉભા રહીને વારંવાર રેલ્વે વિરૂદ્ધ ફરીયાદ કરતો હતો. હું અને મોહીની ઉપરના બર્થ ઉપર સુતી હતી. ઈલીયાસ નીચેના વચલા બર્થ ઉપર હતા. માલતી અસકરીની પાસે બારી આગળ બેસીને સ્ટેશનની સ્હેલ કરી રહી હતી. પારસીને વારંવાર આવતો જોઈ માલતીએ અસકરીને પુછ્યું:—

" શું આ ગ્રહસ્થ તમારા ઓળખીતા છે ? "

" હા, વિલાયતમાં અમે સાથે ભણુતા હતા. હું લૉ કોલેજમાં હતો અને એ મેડીકલ કોલેજમાં હતા. મારાથી એક વર્ષ પહેલાં પાસ થઈને તેઓ હિંદમાં આવી ગયા અને હાલ હુગલીમાં સીવીલ સરજનના હોદ્દા પર છે. કોઈ દરદીને જોવા મોકામા આવ્યા હતા. લોકોમાં એમના ઈલાજની સારી છાપ પડી છે. થોડાજ દીવસમાં એમણે સારી કમાણી પણ કરી છે. ક્યાં હુગલી ને ક્યાં મોકામા પણ એમની પ્રખ્યાતીના કારણે આટલે દુરથી એમને ઈલાજ માટે બોલાવ્યા છે. " આ સાંભળી માલતીએ કહ્યું:—

" બીચારાને ટ્રેનમાં જગ્યા ન મળવાથી ભારે નિરાશ થઈ રહ્યો છે અને મને એના ઉપર દયા આવે છે વળી તે તમારો મળનારો છે તો ફરી તેની સાથે માણસાઈનો વર્તાવ કરવો જોઈએ.

જુઓ હું મોહીનીના બર્થ ઉપર તેની સાથે જઈને સુઇ રહું છું. નીચે ત્રણ બર્થ છે. વચલા પર ઈલીયાસ સુતા છે. બાકી બેમાંથી એક આપ લ્યો અને મારો બર્થ એમને આપો. આ સાંભળી તરત અસકરીએ પેલા પારસી ગ્રહસ્થને બોલાવી લીધા. તે આભાર માનતાં આવીને બેઠા. તેમના આવતાંજ ઇલીયાસ પણ ઉઠી બેઠા અને ત્રણેમાં વાતો શરૂ થઈ. લગભગ દોઢેક વર્ષ પછી આ લોકો મળ્યા હતા. એટલે વિદ્યાર્થી અવસ્થાની વાતો ચાલવા માંડી, અગીયાર વાગતા સુધી તો હું જાગતી રહી પણ ફરી આંખ લાગી ગઇ અને ઠેઠ સવારે હાવરા સ્ટેશને આંખ ખુલી. હુગલી સ્ટેશન આવતાં તે પારસી ઉતરી ગએલો જણાયો.

કલકત્તા પહોંચીને અમે બધાએ રોયલ હોટલમાં મુકામ કર્યો બે વાગ્યા પછી તે પારસી ડોકટર હોટલમાં આવ્યો. અમે પરદો કરી લીધો. ઈલીયાસ અને અસકરીએ પેટ ભરીને વાતો કરી દરેકે પોતપોતાની વીતક કહી સંભળાવી. ઈલીયાસ અને અસકરીની તો એજ વાતો હતી જે આ કથામા આવી ગઈ છે. અસકરી પોતાના સુભાગ્ય પર ફુલાતો હતો અને ઇલીયાસ પોતાના દુર્ભાગ્ય પર દિલગીર થતો હતો. પારસી ડોકટરની વીતકમાં આ વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે કે તે વીલાયતમાં હતો ત્યારે જાણીતા નવ મુસ્લિમ અંગ્રેજ મી. અબદુલ્લા કવીલીમમના લેખો અને ભાષણોથી ઈસ્લામ પ્રત્યે આકર્ષાયો હતો અને તે પછી તેણે ઇસ્લામ વિષે પુરો અભ્યાસ કર્યો અને હાલ હુગલીના એક મોલવી સાહેબની મિત્રતાના કારણે ઈસ્લામની વધુ માહીતી મળતાં તે જાહેરમાં મુસલમાન થઈ ગયો હતો હવે તેને કોઈ મુસલમાન કુટુંબમા લગ્ન કરવાની ઈચ્છા હતી. મોહીનીની હકીકત સાંભળીને તે જોયા વગર લગ્ન કરવા રાજી થઇ ગયો. અસકરી મોહીનીનો બનેવી હતો તેણે આ લગ્ન કરી આપવાની હામી ભરી. બીજે દીવસે આવવાનો વાયદો

ફરી ડૉક્ટર રવાના થયો એટલે તરતજ મોહીની એ અસકરીની ખબર લેવા માંડી તેણે કહ્યું:—

"આપે મારા માટે કેમ હામી ભરી લીધી ? આપ આપની બહેન હોય તો તેના વાલી તરીકે લગ્નની હામી ભરી શકો પણ મારા પર આપનો શો હક કે આપે આ વાત કરી. આવી વાત પર મને હસવું આવે છે. જાણે હું આપની તાબેદાર કે ગુલામડી ન હોઉં કે આપે મને એક પારસીના હવાલે કરવાનો વિચાર કર્યો. પણ એ વિચાર ન કર્યો કે હું આ મુવા આતશ પરસ્ત ને લાયક છું કે નહીં ? જો કદાચ હું આવા કોઈ પર રીઝી હોત તો આપે મને વારવાની જરૂર હતી પણ આપેતો વગર પુછે ગાછે એને હવાલે કરી દેવાનો બંદોબસ્ત કરી લીધો " અસકરીએ મોહનીની વાત ધીરજથી સાંભળી જવાબ આપ્યો—

"એમાં કઈ ખોડ ખાંપણ છે કે તમે આટલું બધું બોલો છો. જોવા કરવામાં તમારા મારાથી સુંદર, ઉમર પણ બંધ બેસ્તી, પૈસા ટકા ને વિદ્યા હુન્નરમાં પણ આપણાથી ઉતરે તેવો નથી ફરી એમાં કયા કીડા પડયા છે કે નારાજ થાવ છો."

"એ બધું ખરૂં પણ એ આતશ પરસ્ત સાથે મારો સંબંધ કેવો ?"

"એ મુસલમાન થઈ ગયો તો ફરી આતશ પરસ્તી કયાં રહી ?"

"એની અસલતો આતશ પરસ્ત ખરીને ?"

"એમ તો દરેક માણસની અસલીયત એક નાપાક પાણીનું ટીપું છે." આ સાંભળી મેં વચમાં બોલવાનું યોગ્ય ધાર્યું એટલે મેં કહ્યું:—

"દરેક માણુસ પોતાની પ્રકૃતિમાં પવિત્ર છે દુનિયાવી વિચારોના કારણે તે નેક કે બદ બને છે. જ્યારે તેના વિચારો ઉંચા થયા કે તે પોતાની પ્રકૃતિ પર આવી ગયો. અને મુસલમાન થવાથી તે એવો બની જાય છે જાણે કોઈ ગુનાહજ કર્યોજ નહોતો. અગર કોઈ બિન મુસ્લિમ ખરા અકીદા અને સમજથી મુસલમાન થયો તો તે મુસલમાન મા બાપના પેટે અવતરેલા મુસલમાન કરતાં સારો હોય છે. કોઈ પણ નવ મુસ્લિમને ખરાબ નજરે જોવું મુનાસબ નથી. હિંદુઓની દેખાદેખી મુસલમાનોમાં પણ આ રીવાજ થઈ પડયો છે કે પોતાની નાત સિવાય બીજા જોડે લગ્ન કરતા નથી. પણ તેઓ એટલું સમજતા નથી કે મુસલમાનો તો એકજ નાત અને એકજ કવમ છે. એમનામાં પક્ષ કે નાત જાત જેવું છેજ નહીં. ઈસ્લામ એટલે વિશ્વ બંધુત્વ. એમાં ઉંચ નીચ છેજ નહીં જેના કામ સારા તે ઉંચો ને જેના કૃત્ય નઠારા તે નીચ. પણ હીંદી મુસલમાનોની જહાલતના કારણે વાડા બંધી થઈ છે અને એ વાડા બંધીના કારણે તેમણે ઈસ્લામની ચઢતી ને ઉન્નતીને રોકી રાખી છે કોઈ નેક હિંદુ કે ખ્રિસ્તી પોતાનો ધર્મ મુકી ઈસ્લામમમાં આવે તો તેને સૌથી પહેલાં એ બીક રહે છે કે તેના લગ્ન વિગેરે સામાજીક સંબંધો કયાં થશે. કહેવાતા ઉંચ મુસલમાનો પોતાના કુટુંબમાં લગ્ન નહીં થવાદે અને માત્ર ખાવા પીવાથી સંતોષ થઈ શકતો નથી. જ્યારે લગ્ન આદીમાં ઇન્કાર કવામાં આવે તો તે મહેમાન નવાઝીની રૂએ અયોગ્ય છે. એક માણસ પોતાનો બાપીકો ધર્મ તજીને અમારામાં ભળવા આવે છે અને અમે અમારી જહાલતના કારણે તેની નિખાલસતા અને શુદ્ધ દાનતની કદર નથી કરતા. ઈસ્લામની શરૂઆતમાં આવી જાતની જહાલતનો કોઇને ખ્યાલ પણ નહોતો કુરેશીઓ પોતાની પુત્રીઓ આઝાદ થએલા ગુલામોને ખુશી સાથે આપતા હતા. અને એમન સાથે સંબંધ જોડવામાં લગારે એબ સમજતા નહોતા અને તે

પછીના કાળમાં પણ જુઓ કે જ્યારે ખરા મુસલમાનોનો કાળ હતો કે નવ મુસ્લિમ તુગરલ બેગ સલજુકીને તે સમયના બગદાદના ખલીફાએ પોતાની પુત્રી આપી. બાગદાદના ખલીફાના ઉંચ કુટુંબ હોવામાં કોને શંકા હોઈ શકે. નસલ જોતાં તેઓ હઝરત સલ૦ના કાકા હ. અબ્બાસની વંશમાં હતા. અસલ જોતાં તેમની જોડીમાં કોઈ નહોતું અને તેઓ આખી દુનિયાના મુસલમાનોના મઝહબી પેશ્વા સમજવામાં આવતાં હતા. " મારી આ લંબાણ તકરીર સાંભળી માલતીએ કહ્યું:—

" બહેન ! તમે આ બધું કોને કહી રહ્યા છો. એ તમારી એકે નહીં સાંભળે કેમકે જ્યારથી એને ખબર પડી છે કે તે મીરઝા કપતાન નેપાલીની પુત્રી છે. ત્યારથી તેની ખાનદાનીયત આકાશ જેટલી ઉંચી ચઢી ચુકી છે અને હવે દુનિયાના બધા લોકો એની નજરમાં નીચ ને છેક છેલ્લી પાયરીના જણાય છે. તે સમજે છે કે હું અફરાસીયાબના વંશમાં છું પણ એને ખબર નથી કે તે પારસી પોતાને કેકાઉસની અવલાદમાં હોવાનું કહે છે ":– આ સાંભળી મોહની તડુકી ઉઠી:—

" વાહ બ્હેન વાહ તમે પણ મને બિલકુલ નાદાનજ સમજો છો. હું સારી રીતે જાણું છું કે જ્યારે તે ઈસ્લામમાં આવી ગયો તો ફરી અફરાસીયાબ અને કેકાઉસના વંશજની વાતજ ક્યાં રહી ? અમારા માટે તો હવે એજ ગૌરવની વાત છે કે અમે ઉમ્મતે મુહમ્મદીયા છીએ પણ તેની સાથે એ પણ કહી દઉં કે કોઈ સાધારણ રીતે ઈસ્લામનું નામ લઈ લે તો હું મને પોતાને હંમેશના માટે તેના હવાલે કરી દઉં ? જ્યારે લગ્નનીજ વાત છે તો પહેલાં એના આચાર વિચાર, રહેણી કરણી જોવી જોઈએ મને પણ આ સવાલ પર વિચાર કરવાની તક મળવી જોઈએ. તમારી વાત જુદી હતી. મહીનાઓ સુધી એમને તપાસ્યા અને તે પછી લગ્ન થયું.

વળી તે સમયે આપણને એક પુરૂષની જરૂર હતી મારા લગ્ન માટે એવી કાંઈ જલદી નથી. હજુ સુધી ગોરખપુરનો પત્ર આવ્યો નથી. કદાચ કપતાન સાહેબનો પત્તો લાગી ગયો અને તેઓ આપણને જીવતા સલામત મળી ગયા તો ફરી એમની મરજી વિનાજ મારા લગ્ન થઈ જાય એને તમે પસંદ કરશો ? એક પુત્રીના લગ્ન તો તેમની તેની સામે થવા જોઈએ. ” મોહીનીની આ વાત સાંભળી મેં કહ્યું:—

“ બેશક મોહની ! તમારૂં કહેવું યોગ્ય છે. ” હજુ આ વાકય મારા મોંહઢામાંથી નીકળ્યું જ હતું કે ટપાલ વાળાએ એક પત્ર આપ્યો. પત્ર ફોડીને વાંચતાં ત ગોરખપુરનો હતો. વકીલ અલીએહમદે લખ્યું હતું:—

“ આપની ભલામણ પ્રમાણે મે બહુજ જલદી તપાસ કરી અને તેના પરિણામમાં મને જણાયું છે કે નેપાલની સરહદથી એક મુસલમાન કેપટનની બે પુત્રીઓ ગોરખપુરની એક ગુણીકા ચોરી લાવી હતી. તે બાળાઓના નામ હુસ્ન આરા અને હુસ્ન બાંદી હતાં તે બંને જણીઓ ગુણીકાની સાથે એક બંગાલી બાબુને ત્યાં રહી. અને એમનું અહીંથી લખનઉ સુધી જવું જાહેર થાય છે. તે પછી કાંઇ પતો લાગતો નથી હા, આટલી વાત જણાઈ છે કે આ છોડીઓના નામ બદલી નાખ્યા છે. ગોરખપુરમાં તેમને માલતી અને મોહીની કહેતા હતા.

કેપટન સાહેબના સંબંધમાં મેં જે કાંઈ તપાસ કરી તે ઉપરથી જણાયું છે કે એમનું નામ મીરઝા કામરાન છે. ગુજરાતના સુલતાનોના વંશમાં હોવાનું કહેવાય છે. શાહેનશાહ જહાંગીરના સમયમાં એમના વડીલો દિલ્લી આવ્યા અને દિલ્હીની બરબાદી પછી તેઓ

લખનઉ પહોંચ્યા અને સારા હોદ્દાઓ ઉપર નીમાતા ગયા. છેલ્લા સમાચાર ઉપરથી એમ જણાય છે કે તેઓ નેપાલના લશ્કરના કેપટન થઈ ગયા. અને ગોરખપુરની સરહદ પાસે એમનો મુકામ રહેતો હતો. થોડાજ દીવસ થયા તેઓ રીટાયર્ડ થયા છે. પેનશન મુકર્રર થતાં તેઓ નેપાલની રાજધાની ખટમન્ડુમાં રહે છે. પહેલાં એમની ભારે ચહતી હતી. પરંતુ જ્યારથી જંગ બહાદુરે પોતાના કુટુંબીઓને ફ્રાંસ મોકલીને લશ્કરી કોલેજનું શિક્ષણ અપાવવાનો બંદોબસ્ત કર્યો છે ત્યારથી જુના સીપેહસાલારોની કદર ઓછી થઈ છે. અને એજ કારણ છે કે કેપટન સાહેબ પેનશન ઉપર ઉતરી ગયા છતાં આજે આખા નેપાલમાં કેપટન સાહેબનું જે દરજ્જે માન આબરૂ અને ઈઝ્ઝત છે ત્યાં બીજા કોઈ મુસલમાન અમલદારની નથી. મીરઝા કામરાન સાહેબની પુત્રીઓની વીતક કથા સાંભળવાની મને પણ ભારે ઉત્કંઠા છે અગર આપ તે જાણતા હો તો મને પણ જણાવો. આપ આ બાબતોની કેમ તપાસ કરી રહ્યા છો એ જાણવાની પણ મને ભારે ઈન્તેજારી છે તો તે પણ મને જણાવો, ”

મેં આ પત્ર વાંચીને માલતીને આપ્યો હતો તેણે વાંચીને મોહીનીને આપ્યો ફરી અસકરી અને ઈલીયાસે અને કહ્યું:–“ આજથી એમને કોઈ માલતી અને મોહની ન કહેતું કેમકે હુસ્નઆરા અને હુસ્ન બાંદી ઘણાં સરસ નામ છે, ”



# બાબ ૮.

---

## દિવસો ફર્યા.

" હવે બાપડા રૂસ્તમજીને નિરાશ થવુંજ પડશે, કેમકે ગુજરાતના સુલ્તાનોના વંશની કન્યા થઈને પોતાની પ્રજાના એક નવ મુસ્લિમ પારસીથી લગ્ન કેવી રીતે કરી શકે ? " અસકરીની આ કટાક્ષ સાંભળી મોહીની ઉર્ફે હસન બાંદીએ કહ્યું.

" જુઓ ભાઈ જાન આવી રીતે કોઇને હલકો ન પાડવો જોઈએ " આ સાંભળી ઈલીયાસે ટકોર કરી:—

" હા ભાઈ અસકરી હવે એ પારસી હસન બાંદીના હાથનો ઉમેદવાર છે માટે એની શાન વિરૂદ્ધ કોઈ પણ શબ્દ ન કહેવો જોઈએ. " હસન બાંદી આ શબ્દો સાંભળી શરમાતાં બોલી:—

" ભાઈ જાને મને બનાવવા માંડી તો મેં તેનો જવાબ આપ્યો તેમાં તમે કયાં વચમાં કુદી પડયા. મારે ને એ મુવા પારસીને શો સંબંધ ? " હસન બાંદીના જવાબમાં માલતી ઉર્ફે હુસ્નઆરા બોલી:—

" તમે બીચારા ડોકટર સાહેબને ભાંડો છો કેમ ? જુઓ આબિદા બ્હેનની પાછળ મી. ઈલીયાસ કેવી રીતે મરી ફીટ્યા છે પણ આબિદા બ્હેનના દિલ પર તેની લગારે અસર થતી નથી, આ એક ખુલ્લી વાત છે છતાં કોઈ દીવસ ઈલીયાસભાઈની શાન વિરૂદ્ધ એક શબ્દ પણ તમે સાંભળ્યો ? "

હુસ્નઆરાની આ વાંત સાંભળી મેં ઇલીયાસનો ચહેરો જોયો અને ઈલીયાસે મારી સામે જોયું. અમો બંનેએ બોલવાનો પ્રયાસ કર્યો પણ બંનેમાંથી એકનીયે જીભ ન ઉપડી એટલામાં હસન બાંદીએ

પોતાની બ્હેન માલતી ઉર્ફે હુસ્નઆરાને કહ્યું:-

"બિચારા ડૉક્ટરને કાંઈ ખબર નથી અને અહીં વિચારોના ઘોડા પુરપાટ દોડી રહ્યા છે."

"હજુ સુધી તમે વિચારોના ઘોડાજ દોડવાનું સમજો છો ને મેં ક્યારનીય ડૉક્ટરથી વાતચીત કરી લીધી છે." અસકરી બોલ્યા:- "માત્ર તમારી રજામંદીની વાટ જોવાય છે. મેં એવી સરસ રીતે તમારી નીતી ને રહેણી કરણી વિદ્યા વિગેરેની પ્રસંશા કરી છે કે તે બિચારો તમારા ઉપર આંખો બંધ કરીને આશક થઈ ગયો છે અને જાણે વર્ષોથી તમારા પ્રેમમાં ન પડેલો હોય એવી બેચેની જાહેર કરે છે." આ વાતચીત ચાલતી હતી એટલામાં ડૉ. રૂસ્તમજી આવી પહોંચ્યા.

રૂસ્તમજીના આવતાંજ સૌથી પહેલાં હસન બાંદી ઉઠી અને તેની પાછળ હુસ્નઆરા પણ ચાલી ગઈ અને હું પણ તેની સાથેજ બીજા ઓરડામાં પહોંચી, હવે તે ઓરડામાં માત્ર ઈલીયાસ, અસકરી ને રૂસ્તમજી રહી ગયા. સાહેબ સલામત બાદ ઈલીયાસે ગોરખપુરથી આવેલો કાગળ રૂસ્તમજીના હાથમાં મુકયો. રૂસ્તમજીએ કાગળ વાંચીને પુછ્યું:—

"આ પત્રની માહીતી મળ્યા પછી મોહીનીના વિચારોમાં કાંઈ ફેરફાર થયો નથી ને?"

"એમને મોહીની ન કહો હવે એ હસન બાંદી છે."

"બરોબર, મારી ભુલ થઈ." રૂસ્તમજી બોલ્યા:-"હવે જ્યારે ગુજરાતના સુલતાનોની અવલાદમાં હોવાનું એમને જણાયું છે ત્યારે તેઓ મારા જેવાનો સ્વીકાર કરશે કે કેમ?"

"પહેલાં પણ એ ક્યાં તમારા પ્રત્યે પુરતું લક્ષ આપે છે?" ઈલીયાસ બોલ્યો.

" નહીં એમ નથી." અસકરી બોલ્યોઃ–" તે આપનો સ્વિકાર નહીં કરે તો કોનો કરશે. ઇલીયાસ તો માત્ર રમુજ કરે છે તમારી સફળતામાં લગારે શક કે શંકા નથી. જાહેર રીતે તો તેમણે સ્વિકાર કર્યો નથી પણ વાતચીત પરથી જણાય છે કે તે આ સંબંધને નાપસંદ કરતી નથી" આ સાંભળી માલતી ઉર્ફે હુસ્નઆરાએ પરદાની પાછળથી કહ્યું:–

" આપ એમના કહેવાનો ખ્યાલ ન કરો. મેં કાંઇ વિચારીનેજ આપને વચન આપેલું છે."

" મેં એમની વાત પણ સાંભળી ને આપની પણ સાભળી." રૂસ્તમજી લગાર શરમાઈને બોલ્યા:–" પણ આ વાત તો ચોક્કસ છે કે હું બહુ બુરી રીતે ફસી પડયો."

થોડીકવાર સુધી આમ તેમની વાતો કરીને ડોકટર વિદાય થઈ ગયા. તે બાદ હસન બાંદીએ ખટમન્ડુ (નેપાલ) ચાલવાની ધુમ મચાવી. હુસ્નઆરાએ પોતાની બહેનના આ ઉત્સાહને દબાવવાના પ્રયત્ન કર્યા પણ છેવટે બન્ને ચાલવાને રાજી થઈ ગયા.

જેમ સામાન્ય રીતે દીકરીઓ પિતા સાથે વધુ પ્રેમ દાખવે છે, પરણેલી કરતાં કુંવારી કન્યાઓ વધુ ચાહે છે તેમ હુસ્નઆરાથી વધુ હસન બાંદીને પોતાના પિતાની મુલાકાતનો શોખ હતો. પત્ર વ્યવહારમાં ઘણી વાર થવાનો સંભવ હોવાથી તરતજ તાર મારફતે ખટમંડુથી મીરઝા કામરાનની ખબર મંગાવી અને ચાર કલાકમાં તેઓ સહીસલામત હોવાની ખબર આવી ગઈ. એટલે લગભગ બે પાનાનો એક તાર સંપૂર્ણ ખુલાસા સાથે ચાલીસ રૂપી આના ખર્ચે કરવામાં આવ્યો. રાતના દસ વાગે મીરઝા કામરાનનો જવાબ મળી ગયો કે મીરઝા કામરાન પોતાની પુત્રીઓને મળવા બહુજ જલદી ગોરખપુર પહોંચશે અને પોતાની પુત્રીઓને મળી તેમને ખટમંડુ લઈ જશે.

હુસ્નઆરા અને હસન બાંદી મુસાફરીની તૈયારી કરવા લાગી. મીરઝા અસકરીને પુરો સંતોષ હતો. હુસ્નઆરા એમની પત્નિ બની ચુકી હતી એટલે ચિંતા જેવું કાંઈ નહોતું પરંતુ આ ખબરથી ઈલીયાસની ચિંતાનો પાર ન રહ્યો અને ડો. રૂસ્તમજી પણ ગભરાઈ ગયા. બીજે દીવસે દાસીએ મારા હાથમાં એક પત્ર મુક્યો. કવર ફોડીને જોયું તો મારા નામનો ઈલીયાસનો નીચેનો પત્ર હતો.

બી આબિદા !

ધંતેજારની પણ કોઈ હદ હોય છે ? ભુલ મારી થઈ છે પણ તે માફ થઈ શકે એવી નથી. આખી દુનિયાના માટે તમારૂં દીલ મીણ જેવું નરમ છે પણ મારા માટે પત્થર. હું ખોટો છું પણ તમે તો ખોટા નથી ને ? જો મને પહેલાંથી આ વાતની ખબર હોત કે તમને મારાથી આટલે દરજ્જે અભાવ છે તો કદી તમારા પાછળ ન આવતો. મને માફ કરો. આજે સાંજની ટ્રેનથી વિદાય થાઉં છું. ઈનશાઅલ્લાહ હવે તમારી નજરો આગળ કદાપી નહીં આવું જો કે જાહેરમાં જીવવાની આશા નથી, તમારાથી વિખુટો રહીને જીવતા રહેવું મુશ્કેલ છે. પણ કદાચ હું જીવતો રહ્યો તોય તમારાથી મળવાનો પ્રયત્ન નહીં કરૂં.

> ફેંકદું દિલકો કહીં ચીર કર પહેલુ અપના
> તુમ પે કાબુ નહીં દિલ પર તો હે કાબુ અપના

જીવનથી નિરાશ

ઇલિયાસ

વાંચકો સારી પેઠે જાણે છે કે મારી તમામ આશાઓને ઉર્મીઓ ઈલીયાસના જીવન સાથે લાગેલી હતી. મારી નજરોમાં જે કાંઈ હતું તે ઈલિયાસજ હતો. જેટલો હેત તે મારા પર ધરાવતો નથી તેથી બમણો મારા અંતરમાં તેનો વાસ હતો. તે એવો

દૃઢ નિશ્ચય કરી શકતો હતો કે જીવતો રહે અને મારાથી ન મળે પણ મારા માટે એ અસંભવિત હતું કે હું એના વગર જીવતી રહી શકું. પરંતુ મુશ્કેલ આ વાત હતી કે હું કોઈ પણ કામ વગર વિચારે કરતી નહોતી. અને જે વિચાર કરી લીધો ફરી તેને પુરો કરતી હતી. મેં નક્કી કરી લીધું હતું કે ફોઈની જીંદગીમાં હું ઈલીયાસની પત્નિ બની શકતી નથી. હું કોઇ પણ રીતે ફોઈની પાસે જઈ શકતી નહોતી અને ઈલીયાસને એવી સલાહ આપી શકતી નહોતી કે તે મારા લીધે પોતાની માનો ત્યાગ કરે. અંતરમાં ઉછળતા પ્રેમ મોજાંઓને હું એક અસ્થિર વસ્તુ સમજતી હતી. મારી નજર પરિણામ ઉપર હતી આ બધા વિચારો લાંબા સમયના જડ ઘાલીને અંતરમાં બેઠાં હતાં. ઈલીયાસનો પત્ર ન મળતો તો કોણ જાણે આ વિચારો ક્યાં સુધી રહેતા પરંતુ ઈલીયાસના પત્રની ઈબારતે આ વિચારોને મારા અંતર પટ પરથી ભુંસી નાંખ્યા. તે એક સ્વપ્ન સમ ભાસ્યા. હું એકાએક બેબાકળી બનીને ઉઠી. ઈલીયાસનો પત્ર એક લોહચુંબક હતો કે તેણે મને તેના ઓરડા તરફ ખેંચી. તે નીચી નજરોએ દિલગીરીમાં ગરકાવ બેઠો હતો. પોતાના પત્રની અસર જોવાની ઈંતેજારીમાં હતો. હું ત્યાં પહોંચી ને મેં તેની પીઠ પર હાથ મુક્યો. તે ચોંક્યો. મને જોઇને તેના કરમાએલા ચહેરામાં તેજ આવ્યું. તે ખીલી ઉઠયો. મેં ચોખ્ખા શબ્દોમાં કોઇ પણ વાતની શરમ મલાહેજો વિના કહી દીધું:–

"હુરનઆરા અને હસન બાંદી બે સ્ત્રીઓ એક પુરૂષના બદલામાં હાજર છે. બીજા સાક્ષી તરીકે અસકરી મવજુદ છે. તમે ચાહો તો અત્યારે નિકાહ થઈ શકે છે. તમે નારાજ થાવ તે મને મંજુર નથી. તમે રાજી રહો એજ મારી ઈચ્છા છે."

હું ભારે જુસ્સામાં આ બોલી અને ઈલીયાસ દીગમુઢ બનીને સાંભળતો રહ્યો. જ્યારે મારો જુસ્સો નરમ પડયો તો મને રશીદાનો

વિચાર આવ્યો. મેં ઈલિયાસને કહ્યું કે મને રશીદાની હાલતની કાંઇ ખબર નથી મળી. તે યુસુફથી અળગી રહે અને હું તમારાથી મળી જાઉં એ મને પસંદ નથી માટે લગાર થોભો અને યુસુફ તથા રશીદાની ખબર લાવી આપો." ઈલીયાસને મારી આ વાત યોગ્ય લાગી. એટલે તે બીજે દીવસે કલકત્તાથી વિદાય થયા.

ઈલીયાસ અમારી સાથે બાંકીપુર સુધી આવ્યા અમે ગોરખપુર જવા માટે ત્યાં ઉતરી પડયા અને તે સીધા લખનઉ ગયા. ડોકટર રૂસ્તમજીએ પણ અમારી સાથે ગોરખપુર આવવાની ઈચ્છા જાહેર કરી હતી પણ મીરઝા કામરાનના સ્વભાવની પુરી માહીતી ન હોવાથી હાલ તરત એમને કલકત્તે થોભાવી દીધા હતા અને જણાવ્યું હતું કે અમારો તાર મળે તો તરત આવજો.

રવાનગીની ખબર તારથી આપેલી હોવાથી વકીલ અલી એહમદ સ્ટેશન પર પોતાના મિત્રો સાથે હાજર હતા. અસકરીના આ બધા ઓળખીતા હતા. સ્ટેશનથી ગાડીમાં બેસીને અમે બધા શહેરના વચલા ભાગમાં આવેલા એક બાગમાં જઈ પહોંચ્યા જ્યાં અમારો ઉતારો રાખવામાં આવ્યો હતો. આ બાગની વચોવચ એક બંગલો હતો. પરોણા ચાકરી માટે સ્ત્રી અને પુરૂષ નોકરો હાજર હતા. બાગના ઊત્તરમાં એક વિશાળ મેદાન હતું અને તેની પાસે એક સુશોભીત તળાવ હતું. રાતનો સમય થતાં અમે ઉત્તરના ઝાંપાથી બહાર નીકળ્યા ને તે વિશાળ મેદાનમાં પહોંચ્યા. રાતની શાંતીમાં આ મેદાન અને તળાવની અજબ બહાર હતી. તેની પુર્વે એક બંગલો હતો જેના વિશાળ કંપાઉન્ડમાં તંબુઓ અને રાવટીઓની મોટી હાર લાગી હતી. તપાસ કરતાં જણાયું કે આ મીરઝા કામ-રાનનો ઉતારો હતો. વળી એ પણ જણાયું કે દોઢસો બસ્સો માણસના પુરા રસાલા સાથે મીરઝા કામરાન આવી રહ્યા છે. આ સાંભળવાથી તેઓ કેવા જુના મુગલાઈ વિચારના છે તે

જણાઈ આવ્યું. બીજે દિવસે સાંજે મીરઝા કામરાન સ્પેશીયલ ટ્રેનમાં પધાર્યા. અમો લોકોનું તેમના સત્કાર માટે સ્ટેશન પર જવું યોગ્ય ન જણાયુ. જીલ્લાના કલેકટર તરફથી તેમનો સત્કાર કરવામાં આવ્યો. વકીલ અલી એહમદ અને ગોરખપુર મ્યુ. ના સેક્રેટરી બાબુ મોહનસીંગ કપતાન મીરઝા કામરાનની પરોણા ચાકરી અને ખાતર બરદાશતમાં અગત્યનો ભાગ લઇ રહ્યા હતા. આ જોઇ મને ખુશી થઈ. મારી આ ખુશી કોઇ ખાસ કારણથી નહોતી. હિંદુ અને મુસ્લિમોમાં આવો ભાઈચારો જોઇને મને ભારે ખુશી થાય છે. પાછલા બનાવોને બાજુએ મુકીને ચાલુ સમય જોવામાં આવે તો હિંદના રાજદ્વારી ગાડાની એ બંને કોમો બળદની પેઠે છે. હિંદુ અને મુસલમાનો વચ્ચેની ફાટફુટ કોઈ પણ રીતે યોગ્ય નથી. હિંદુ મરણ પામતાં નદી કીનારે પહોંચીને બળે છે તો મુસલમાનો ભોંયમાં દટાય છે. એક બીજાની માન્યતાને બાજુએ મુકીએ તો જાહેરમાં માત્ર આટલોજ મતભેદ જણાય છે. એટલે બંને પ્રજા પોતાની જીંદગીમાં શા માટે મતભેદ રાખે ? તે લોકો ખરેખર શત્રુ છે જેઓ એક બીજામાં ફાટફુટ પડાવવાના પ્રયત્ન કરે છે. મુસલમાનોની માન્યતા પ્રમાણે અગર હિંદુ ભાઇઓ ગુમરાહ છે તો પ્રેમભાવ અને હેતથી તેમની ગુમરાહી દુર કરવી જોઇએ. એમ ન થવું જોઇએ કે તેમના તરફ તિરસ્કાર દાખવવામાં આવે અને સહિષ્ણુતાનો વર્તાવ ન કરવામાં આવે. એવીજ રીતે હિંદુઓ ગેરસમજના કારણે મુસલ-નોના આભારોને દુશ્મની ને શતરૂતા સમજતા હોય તો ચાલુ સમયમાં શા કામની ? ચાલુ સમયમાં પાછલી વાતોની યાદ કાંઇ લાભ આપી શકતી નથી.

સ્ટેશન ઉપર અસકરીએ પોતાના સસરાને જોયા પણ ત્યાં વાતચીતની તક ન હોતી. સુર્ય અસ્ત થવા પહેલાં કપતાન સાહેબ પોતાના ઉતારે પહોંચી ગયા. એમની સાથે ગાડીઓની એક લાંબી

હાર હતી જેમાં એમના નોકરો, દાસીઓ અને મુસાહિબો બેઠેલાં હતા. એમના મુસાહિબોમાં નેપાલના એક પંડીત રતનસેન પણ હતા. હુસ્નઆરા અને હસન બાંદી રાતે એક પરદાવાળા રથમાં બેસીને પોતાના પિતાને મળવા ગઈ. બે કલાક પછી મને બોલાવવામાં આવી. અને અમારા ઉતારામાં માત્ર મીરઝા અસકરી રહ્યા. મેં ત્યાં પહોંચીને પિતાની મુલાકાતની હકીકત પુછી. બંને બહેનો પિતાથી મળીને ભારે ખુશી થઇ હતી. મેં તેમને પુછ્યુંઃ—

" શું હજુ સુધી તેઓ પોતાના જમાઈ મીરઝા અસકરીથી મળ્યા કે નહીં ? "

" અત્યાર સુધીતો તેઓ પોતાનીજ કથા સંભળાવતા રહ્યા. જમણનો ટાઈમ થતાં તેઓ નીચે ઉતરી ગયા અને મને કહ્યું કે તમારી સાથ વાળી બાનુને બોલાવી લો તેમને અમારી માત્ર એટલીજ માહીતી છે કે કોઈ બાનુ એટલે તમે અમારી સાથે છો. મારી અંમાના મરણ અને અમારા ગુમ થવા સુધી હજુ કથા પહોંચી છે. ગણીકાએ અમને નસાડયા એ કથા તેઓ ચાવી ગયા. "

" ચાવી ન જાય તો શું કરે " મેં કહ્યું " વારૂ એતો કહો કે કપતાન સાહેબનો સ્વભાવ કેવો છે ? "

" બહુજ સારો, દયાળુ, માયાળુ વિવેકી ને નરમ " બંને બહેનો એક સાથે બોલીઃ-" પણ વિચાર જુના પુરાણા નવાબો જેવા છે. અને નેપાલમાં રહેવાથી ઉંચ ને સુધરેલા વિચારના લોકોની સંગત નસીબ થઈ નથી. તેમ તેમના સ્વભાવમાં નકામા વ્હેમો જડ ઘાલીને બેઠા હોય એમ જણાય છે. "

"વાહ આટલી વારમાં તમે બંનેએ કપતાન સાહેબના સ્વભાવની પુરેપુરી માહીતી મેળવી લીધી. "

આ વાતચીત પછી અમે બધા જમવા બેઠા. જમીને પરવાર્યાજ હતા કે કપતાન સાહેબ ઉપર આવ્યા. હું પરદામાં ચાલી ગઈ અને હુસ્નઆરાએ પોતાની અને પોતાની બહેનની હકીકત કહેવા માંડી. કપતાન સાહેબ ભારે ધ્યાન પુર્વક સાંભળી રહ્યા હતા. જ્યારે તેમણે સાંભળ્યું કે તેમની પુત્રીઓએ લાંહોરની મેડીકલ સ્કુલમાં લાશો ચીરી છે અને ઓપરેશન કર્યાં છે ત્યારે તેઓ ઘણાં નારાજ થઈ બોલ્યાઃ–"તમારા હાથનું તો પાણી પીવું એ જાયઝ નથી. પણ ખેર લાચારી છે. તમારો શો વાંક. પ્રાયશ્ચિતની કોઈ રીત શોધી લઈશું. હું હમણાજ પંડીત રતનસેનની સલાહ લઉં છું. જોઈએ તેઓ શો અભિપ્રાય આપે છે."

આ સાંભળી બંને બહેનો દિંગમુઢ બની ગઈ અને અવાચક બનીને બાપનો ચહેરો જોતી રહી. કપતાન સાહેબે ફરી હાલાત પુછયા અને બંને બહેનોએ ટુંકાણમાં આ મુલાકાત સુધીની હકીકત કહી સંભળાવી. ખાસ ખાસ કહેવા જેવી પણ વાતો નહીં કહી, જેમકે મીરઝા અસકરી સાથેના લગ્નની વાત પણ ન કરી અને મારા સંબંધમાં એટલુંજ કહ્યું કે આ બાનુ લખનઉ અને લાહોરમાં અમારી સાથે હતાં અને સાથેજ દવાખાનું ચલાવતા હતા. આ વાતો પછી કપતાન સાહેબ નીચે ગયા એટલે બંને બહેનો અને મેં વિચાર કર્યો કે "આ પંડીતજી છે કોણ? અને કામ શું કરે છે?" એક દાસીને એમની બાતમી લાવવા માટે મુકરર કરી જે લખનઉથી અમારી સાથે આવી હતી. થોડીજ વારમાં તે તપાસ કરીને આવી અને બોલીઃ—

"કપતાન સાહેબ આ પંડીતના હાથમાં રમી રહ્યા છે. કોઈ પણ કામ તેની સલાહ વિના કરતા નથી. જ્યાં સુધી પંડીત શુભ શુકન પોથીમાં જોઈને ન બતાવે તેઓ એક ડગલું પણ આગળ ભરતા નથી. પંડીત તદ્દન જાહેલ અને મુર્ખ છે. તેને જોષનું લગારે

ગ્યાન હોય એમ જણાતું નથી. પણ કપતાન તેને પુરો ભવિષ્યવેતા અને ગ્યાની માને છે. કપતાન સાહેબ પોતે દરરોજ પા તોલા અફીણ ખાય છે તો પંડીતજી તેમનાથી ડબલના બંધાણી છે. કદી સાચુ બોલતા નથી. ગમે તેવી ઉટપટાંગ વાતો કરે છતાં તે વાતો કપતાન સાહેબના કાનોમાં પહોંચીને આકાશવાણી બની જાય છે." દાસી અહીં સુધી કહેવા પામી હતી કે મેં વચમાં સવાલ કર્યો.

"આ વાતો તમે કયાંથી જાણી ?"

"એ તે વળી કંઈ મોટી વાત હતી. બધા લશ્કરીઓ કપતાન સાહેબના આ ચકરમપણાથી ખરાઈ ગયા છે. એ લોકોને પોતાની મેળેજ બધી વાતો કહી નાંખી નેપાલથી અહીનો પ્રવાસ કાંઈ મોટો પ્રવાસ ન હોતો. પાંચ દસ માણસ સાથે હોતતો આરામથી મુસાફરી થઈ શકત. સેંકડો માણસોને સાથે લાવવાની કાંઈ જરૂર નહોતી પરંતુ પંડીતજીએ કુંડળી જોઈને હુકમ કર્યો કે આ પ્રવાસમાં બસ્સોથી ઉપર માણસો હશે તો કાર્ય સિદ્ધ થશે. તરતજ કપતાન સાહેબે લશ્કર એકઠું કર્યું. આ બધા પોતાના ઘરનું કામકાજ મુકીને વેઠમાં આવ્યા છે તેથી પેટ ભરીને બધા પંડીતજીને ભાંડી રહ્યા છે.

દાસીની બધી વાતની ખબર એક ચીઠી મારફતે મીરઝા અસકરીને આપવામાં આવી. જે સમયે મીરઝા અસકરીને ચીઠી મળી તે વખતે ગોરખપુરના એક જાણીતા વકીલ મુન્શી ભેરવપ્રસાદ તેમની પાસે બેઠેલા હતા. તેઓ હિંદુ ફિલોસોફીના પુર્ણ જાણકાર હતા. બ્રાહ્મણ નહોતા છતાં વેદની પણ પુરી માહિતી ધરાવતા હતા. તેઓ આ વાત માનતા નહોતા કે બ્રાહ્મણો સિવાય બીજા લોકો ધાર્મિક ગ્યાન પ્રાપ્ત ન કરે. ચીઠી વાંચી મીરઝા સાહેબે મુન્શી ભેરવપ્રસાદની સલાહ લીધી, તેમણે સલાહ આપી કે કાલે પંડીતજીથી વાદવિવાદ કરવામાં આવે અને તેમને હાર આપી કપતાન સાહેબના

અંતરમાંથી આ વહેમને દુર કરી દેવામાં આવે કે જે વાતો પોતે સમજુ હિંદુઓ માનતા નથી તે આપ મુસલમાન થઈને માને છો તે પુરેપુરી જહાલત છે.

બીજે દીવસે કપાતન સાહેબને ખબર આપવામાં આવી અને બધા લોકો તેમની સેવામાં હાજર થયા. મીરઝા અસકરીનો અંગ્રેજી લિબાસ જોઈને કપતાન સાહેબ આબરૂથી અંજાયા અને ઉભા થઈને તેમને માન આપ્યું. કપતાન સાહેબને ખબર ન્હોતી કે આ મારો જમાઈ છે એ તો માત્ર અંગ્રેજી લિબાસ જોઇનેજ અંજાયા હતા. વાતચીત દરમીયાન મીરઝા અસકરીએ પંડીતજી જેવા વિદ્વાન પુરૂષની મુલાકાતનો શવક જાહેર કર્યો, પંડીતજી એક બાજુએ બેઠેલા હતા. અસકરીની જીભે પોતાની મુલાકાતનો શવક સાંભળી તરતજ બોલી ઉઠયા: "સેવક અહીં હાજરજ છે." અસકરીએ ભારે ભાવથી પંડીતજીને દંડવત કર્યાં અને ફરી વાતચીત ચાલી. મુન્શી ભેરવપ્રસાદ પણ તેમની વાતોમાં ભળ્યા અને તેમણે વાતોની સીમા બદલી ઈલ્મી વાતો થવા લાગી, પંડીતજી ગભરાયા. તેમને માત્ર એટલુંજ જ્ઞાન હતું કે પંચાગમાં જોઈને સારી નરસી તારીખો વીગેરે જોઇલે. સંસ્કૃતથી તદ્દન કોરા હતા. ધાર્મીક જ્ઞાન પણ કાંઇ નહોતું. સારી નરસી ઘડીપળ તેઓ પોતાના મનથી કહી નાંખતા હતા. પંડીતજી મુન્શી ભેરવપ્રસાદની વાતોથી મુંઝાયા અને મુનશી ભેરવપ્રસાદ પંડીતજીની અજ્ઞાનતાથી પરેશાન થયા. તેમને આશા હતી કે જોષ વિદ્યા અને ધર્મ બાબે ઠીક વાદ વિવાદ થશે પણ તેમાંનું કાંઈયે ન થયું પંડીતજી સમજી ગયા કે મારી પોલ ઉઘડી જવાનો સમય આવી ગયો છે તેથી તેમણે ભારે નમ્રતા પુર્વક જણાવ્યું:—

"હું તો માત્ર સને સંવત અને સારી નરસી ઘડીપળ બતાવી દઉં છું. માત્ર કપતાન સાહેબની મહેરબાની છે કે મારૂં પેટ પાળે

છે. મારામાં કાંઈ પણ જ્ઞાન હોત તો હું આમ દર બદરની ઠોકરો ન ખાત." આ સાંભળી કપતાન બોલ્યાઃ—

"મને પંડીતજી પર ભારે આસ્થા છે. તેઓ જ્યાં સુધી પોથીમાં જોઈને સારી ઘડી પળ બતાવતા નથી ત્યાં સુધી કોઈ પણ કામ હું કરતો નથી."

પંડીતજીએ તો પહેલાથીજ હાર માની લીધી હતી. થોડીવાર સુધી આમ તેમની વાતો કરી આ લોકો રૂખસ્ત થયા. એટલે પંડીતજી પણ તેમની સાથે થયા. જ્યારે અસકરી અને પંડીતજી ઉતારા ઉપર એકાંતમાં મળ્યા તો તેમનામાં આ વાતચીત થઈ. પંડીતજીએ વાતનો આરંભ કર્યોઃ—

"મેં આપને ક્યાંક જોયા છે?

"ક્યાંય જોયો હશે?"

"શું આપ અલહાબાદમાં હતા?"

"હા, હું ત્યાં શિક્ષણ સારૂ રહ્યો હતો." આ સાંભળી પંડીતજીએ પુછ્યુંઃ—

"શું આપે સને ૧૮૭૬ માં ઈન્ટ્રન્સની પરિક્ષા આપી હતી?"

"હા,"

"તેજ વરસમાં હું પણ મીડલ કલાસની પરિક્ષામાં બેઠો હતો પણ પાસ ન થઈ શક્યો"

"તમે કઈ સ્કુલમાંથી પરિક્ષા આપવા આવ્યા હતા?"

"આપ જે સ્કુલમાં હતા, તેમાંજ હું પણ હતો. બલકે એક વર્ષ સુધી આપણે એકજ કલાસમાં રહ્યા હતા."

" આપનું નામ ? " આ સાંભળી પંડીતજી હસી પડયા અને બોલ્યા:—

" હસન રઝા "

આ સાંભળી અસકરીની અજાયબીનો પાર રહ્યો. તરતજ હસન રઝાને બાઝી પડતાં બોલ્યો:—

" વાહ ભઈ વાહ, અજબ રૂપ ધારણ કર્યો છે, હું ઓળખીજ ન શકયો ?

ઘણીવાર સુધી બંને મિત્રો હસતા રહ્યા. તે બાદ અસકરીએ પુછયું "

" આ પંડીત બનવાની તમને કેમ સુઝ પડી " અસકરીના પુછવાથી હસન રઝાએ પોતાની હકીકત કહી:—

" ભણવું ગણવું મારા ભાગ્યમાં નહોતું. માત પિતા મારી મારીને ભણાવતા પણ મારો જીવ લાગતો નહોતો. છેવટે જ્યારે ચોથીવાર અલાહબાદમાં નાપાસ થયો ત્યારે સ્કુલમાંથી નામ કપાવી નાંખ્યું. પિતાની આજ્ઞા લીધી નહોતી એટલે હું ઘેર ન ગયો, હવે ગુજરાન કેવી રીતે ચલાવવું એ સવાલ ઉભો થયો એટલે હું સીધો ગોરખપુર આવ્યો અહીં મને ઓળખનાર કોઈ નહોતો. એટલે અહીં આવીને બ્રાહ્મણનો છોકરો બન્યો અને અહીંના એક મુસલમાનની પાસે જઈને મુસલમાન થવાની ઇચ્છા જાહેર કરી. તેમણે મારી સારી પેઠે ખાતર બરદાશ કરી મને મુસલમાન બનાવ્યો ને પછી મેં તેમની કનેથી અનેક જુઠા બહાના બતાવી આઠસો નવસો રૂપીયા વસુલ કર્યા. ખુદા એ નેક મુસલમાનને જન્નત નસીબ કરે. ભારે ભલા અને જોશીલા મુસલમાન હતા. મારી જુઠી વાતોને ખરી સમજી દરેક વખતે મદદ કરતા હતા."

" વાહ ભઈ વાહ તમે તો ખુબ કરી ? "

" જ્યારે મને આ વાતમાં કામ્યાબી થઈ તો મેં પંડીતનો વેષ બદલી કોઈ દેશી રાજ્યમાં પેસવાનો પ્રરાદો કર્યો આના માટે મે નેપાલને પસંદ કર્યો અને મને ત્યાં ભારે કામ્યાબી થઈ. ત્યાં મારો કોઈ ઓળખનાર નહોતો તેથી પંડીત તરીકે મારી સારી વિખ્યાતી થવા પામી પરંતુ ત્યાં એક બીજાથી ચઢીયાતા પંડિતો અને જોશીઓ હતા. એટલે હિંદુ પ્રજામાં મને સફળતા ન મળી. એક વર્ષ સુધી તો ત્યાંની હિંદુ પ્રજાએ મને બ્રાહ્મણ સમજી દાન આપી નભાવ્યો ભોગ જોગે આ કપતાન સાહેબની મુલાકાત થઈ ગઈ. કહેવાને તો તે મુસલમાન છે પણ અનેક વહેમોએ તેમને ઘેરી લીધા છે. સાંભળવામાં આવ્યું છે કે કોઈ ગુણીકા તેમની બે પુત્રીઓ ચોરી ગઈ ત્યારથી તેઓ દરેક વાતમા ઘણુંજ સાવચેતીના પગલાં ભરે છે. એક પ્રકારની એમના મગજમાં ઘેલછા સમાઈ ગઈ છે. ગમે તેવું નજીવું કામ પણ હોય છતાં તેઓ શુભ ઘડી અને શુભ પળની તપાસ કરે છે. શુભ અને અશુભ ઘડી પળ બતાવવાનું કામ બ્રાહ્મણ કરે એટલે હું કપતાન સાહેબના સહવાસમાં આવ્યો અને હવે હું એમનો હાથ પગ બની ગયો છું અને કપતાન સાહેબના અંતર ઉપર એટલો બધો કાબુ મેળવી લીધો છે કે તેઓ મારી સલાહ વિના કોઈ કામ કરતા નથી. પરંતુ હવે હું બહુવાર એમની સાથે રહી શકતો નથી. મારા દુશ્મનો વધી ગયા છે અને આ મુસાફરીએ તો ઘણાંને મારા દુશ્મન બનાવ્યાં છે. કેમકે મુસાફરીની તૈયારી થઈ ત્યારે મને જણાયું કે કપતાન સાહેબ મને જરૂર સાથે લઈ જશે. ગોરખપુરમાં એવા લોકો ઘણાં છે જેઓ મને હિંદુથી મુસલમાન થએલો માને છે એટલે મેં બસસો માણસો સાથે લઈ લેવાની સલાહ આપી એમાં મારી એ મતલબ હતી કે વધુ માણસો હશે તો મને કોઈ ઓળખી શકશે નહિ અને હું સ્હેલાઈથી પોતાને વધુ માણસોમાં છુપાવી શકીશ. હવે જે માણસોની મોટી સંખ્યા ને મેં મુસાફરીમાં સાથે લેવાની સલાહ આપી હતી તે બધા વેઠમાં

આવ્યા. એમને કામ ધંધો બંધ કરીને વેઠમાં આવવું પડયું છે. તેથી તેઓ મારા લોહીના તરસ્યા બની રહ્યા છે અને મને ઠાર કરવાનો વીચાર કરે છે. આવી સ્થિતિમાં મેં અહિંથી પલાયન થવાનોનો વિચાર કર્યો છે. હું મારા અંતરનો આ ભેદ કોઇ પર જાહેર કરતો નથી કેમકે અંતરનો ભેદ જાહેર કરવો નાદાની છે. પરંતુ હું તમને મારો હિતેચ્છુ અને શુભેચ્છક માનું છું એટલે મેં અંતર પટ ખોલીને જે ખરી વાત હતી તે કહી દીધી. કપતાન સાહેબ સાથે વધુ વખત સુધી ચાલ બાજી કરવાને હવે મારૂં અંતર ના પાડે છે. તેથી જતાં પહેલાં આ ભલા મુસલમાનને તેની ભુલો બતાવી દઈ વ્હેમોના વમળમાંથી નિકળી જવાની સલાહ આપવા ચાહું છું અને ચોખે ચોખું જણાવી દેવા માંગું છું કે ઇસ્લામી શરેમાં આવી વાતોને લગારે અગત્ય આપવામાં આવી નથી બલ્કે આવી વાતો ઇસ્લામી શરે વિરૂદ્ધ છે.”

અસકરી હસન રઝાની આ વાતો સાંભળી અજાયબીમાં ગરકાવ થઈ ગયા. તેઓ જેને પંડીત રતનસેન સમજતા હતા તે તો ચવ-ચવનો મુરબ્બો નિકળ્યો. બુદ્ધી, અડગતા, હમીયત લજ્જા, દગાબાજી, જુઠ અને એવીજ એક બીજાનો વિરોધ કરતી વાતો હસન રઝામાં એકઠી થએલી જણાઇ. અસકરી ઘણીવાર સુધી તો અજાયબીમાં ગરકાવ રહ્યા તે બાદ બોલ્યાઃ—

“આપની કર્મકથા સાંભળીને હું હેરાન છું કે આપને સારા કહું કે ખોટા, સદગુણી સમજું કે દુર્ગુણી. છતાં આપની વાતોથી એટલું સાફ જાહેર થાય છે કે તમે આ વાતોને ખોટી સમજો છો. છતાં એ જણાતું નથી કે ભવિષ્યમાં પણ તમે આવી ચાલબાજીઓને ખોટી સમજશો.”

“જ્યારે હું પોતે મારી આ ચાલબાજીઓને ખરાબ માનું છું તો ફરી ભવિષ્યની બાંહેધરીની જરૂર જ શી છે ?”

"મારી એ ઇચ્છા છે કે તમે તમારા આ કુકર્મોની ખરા અંતઃકરણ પુર્વક તવબા કરો. ખોટા કામો ને ખોટા સમજવા અને તે કરતાં રહેવું તવબામાં આવી શકતું નથી. બલ્કે આમ કરવાથી ગુનાહની સંગીનતા વધી જાય છે. ખરી તવબા તો તે છે જે નસુહાએ કરી હતી. તમે પોતાની દગાબાજીમાં નસુહાને મળતા છો માટે તમારા માટે એજ બેહતર છે કે તમે નસુહાની પેઠે ખરી તવબા કરો. મારી ખરા દિલની તમને સલાહ છે કે તમે તમામ દુર્ગુણોની ખરી તવબા કરી સદાચરણ આદરો. પણ મને આશા નથી કે તમે મારૂં કહેવું માનશો. મનુષ્યની નિર્બળતાની આ ખાસીયત છે કે તે ખારા ખોટા ને સમજે છે પણ ખોટી વાતને મુકી દેવાની હિમ્મત કરતો નથી."

મીરઝા અસકરી અને હસન રઝામાં આ લંબાણ વાતચીત થઇ રહી હતી તે વખતે કપતાન સાહેબ કલેકટરને મળવા ગયા હતા એટલે તક સાધીને હુસ્નઆરાએ અસકરીને બોલાવ્યો. અસકરીએ હસત રઝાથી થએલી બધી વાતચીત સંભળાવી પંડીતજીની અસલ હકીકત અને વાતો સાંભળી બંને બ્હેનોને અફસોસ થયો. હુસ્નઆરા તો પહેલાંથી જ બાપની વાતોથી કંટાળી હતી હવે હસન બાંદીને પણ કંટાળો આવ્યો. પણ અસકરીએ આ વાતોને હાલ જાહેર ન કરવાની સખત તાકીદ કરી. અને કહ્યું:—"આજે જ હસન રઝા જવા આહતો હતો પણ મેં તેને થોભાવી લીધો છે. હવે તે જેટલા દીવસ અહીં રહેશે મારા કહ્યા પ્રમાણે જ કરશે."

ઈલિયાસ લખનઉથી પાછો ફર્યો અને ડોક બંગલામાં ઉતર્યો. મને ખબર મળી તો મેં બાગમાં બોલાવ્યો અને જ્યારે તે આવ્યો તો સૌથી પહેલાં મેં યુસુફની હકીકત પુછી પણ તેણે કાંઈ જવાબ ન આપ્યો. મેં ફરીવાર પુછ્યું તો તેણે એક ચીઠી મને આપી. તેની ચુપકીદીએ જ મને ચિંતાતુર બનાવી મુકી વતી. ચીઠી જોતાં જ

મારા કલેજામાં તીર ભોંકાયો. મેં ઉભાં ઉભાંજ ચીઠી વાંચી અને ચીઠી વાંચી રહ્યા બાદ આરામ કુરસી ઉપર બેફામ પડી ગઈ. ચીઠી નીચે પ્રમાણે હતી.

"પ્યારી આબિદા ! તમે મારા માટે અનહદ પ્રયત્ન કર્યા હું ઘણી આભારી છું. તમે તમારો હક અદા કરી છુટયા પણ અફસોસ કે લલાટના લેખ મટાડવા તે તમારૂં કામ નહોતું ન તો ખુદાની ખુદાઈ તમારા હાથમાં હતી. તમે એમ સમજતા હશો કે હું યુસુફની સંગતમાં તમને ભુલી ગઈ તમને શી ખબર કે ચિંતાઓના કારણે હું યુસુફ જેવા વહાલાને પણ વિસરી ગઈ છું હવે હું પહેલાં જેવી રશીદા રહી નથી.

સાંભળો ! સંદીલાથી અમે આવ્યા. મા અને માસી અમને જોઈને ભારે ખુશી થયા. એક અઠવાડીયામાંજ નિકાહની તારીખ નક્કી થઈ ગઈ આખા શહેરના આગેવાનો એકઠા થયા. યુસુફ દુલ્હા બનીને બેઠા નિકાહનો ઈકરાર મીયાં યુસુફે કર્યો લોકો મારી પાસે નિકાહની રજા લેવા જનાનામાં આવ્યા. હર્ષના લીધે મારો સાદ પણ નીકળતો નહોતો છતાં મેં ગમે તેમ કરી "હા." કહી મારા ઈકરારની ખબર યુસુફને મળી તો તે વખત સુધી તો તે તંદુરસ્ત અને હુશીયાર હતો મારી "હા", સાંભળીને તેણે સિજદા માટે માથું ઝુકાવી દીધું. પંદર વીસ મીનીટ સુધી લોકો સમજ્યા કે શુકરાનાનો સીજદો કરી રહ્યો છે પણ ઘણીવાર થઇ તો લોકોએ તેનું માથું ઉંચુ કર્યું જોયું તો તે પોતાની બધી બુદ્ધી ને હુશીઆરી ગુમાવી બેઠો હતો ગાંડપણના ચિન્હ જણાયા. તે દીવસ છે ને આજની ઘડી છે. જે મેડી ઉપર તમારો ઉતારો હતો હવે ત્યાંજ મીયાં યુસુફનો મુકામ છે. અને હું પણ તેમની સેવામાંજ રહું છું. માસા તો કોઈ દીવસ આવતા નથી પણ માસી દીવસમાં બે વાર આવીને જોઈ જાય છે. હું રાત દીવસ તેમની ચાકરી કરૂં છું તોફાન ન કરે

એટલા માટે તેમના પગમાં બેડીઓ નાંખી છે જો કે મારી નજરોમાં એની જરૂર નહોતી. પરંતુ લોકોને એજ વ્યાજબી જણાયું. કેટલાક દીવસ સુધી તો મને ઠીક લાગ્યું કે મારો વ્હાલો ગમે તેવી હાલતમાં છે પણ છે તો મારી પાસે જ પરંતુ છેવટ ક્યાં સુધી ? હવે મારી આતુરતા પણ પુર્ણ થવા આવી છે હું યુસુફની સંગતથીજ નથી ધરાઇ બલકે જીંદગીથી પણ ધરાઈ ચુકી છું. ઇચ્છા છે તો તે માત્ર મવતની બીજી કોઇ પણ આશા કે ઈચ્છા અંતરમાં રહી નથી હવે તમે સમજી શકશો કે હું કેવી હાલતમાં છું મનુષ્ય કોઇ પણ સ્થિતિમાં ખુશ નથી. આપણે જે લોકો ની જાહેરી હાલત જોઈને તેમને સુખી સમજીએ છીએ તેઓની આંતરિક તપાસ કરવામાં આવે તો નાખુશ જણાશે. આજ વાત લગાર ધીરજ અપાવે છે. બાકી ખુદાનો શુક્ર કરૂં છું અને જીંદગીના દીવસો વીતાવી રહી છું.

દુઃખી રશીદા

ચીઠી વાંચતાં જ મારી બેચેનીનો પાર ન રહ્યો. ઇલીયાસથી વધુ હકીકત પુછી પણ તેઓ કાંઈ કહી ન શકયા બસ એટલું જ બોલ્યા કે તેઓ પોતે યુસુફના ઘેર ગયા નથી નતો રશીદાને તેમના લખનઉ આવવાની વાત જાહેર થઈ. મેં જે ચીઠી મોકલી હતી તે ઇલીયાસે કોઈના હાથે રશીદાને મોકલી આપી રશીદાએ ચીઠીનો જવાબ મોકલી આપ્યો. બસ ઇલીયાસનો આ રીપોર્ટ હતો મેં આવી સ્થિતિમાં લખનઉ જવાનો વિચાર કર્યો. ઇલિયાસ તો લખનઉ આવતાજ, અસકરી પણ સાથે ચાલવા તૈયાર થઈ ગયા. રૂસ્તમજી પણ એક માસની રજા લઇને ગોરખપુર આવ્યા હતા. હુસ્નઆરા અને હસન બાંદી પણ મારી સાથે લખનઉ ચાલવા તૈયાર હતી પરંતુ તેઓ બાપની કેદમાં હોવાથી નીકળવું મુશ્કેલ જણાયુ. મીરઝા અસકરીએ પંડીત રતનસેન ઉર્ફે હસન રઝાથી આ હકીકત કહી

તેણે કહ્યું આ વાત કરી આપવી મારા ડાબા હાથનો ખેલ છે. અબ ઘડી કપતાન સાહેબની બંને દીકરીઓ ને લખનઉ પહોંચાડી દઉં છું પરંતુ કપતાન સાહેબ પણ લખનઉ સાથે ચાલશે. "

" કાંઈ પરવા નહીં, કોઈ બી રીતે લખનઉ પહોંચવું જોઈએ." અસકરીએ જવાબ આપતાં હસન રઝા તરતજ કપતાન સાહેબ પાસે ગયો. અને બંનેમાં નીચેની વાતચીત થઈ. હસન રઝાએ પુછ્યું:—

" અહીં ક્યાં સુધી મુકામ રાખવાનો વિચાર છે ? "

" વધુ રહેવાની કાંઈ જરૂર તો નથી. "

" હા, પુત્રીઓની મુલાકાત તો થઈ ગઈ. હવે રહેવાનું કારણ નથી. મેં બંને બેહનોની કુંડળીઓ જોઈ તો જણાયું કે બંને બહેનો મહા ભાગ્યશાળી છે. "

" છોકરીઓનું મહા ભાગ્ય એજ હોય છે કે સારા વર મળે અને એ પૈસે સુખી હોય. " આ સાંભળી હસન રઝા કાંઈ વિચારતો હોય એવો ડોળ કરતાં બોલ્યો:—

" હું આપને કહેવાનું જ ભુલી ગયો કે એ બંનેની કુંડળીઓ માં છે કે આ માસમાંજ તેમના લગ્ન થઈ જાય તો સારૂં. એવા ઘડી પળ ભાગ્યે જ આવે છે. કદાચ આ માસમાં લગ્ન ન થયા તો ફરી એવી શુભ ઘડી બાર વરસમાં તો નહીં જ આવે. " આ સાંભળી કપતાન સાહેબ અકળાયા ને બોલ્યા:—

" પંડીતજી ! તમે આ ખબર તો ભારે ચિંતા ઉપજાવનારી સંભળાવી. "

" આપના દાસને પણ લગ્નની કુંડળી જોતાં એવીજ ચિંતા ઉપન્ન થઈ હતી. "

" ફરી કરવું શું ? "

" નેપાલમાં આપના કુટુંબ કબીલાનો વસવાટ નથી. ગોરખ-પુરમાં આપને કોઈ જાણતો નથી. અલબત લખનઉમાં આપના કુટુંબીજનો છે પણ કોણ જાણે આપે એમની સાથે સંબંધ રાખ્યો છે કે નહીં. ? "

" લખનઉમાં મારા કુટુંબના માણસો છે છતાં તેમની સાથે પત્ર વ્યવહારનો સંબંધ નથી. અને એક રીતે એવો સંબંધ ન રહ્યો એ ઠીકજ થયું. કેમકે જો એ લોકોને ખબર પડે કે છોડીઓ ગુમ થઈ ગઈ હતી અને એમનું જીવન બહાર રખડવા તથા ભણવા ગણવામાં પસાર થયું છે તો કોઈ હા નજ ભણે. "

આટલી વાત ચીત પછી હસન રઝાએ કપતાન સાહેબને લખનઉ ચાલવા તૈયાર કરી લીધા. બીજેજ દીવસે માત્ર દસ માણસો સાથે કપતાન સાહેબ લખનઉ રવાના થયા. બાકીના માણસોને નેપાલ રવાના કરી દીધા. હું તો બંને બેહેનોની સાથે જ હતી. મીરઝા અસકરી અને ઈલીયાસ અમારાથી જુદા હતા હસન બાંદીની ખેંચાણના કારણે ડૉ. રૂસ્તમજી પણ એક માસની રજા લઈને કપતાન સાહેબની રવાનગીના વખતેજ ગોરખપુર આવી પહોંચ્યા. આ ત્રણે જણ ટ્રેનના સાથી તરીકે કપતાન સાહેબની સાથે લખનઉ રવાના થયા.

મેં રશીદાને રવાનગીનો તાર લખનઉ કરી દીધો હતો અને એમાં એમ પણ લખ્યું હતું કે મારી સાથે ઘણા માણસો છે. રશીદાના માસા નવાબ યાકુબ સાહેબ વર્ષો વિત્યાથી પાછલી વાતો વીસરી ગયા હતા. રશીદાએ નવાબ સાહેબને તાર આપતાં તેઓ સ્ટેશન ઉપર લેવા માટે આવ્યાં. સ્ટેશન ઉપર કપતાન સાહેબની મુલાકાત લેતાં તેમને યાદ આવ્યું કે કપતાન સાહેબ તેમના નાનપણના મિત્ર છે અને એકજ મદરેસામાં સાથે ભણેલા છે. નવાબ યાકુબે કપતાન સાહેબ અને એમના સાથીઓ ઈલીયાસ અસકરી અને ડૉ.

રૂસ્તમજીને પણ પોતાને ઘેર લઈ જવા ઇચ્છયું કપતાન સાહેબે પણ એમ કહીને ટેકો આપ્યો કે " આપ પણ અમારી સાથેજ ઉતારો રાખો હોટલમાં ક્રીશ્ચટાનોની સાથે મુસલમાનો એ ઉતરવું સારૂં નથી. આ ત્રણે જણુ પણ સાથે જ રહેવાનું બહાનું શોધતા હતા. એટલે કપતાન સાહેબનો આગ્રહ ભાવતુંતું ને વૈદે કર્યું" ની કહેવત પ્રમાણે થોડીક આનાકાની પછી રાજી થઇ ગયા. એટલે અમે બધા નવાબ યાકુબ ને ઘેર પહોંચ્યા. મને તે સમયે ભુતકાળની યાદ આવી. પુરૂષ વેષે મારૂં આ ઘરમાં પ્રવેશવું યાદ આવતાં મારાથી રડી જવાયું. યુસુફની અંમા બેગમ સાહેબા મને રડતી જોઈ ગળે વળગી પડી ને ખુબ રડયા. જ્યારે લગાર ધીરજ વળી તો હું મેડી પર યુસુફને જોવા ગઈ યુસુફને કોઈનો પગરવ સાંભળીને નજર ઉંચી કરી. બે મીનીટ સુધી તે મને ટીકતો રહ્યો અને ફરી નજર નીચી કરી લીધી. હું તો યુસુફની ગાંડપણુની ખબર સાંભળી એને જોઈ અફસોસ જાહેર કરવા ગઈ હતી પરંતુ ત્યાં પહોંચીને એની હાલત ઈર્ષા કરવા જોગ જણાઈ. ચહેરા ઉપર નચિંતાઈ અને આંખોમાં કેફ જણાયાં.

મારા ધારવા પ્રમાણે તો તેજ ગાંડો છે જે યુસુફને ગાંડો સમજે જેને દુનિયાની કોઈ પણ ચીંતા ન હોય તેને ગાંડો કહેનારૂજ મને ગાંડો જણાયો, એકાદ કલાક સુધી હું ત્યાં બેસી પણ યુસુફ જે સ્થીતીમાં બેઠો હતો તેજ સ્થિતિમાં બેસી રહ્યો મારી સામે નજર સરખી પણ ન નાંખી મારી હાજરી કે ગેર હાજરી તેની નજરમાં સરખી હતી.

બીજે દીવસે મેં ડોકટર રૂસ્તમજીને અંદર બોલાવ્યા. યુસુફની માએ મને કહ્યું કે લખનઉ અને તેની આસપાસના બધા ડોકટરોને બોલાવીને મેં યુસુફને બતાવ્યો હતો પણ તેમણે યુસુફને તપાસી એકી મતે એવો અભિપ્રાય આપ્યો કે યુસુફને ગાંડપણ લાગુ પડયું છે અને તેનો કાંઈ ઈલાજ નથી. છતાં તમે ચાહો તો ડો. રૂસ્તમજીનો

પણ મત લઈલો. ડૉ. રૂસ્તમજીની સાથે ઈલીયાસ અને અસકરી પણ આવ્યા. રૂસ્તમજીએ યુસુફની બધી હકીકત સાંભળી અને કહ્યું:—" લા તકનતુ મીર રહેમતુલ્લાહ " અલ્લાહની રહેમતથી નિરાશ ન બનો. ખુદાએ કોઈ પણ બીમારી લા ઈલાજ બનાવી નથી. આપ જાણો છો કે દરેક બીમારીમાં ડૉકટરી ઈલાજ અકસીર હોય છે પણ અસલમાં એમ નથી, કેટલીક બાબતોમાં યુનાની ઈલાજ ડૉકટરીથી ચઢીઆતો છે. અહીંથી થોડેક દુર મોકામા હકીમ અબ્દુલ લતીફ સાહેબ રહે છે તેઓ બહુજ કાબિલ હકીમ છે તેમને બોલાવી લો અલ્લાહ ચાહશે તો યુસુફ સારો થઈ જશે. અમે બધા આ વાતચિત અંદરના રૂમમાં બેસીને સાંભળતા હતા. ડૉ. રૂસ્તમજીની ભલામણથી તરતજ ઈલીયાસને હકીમ સાહેબને બોલાવવા મોકલ્યા, ત્રીજે દીવસે તેઓ હકીમ સાહેબને લઈને લખનઉ આવ્યા. હકીમ સાહેબ તદ્દન સાદા હતા. કપડા પણ સાધારણ હતા હકીમ સાહેબના આવ્યા અગાઉ ડૉકટર રૂસ્તમજીએ તેમની ઉંચ રહેણી કરણી ને પવિત્ર જીંદગી વિષે લોકોના મનમાં સારા વિચારો ઉત્પન્ન કરી દીધા હતા તેથી આખા ઘરને બલકે આખા મોહલ્લાના લોકોની નજરમાં હકીમ સાહેબ નહીં પણ જાણે કોઈ મોટા પીર આવ્યા હોય એમ જણાવા લાગ્યું.

હકીમ સાહેબની પધરામણી પહેલાં એક નવોજ બુટરો ઉઠી ચુકયો હતો કપતાન સાહેબે પોતાના કુટુંબીઓની તપાસ કરી તેમાંથી બે જુવાનો મુન્ના સાહેબ અને છુટટન સાહેબને જમાઈ બનાવવા માટે ચુંટયા હતા. માની તરફથી તેઓ બહુ બેગમના વંશજ હતા અને નવાબ ઝાદાઓમાં તેમની ગણત્રી થતી હતી. સગીર વયમાં માસિક વીસ વીસ રૂપીયાનો વજીફો મળતો હતો પણ ઉમર લાયક થતાં એકજ વરસમાં પતંગ બાજીની લતમાં એ વજીફો વેચી નાખ્યો હતો. બાપદાદાઓના વારસામાં એક ઘર મળ્યું હતું ત એક બજારમાં

બેસનારી વેશ્યાને લખી દીધું હતું. ઘરનો સરસામન એશ અશરતમાં વેચાઈ ગયો હતો. નીશાબાજીમાં પુરા હતા. આજકાલ કાંઈ કામકાજ ન્હોતું. ચોરી કે જુગારથી રોજ ચાર આઠ આના પેદા કરતા હતા. લાયકાત જુઓ તો એટલીજ કે બોલવામાં કિબ્લા, કાઅબા વલાહ, તસલીમ આદાબ વીગેરે શબ્દો વધુ વાપરતા હતા. કપતાન સાહેબ બિચારા ભોળા હતા. એમને બનાવવા તે કાંઈ મોટી વાત નહોતી. હસન રઝાને, હુસ્નઆરા અને અસકરીના લગ્નની ખબર નહોતી. તેણે લગ્નના બહાને કપતાન સાહેબને લખનઉ પહોંચાડી દીધા. જ્યારે તેણે અસકરી ને હુસ્નઆરાના લગ્નની ખબર પડી તો તે ભારે વમાસણમાં પડયો પણ હવે આ વાત તેના કાબુ બહારની હતી અસકરીએ ડૉકટરને આ વાતની ખબર આપી અને સલાહ કરી અને એક ચીઠી હુસ્નઆરાના નામે લખી મને મોકલી. ચીઠી નીચે પ્રમાણે લખેલી હતી.

વ્હાલી હુસ્નઆરા,

કપતાન સાહેબે તમો બંને બહેનોના લગ્નનો બંદોબસ્ત કર્યો છે. ચોકમાં કપતાન સાહેબના થનારા જમાઈઓ કપતાન સાહેબથી વાતો કરી રહ્યા છે. બાજુની મેડીમાંથી ચાહે તો હસનબાંદી પોતાના થનારા પતિને જોઈ શકે છે. લાંબા વાળ વાળો અને મોટી વયનો તમારા માટે પસંદ કર્યો છે અને ચપટી નાકવાળો હુસ્નબાંદી માટે પસંદ કરાયો છે. ચહેરાની પીળાશ હલદીનો રંગ નથી પણ ચંડુલ પીવામાં એ પુરો પાવરધો છે અને ચંડુલના ચિન્હ ચેહરા ઉપર પીળાશના રંગે પ્રકાશી રહ્યા છે. અફસોસ તમે વિના કારણે પોતાને પણ મુસીબતમાં ફસાવ્યા અને અમને પણ આફતમાં નાખ્યા. ”

આ ચીઠી મેં હુસ્નઆરાને બતાવી. તરતજ બંને બ્હેનો મેડી ઉપર પહોંચી. હુસ્નઆરાએ ડુટટન સાહેબને બતાવી હસન બાંદીને કહ્યું:—

" જુઓ ! અબ્બાએ પેલા વરસાદના દેડકાને તમારા માટે પસંદ કર્યો છે અને તેઓ આ કામ માટે જ લખનઉ આવ્યા છે. વળી લગાર ઉંચી નજર કરીને પેલા ડૉ. રૂસ્તમજીને પણ જુઓ જે કયાની વંશનો શેહઝાદો જણાય છે અને તેના મુકાબલામાં પિતાએ તમારા માટે પસંદ કરેલો ગુલામ પણ ઉતરતો છે. એના ચહેરા પર જાણે લાનત વરસી રહી છે. " આટલું બોલી હુસ્નઆરા ખસી ગઈ હસન બાંદી વિચારમાં પડી.

હકીમ સાહેબના આવવાથી લગ્નની વાત અટકી ગઇ. અને દરેક જણું યુસુફના ઇલાજ તરફ લાગી ગયા. હકીમ સાહેબે યુસુફની બધી હકીકત સાંભળી ખાત્રી કરી લીધી કે નિકાહ પહેલાં યુસુફ તદ્દન તંદુરસ્ત અને બુદ્ધીમાન હતો. નિકાહ પછી તરતજ રશીદાના મિલનની ખુશીમાં તેની આવી સ્થિતિ થઈ ગઈ. હકીમ સાહેબે થોડોક વખત વિચાર કરી કહ્યું:—

" ઇલાજ લાગુ પડશે હાલત અસંતોષકારક નથી. પરંતુ ઇલાજ શરૂ કર્યા પહેલાં એ જાણવાનો જરૂર છે કે યુસુફની બીમારીને દિલથી સંબંધ છે કે દિમાગથી " આ સાંભળી ડૉકટરે પુછયું:—

" આપ કયાં કારણે આ બીમારીનો સંબંધ દિલથી અથવા દિમાગથી સમજો છો તેનો ખુલાસો કરો તો અમે પણ કાંઈક વિચારીએ."

" રશીદાએ નિકાહ કર્યાના સમાચાર મળતાંજ યુસુફને એકાએક એટલી બધી ખુશી થઈ કે તેની અસરની દિલમાં હદ ઉપરાંત ગરમી પહોંચી. જો તે લગાર વધુ પહોંચત તો દિલનો ધબકારો બંધ પડી મવત આવી જાત. ઠીક થયું કે આમ ન થવા પામ્યું. માત્ર દિલની સમજ શક્તિ ગુમ થઈ ગઈ. એવી જ રીતે એમ પણ બની શકે છે કે અનેક વિટંબણાઓ પછી જ્યારે રશીદાને પોતાની થઈ ગએલી જોઈ તો તેના મગજની વિચાર-શક્તિ રશીદાનાં

સૌંદર્ય અને મિલનના શેખથી તે મહા સૌંદર્યવાળા માલિકના કુદરતી સૌંદર્ય તરફ વળી ગઇ જેથી હવે તેનું માટીનું શરીર આ જગતમાં છે પણ તેના બધા વિચારો બીજી જગતમાં રમી રહ્યા છે. પહેલી બીમારીનો ઈલાજ દવાઓથી થઇ શકે છે પરંતુ બીજી બીમારીનો ઇલાજ હકીમો વૈદ્યો અને ડૉકટરોની શક્તિ બહાર છે. કદાચ કાંઈ થઈ શકે તો તે લોકોથી થઈ શકે જેઓ પોતાના આત્મિક બળથી બીજાઓ ઉપર અસર નાંખી શકે છે. બાપડી રશીદાની દુ:ખ ભરી વિતક સાંભળ્યા પછી તો બધાની લાગણી યુસુફ તરફજ વળે છે અને બધા એજ ચાહે છે કે તરતજ તંદુરસ્ત થઈ જાય. પરંતુ મારો મત એ છે કે યુસુફ હાલ જે હાલતમાં છે તે ભારે કેફની હાલત છે. તેને એની ચાલુ હાલતમાંથી હોશમાં લાવવાના ઉપાયો જો કે યોગ્ય છે છતાં સુફીઓની નજરોમાં ઠીક નહીં લાગે ” આટલું બોલીને હકીમ સાહેબે યુસુફને પોકાર્યો. યુસુફે ઉંચું જોયું અને પછી નજર નીચે કરી લીધી. હકીમ સાહેબ બોલ્યા:—

“ અમારા ધાર્યા કરતાં યુસુફનો કેફ અને ધ્યાન કેટલું ઉંચું છે. અમે લોકોએ આટલી બધી વાતો કરી પણ તેને ખબર ન પડી. ”

“ તો ફરી આપ એના માટે કયો ઈલાજ મુનાસબ ધારો છો ? ”

“ જો મને એના ઈલાજનું પુછતાં હો તો હું તો એજ કહીશ કે કોઈ કામિલ દુરવેશ પુરૂષ તરફ રજુ થવું જોઇએ.

“ ફકીરો ઈલાજ શું જાણે ? આ લોકો તાવીજ ગંડા લખી લોકોની પાસેથી પૈસા વસુલ કરે છે અને અજ્ઞાનોને ધુતે છે. ” અસકરીએ વિરોધ કરતાં કહ્યું:—“ હકીમ સાહેબ, બે અદબી માફ ! ફકીરોની તરફ રજુ કરતાં તો કાંઈ ઈલાજ ન કરવો બેહતર છે. ”

" જે કોઈ માણસને કોઈ વસ્તુનું જ્ઞાન ન હોય તો તેના વિષે તે એવું જ અનુમાન બાંધે છે જેવું આપે કહ્યું. અમુક પ્રમાણમાં હું આપનું કહેલું સાચું માનું છું. દુઆ, તાવીઝ, ગંડા એ બધાં કમાઈ ખાવાના સાધન છે પણ મારી એ માન્યતા નથી કે સુફીઓએ ક્રિરામની કરામતો બિલકુલ માનવા યોગ્ય નથી ! "

" પહેલાં આપ કરામતોની વ્યાખ્યા કરો" અસકરીએ પુછ્યું.

" હું અત્યારે આપની આગળ સંપુર્ણ ને સચોટ વ્યાખ્યા તો બ્યાન નહિં કરી શકું પરંતુ એટલું જણાવી શકીશ કે આપ મારા મુદ્દાને સારી પેઠે સમજી જાઓ. "

" વારૂ એટલું જ સમજાવી દો. " અસકરીએ જીજ્ઞાસા વ્યક્ત કરી.

" હું કરામતનો એ અર્થ કરતો નથી કે કુદરતની સરજત વિરૂધ કાંઈ કરી દેખાડવામાં આવે ? બાહ્ય સંયોગો અનુસાર જે નિત્ય કર્મ ઉપસ્થિત થાય છે, તેને હુ ને આપ બધાં કરી શકીએ છીએ. તથા તેના કારણો સમજી શકીએ છીએ. પણ તે કાર્યો જે આધ્યાત્મીક શક્તિથી ઉદ્દભવે છે, તેના કારણો સમજનારા તથા કંઈ કરી દેખાડનારા જો કે બહુ ઓછા છે. પરંતુ દુર્લભ પણ નથી દુનીઆમાં ઘણા એવા થઈ ગયા છે અને આજે પણ મવજુદ છે જેઓ પોતાની રૂહાની શક્તિથી અદ્દભુત વાતો કરી દેખાડે છે. આવા કાર્યોને જ તસવ્વુફની પરિભાષામાં કરામતે અવલીયા કહે છે.

" તો શું આપ રૂહાની પ્રભાવમાં માનો છો ? અસકરીએ પુછ્યું

"ભુત પ્રેતની ચર્ચા સામાન્ય લોકોમાં થાય છે તેની હું વાત કરતો નથી બલ્કે હું એમ કહું છું કે જેવી રીતે એક ઇન્સાન પોતાના મુખમાંથી ગાળો ઉચ્ચારી અન્યોને નાખુશ અને દુઆઓ

આપી ખુશ કરે છે, એવી રીતે પોતાની રૂહાની કુવ્વત વધારી તે ઘણા એવા કાર્યો કરી શકે છે જેની અસર તો જાહેર થઈ જાય છે, પણ સ્વરૂપ ને સ્થિતી જલદી સમજી સકાતી નથી. આપે પુસ્તકોમાં વાંચ્યુ હશે કે યુનાની હકીમો રૂહાની શક્તિઓ વિશે આમ ઘણુ જાણતા સમજતા હતા. એક વખત એવો આવ્યો કે આખો દેશ ભુતપ્રેત જીન ચુડેલ છાયા વળગાડ વગેરે વગેરે ને માનવા તથા પુજવા લાગ્યો. જેવી સ્થિતી આજકાલ હિન્દુસ્તાનની નીચ જાતિઓની છે. એવી હાલત યુનાનના બધા વતનીઓની થવા પામી. અને રૂહાની શક્તિઓનો તદ્દન ઇન્કાર કરી દીધો, અને તેમના અસ્તીત્વને નાસાબીત થએલા લખી પ્રવચનો સંભળાવવા માંડયા. તાત્કાલીક પંડીતોએ જ્યારે કારણ પુછ્યું ત્યારે હકીમે જણાવ્યું કે આ આત્માઓના અસ્તીત્વને માનવાથી જે જહાલત કવમમાં ફેલાતી જાય છે તે એમ માંગે છે કે કવમી સુધારકો આત્માઓના વજુદનોજ ઇન્કાર કરી દે. આવી રીતે હિન્દુસ્તાનની અજ્ઞાનતા મટાડવા માટે રૂહાની શકિત ને ન માનવું જ બહેતર છે. હું એને સ્વીકારૂં છું પરંતુ ખાસ ખાસ સભાઓમાં જ્યાં માત્ર વિદ્વાનો એકઠા થયા હોય, આત્મીક પ્રભાવનો સર્વથા ઇન્કાર કરવો અસ્થાને છે. ”

“ ત્યારે આપ કરામાતે અવલીયાને લગભગ એવી માનો છો જેવી યુરોપમાં મેસમેરીઝમ વિદ્યા નીકળી છે, અથવા ભુતકાળમાં યુનાની હકીમોમાં જેમ પ્રેત વિદ્યા હતી. ”

મવલવી સાહેબની વતી હું જવાબ આપું છું ” ડોકટર સાહેબ બોલ્યા “ આપ એમ ન માનો કે માન્યતાનું કામ છે કરામતે અવલીયા એ મઝહબી સિદ્ધાંત નથી. ન ઇસ્લામ ધર્મ સાથે તેનું શિક્ષણ આપવામાં આવે છે. ખુદાની મારફતમાં જે લોકો વિશેષ તલ્લીન રહે છે, તેમના અંતરમાં વિશુદ્ધી ને સાથે શકિત વધતી જાય છે.

અને મેસમેરીઝમના અમલથી પણ એ પ્રાપ્ત કરી શકાય છે. મોઢું કાચમાં પણ જોઈ શકાય છે, અને ઢોળ ચઢાવેલા દર્પણમાં પણ સુરત દેખાય છે પણ એ બન્નેમાં જે ફરક છે તે જ્ઞાની જનોથી છુપો નથી. ”

“ ડોકટર સાહેબે તદ્દન ખરૂં કહ્યું છે ” હકીમ સાહેબ પુષ્ટી આપતાં બોલ્યા–સમજાવવાની એક આ રીત પણ છે કે કરામાતે અવલીયાને લગભગ મેસમેરીઝમ જેવીજ માનો. હિંદુ જોગીઓના ચમત્કારોને પણ ઈસ્લામી ફુકરાઓએ સાચા માન્યા છે ફરક એટલોજ છે કે એક ફુલ માત્ર જોવામાં સુશોભીત છે જ્યારે બીજે જોવામાં સુશોભીત હોવા ઉપરાંત સુંઘવામાં પણ સુવાસીત છે.

ડાકટર સહેબ હકીમ સાહેબને ઉદ્દેશી બોલ્યાઃ–“ ત્યારે આપ એમ માનો છો કે યુસુફને ઈલાજ માટે કોઈ કામીલ ફકીર અથવા મેસ મેરીઝમના પ્રયોજક પાસે પેશ કરવામાં આવે ? જે પોતાની આકર્ષણ શકિતથી એના મગજની વિચાર શકિતને મુળ હાલત પર કરી આપે. ”

“ બેશક, મારો એ અભિપ્રાય છે ” હકીમ સાહેબે પોતાનો મત દર્શાવતાં કહ્યુંઃ—“ અગર મીઆં યુસુફના વિચારો આલોકથી ફર્યા છે તો તેનો ઈલાજ સરળતા પુર્વક થશે, પણ જો તેણે પરલોક સાથે પણ કશો સંયોગ સાધી લીધો હશે તો પછી ઈલાજ જરા મુશ્કેલ થશે. બલ્કે આવી હાલતમાં ઉપચારકને એ ભિતી રહે છે કે તેની પોતાની કરામત ખેંચાઈ ન જાય. આપે અકસર કિતાબોમાં વાંચ્યું હશે કે એક ફકીરે બીજા ફકીરની કરામત ખુંચવી લીધી. તેનો આ પ્રકાર છે. ”

સારાંશ કે તે દિવસથી ડાકટરો તથા તબીબોને બદલે ફકીરો તથા આમીલોની તલાશ થવા માંડી. આ કળામાં કામીલ બહુ ઓછા છે અને જે છે તેઓ પોતાની એકાગ્રતામાં એવા મસ્ત છે કે

મુમુક્ષુઓને ઓળખવાની તક આપતાજ નથી. સવારથી સાંજ સુધી અનેકાનેક ફકીરો આવતા હતા ને દરરોજ સેંકડો રૂપીઆ ખર્ચાતા હતા. લોકો કેવી રીતે વેશ બદલીને આવતા ને કેવી કેવી વાતો કરતા હતા. જાણે જમીન આસમાન એમના કબજામાં છે અને કુદરતના કાર્ય વાહકો એમના અધીકારમાં છે. એક અઠવાડીયામાંતો સેંકડો ફકીરોની પરિક્ષા થઈ ગઇ. હકીમ સાહેબે કોઈ એકને પણ કામનો ન બતાવ્યો જ્યારે હકીમ સાહેબને લોકો બહુ પજવતા ત્યારે તેઓ કહેતા " ભાઈ તમે પોતાના મનમાં જેમને પુરા કામીલ માનો છો તેઓ એ કળાની બારાખડી પણ જાણતા નથી મારી નઝરમાં કોઈ યોગ્ય લાગશે ત્યારેજ હું યુસુફને દેખાડીશ. " અહીં તો યુસુફના માટે કોઈ કામીલ દુરવેશની તલાશ થાય છે. અને પેલી તરફ કપતાન સાહેબની કન્યાઓ માટે જે વર શોધવામાં આવ્યા હતા તેમનો હેવાલ પણ વાંચકોએ જરા જાણવો જોઇએ. રાત્રી સમયે હુસ્નાઆરાએ મિરઝા અસકરીને પોતાની અગાસીમાં તેડાવ્યા જ્યાં હું અમૃતસરની વિદ્યાર્થીની તરીકે અન્ના સાથે આવી હતી. હુસ્નઆરાએ મિરઝા અસ્કરીને કહ્યું કે " તમો અત્યારેજ અમો બંન્ને બહેનોને સાથે લઈ પોતાની આખી ટોળી સાથે મુંબઈ ચાલો ? હું આવા પીતા સાથે રહેવા ઈચ્છતી નથી મને તો ગોરખપુરમાંજ શંકા આવી હતી પરંતુ હસનઆંદી પિતા પર બહુજ રીઝી ગઈ હતી તે પણ આજ પોતાના મુરતીયાનું મોઢું જોઈ પિતાની સુરતથી બેઝાર બની ગઇ છે અમો બંન્નેને બાળપણમાં જેમ રામજની હરી ગઈ હતી તેમ તમો પણ નસાડી લઇ જાઓ. કપતાન સાહેબ સવારમાં જ્યારે અમને નહિં જુએ, ત્યારે સમજશે કે અત્યાર સુધી હું સ્વપ્ન જોતો હતો. હવે આંખ ઉઘડી ગઈ " પણ મિરઝા અસકરી અંદરખાને સસરાથી જુદો થવા ઈચ્છતો ન્હોતો. પ્રેમાવેગમાં તે હુસ્નઆરા સાથે દિલ લગાડી બેઠો હતો પરંતુ તે વિટંબણાઓને પણ ખુબ જાણતો હતો જે પરાયા કુળ-ગોત્રમાં લગ્ન કરવાથી

ઉપસ્થિત થાય છે. વળી કપતાન સાહેબનું લખનઉના ઉચ્ચ વર્ગના ગૃહસ્થોમાં હોવું મોટાભાગે મિરઝાં અસ્કરીના આનંદનું કારણ બન્યું. તે આ બિના પર બહુ રાજી થયો કે કપતાન સાહેબની પુત્રીઓનું ગુમ થવું કપતાન સાહેબના ન્યાતીલા જાણતા નહોતા. અસ્કરી ઇચ્છતો હતો કે કપતાન સાહેબને કોઈપણ રીતે એનાપર રાજી કરી લેવામાં આવે કે તેઓ હુસ્નઆરાના પુનઃ મારા સાથે લગ્ન કરી આપે. વળી હસનબાંદીનું સગપણ પણ કોઈ એવા સ્થાને થઈ જાય, જ્યાં હસનબાંદીને કશી આનાકાની ન હોય. મિરઝા અસકરીએ હુસ્નઆરાને બધી ઉંચ નીચ સમજાવી શાન્ત કરી પણ હસનબાંદીને સમજાવવી મુશ્કેલ છે.

ત્યારપછી લાંબા સમય પર્યંત મિરઝા અસ્કરી સાથે મસલત થતી રહી. હકીમ સાહેબને પણ મંત્રણામાં શામીલ કરવામાં આવ્યા. સર્વાનુમતે એવો ઠરાવ કરવામાં આવ્યો કે હકીમ સાહેબ કપતાન સાહેબ સાથે વાતચિત કરે. બનતાં લગી મિરઝા અસકરીની વાત વચ્ચમાં ન આવે, પણ તેના વિના કામ નજ ચાલે તો મજબુરી છે. ઝોહરની નમાઝ પઢી હકીમ સાહેબ કપતાન સાહેબના ઓરડામાં પહોંચ્યા. અંદરથી બ્હાર સુધી નાના મોટા બધા હકીમ સાહેબના પ્રશંસક હતા. સાંભળી સાંભળીને કપતાન સાહેબના દિલમાં પણ હકીમ સાહેબના પ્રભાવે જગા કરી લીધી હતી. હકીમ સાહેબ પહોંચ્યા તો કપતાન સાહેબે ઉભા થઈને એમની તાઝીમ કરી પછી હકીમ સાહેબે વાતચિતનો પ્રસ્તાવ કંઇ એવી રીતે ઉઠાવ્યો કે કપતાન સાહેબ દબાતા ગયા અને હકીમ સાહેબનો પ્રભાવ વધતો ગયો.

" મેં સાંભળ્યું છે કે આપ પોતાની પુત્રીઓના લગ્ન કરવા માટે અત્રે પધાર્યા છો ? " હકીમ સાહેબે મુળ મુદ્દાનો આરંભ કરી કપતાન સાહેબને ઉદ્દેશીને કહ્યું.

" હા, હઝરત ! કેવળ એ કામ સિવાય બીજું કાંઈ કામ નથી " કપતાન સાહેબ પોતાનો આશય દર્શાવતાં કહેવા લાગ્યાઃ—

" હું ૧૮૫૭ના બળવા પછી હમણાં જ લખનૌમાં આવ્યો છું. ન કોઈ ઓળખીતો છે ન જાણીતો છે. ખુદ શહેરની પણ સુરત બદલાઇ ગઈ છે. કદાચ આ કારણ સિવાય મારૂં આગમન અત્રે થાત તો હું ઓળખી શકત નહિં કે આ લખનઉ છે. "

" આવી હાલત છે તો પછી આપને અત્રે આવવાની શી જરૂર હતી ? " હકીમ સાહેબે ટકોર કરી.

" ત્યારે પુત્રીઓના લગ્ન કેવી રીતે કરત ? " કપતાન સાહેબે પોતાની મુંઝવણ દર્શાવી.

" શું દુનીઆમાં જેટલી અવરતોને પરણાવવામાં આવે છે તેમના પિતા લખનૌ જરૂર આવે છે ? " હકીમ સાહેબે ટકોર કરતાં કહ્યું.

" બધા શા માટે આવે " કપતાન સાહેબ જવાબ આપતાં બોલ્યા. " હું એટલા માટે આવ્યો છું કે મારી જાતની બિરાદરીના લોકો અહિં છે "

" એમ ! ત્યારે આપે પોતાની બિરાદરીમાંથી કોઈને ચુંટી કાઢયો હશે ? "

" હા, બે છોકરા જોયા છે ખરા, ઉતાવળમાં એજ ગનીમત લાગે છે " કપતાન સાહબે પોતાની પસંદગી જાહેર કરી.

" કઈ એવું કામ ના કરશો ? " હકીમ સાહબ મુળ હેતુ પર આવતાં કહેવા લાગ્યા. ' એ ગનીમત નથી જે કોઈ એમને કન્યા આપશે, એના માટે તેઓ ઉપાધિરૂપ થઇ પડશે જેમને એમના સાથે પરણાવવામાં આવશે, તેમના માટે તેઓ પીડા રૂપ થશે. આ બંને લફંગા આપની પુત્રીઓને લાયક હરગીઝ નથી. આપ નેપાલમાં રહેલા હોવાથી આપને એમના વિશે બહુ ઓછી માહિતી હશે. હું એમના લક્ષણો પરથી ખુબ ઓળખું છું. મેં એ છોકરાઓને જોયા

અને સાંભળ્યું કે આપ એમને પોતાના જમાઈ તરીકે કબુલ કરવાના છો. મુસલમાન મુસલમાનો ભાઈ થાય છે મેં જોયું કે આપ કુવામાં પડી જશો, તેથી ખામોશ બેસી રહેવું ગુનાહ માન્યું."

"હા જોવામાં યે તેઓ નાલાયક લાગે છે!" કપતાન સાહેબ હકીમ સાહેબની વાતને ટેકો આપતાં બોલ્યા.

"એટલુંજ નહિ કે તેઓ નાલાયક છે બલ્કે તેઓ આપની સુશીલ તથા સુચારિત્ર્ય કન્યાઓને નાલાયક માનશે બલકે જ્યારે તેઓ જોશે કે તેણીઓ તેમની બદકારીઓથી દુર રહે છે, ત્યારે તેમને અયોગ્ય ગણી અળગાં થઈ જશે."

"ત્યારે પછી કન્યાઓ ક્યાં આપવી?" કપતાન સાહેબ પોતાની મુશ્કેલી દર્શાવતા કહેવા લાગ્યા "ન્યાત જાતમાં તો એમના કરતાં સારો છોકરો કોઈ મળતો નથી?"

"ન મળવાનો હતો, અને નહિં મળે?"

"કેમ શા માટે?"

"એટલાં માટે કે જ્યારે ચુંટણીનું વર્તુલ મર્યાદિત હશે, તો સારો મુરતીયો મળવો દુર્લભ છે. આપ અમુક ખાસ ઝાડ પરજ કોઈ પક્ષીની તલાશ મર્યાદીત રાખો તો તે શખ્સના મુકાબલામાં જે આખા બાગ અથવા તમામ જંગલના ઝાડો પર દ્રષ્ટી દોડાવી રહ્યો હોય, હમેશાં નિષ્ફળ રહેશે. આપની તજવીજનું વર્તુલ અગર સાંકડું હશે, તો સંકડાશ દિન પર દિન વધતી જશે, અને આપની તપાસનું ક્ષેત્ર વિશાળ છે તો વિસ્તાર વધતો જશે. પુત્રીને પરણાવતાં પહેલાં થોડીક વાતોનો વિચાર કરવો જરૂરી છે.

૧. વર મોમીન હોય.

૨. સારા સ્વભાવનો હોય.

૩. લાયકાત ધરાવતો હોય.

૪. પૈસે ટકે સુખી હોય.

આમાંથી અગર કોઈ એક વાતની ઉણપ હશે, તો કન્યા માટે દુનીઆમાં કષ્ટ છે. વળી આ ચાર ઉપરાંત એમ પાંચમી વાત પણ છે તે એકે કન્યા અગર કમ વયની નથી તો જમાઈએ પણ કમ વયના ન હોવું જોઈએ. આ પાંચે વાતોનું એક જગાએ મળવું જો કે મુશ્કેલ છે છતાંય આપ કન્યાઓના શુભ ચિંતક હો તો પ્રથમ આ બાબતોની તપાસ અવશ્ય કરો. ન્યાત જાતના બંધનો આપને તોડી નાખવા પડશે. બન્ને પગ રસ્સીથી બાંધી લીધા પછી રસ્તે ચાલવું બહુ મુશ્કેલ છે. આપની ન્યાતના ચાર ઘર છે, અને એ ચાર ઘરોમાંજ તપાસ મર્યાદિત હોય તો પછી સારા જમાઈ મળવાની આશા માંડી વાળો ! કેટલાક કુટુંબોમાં લગ્ન વિષે આ પ્રકારના ટુંકા વિચારો પ્રચલિત છે તેથી તેમની હાલત દિન પર દિન ખરાબ થતી જાય છે. દુઃખ દારિદ્રય પોતાનો વાસ કરી રહ્યો છે. ઈન્સાનની ઉમર ઘટે છે છતાંય તેતો એમ માને છે કે ઉમર વધે છે. એવી રીતે પોતાની કુલીનતા પર ગર્વ ધરાવનારા અજ્ઞાનો પોતાની હાલતનું અનુમાન કરી શકતા નથી, અને એમ માને છે કે એમના સિવાય કોઈ કુલીન નથી. એ લોકો ન બુદ્ધીમાં માને છે ન શરેને તેઓ માત્ર એટલું જાણે છે કે અમોજ સૌ કરતાં વિશેષ કુલીન છીએ કપતાન સાહેબ આપે નેપાલથી અત્રે આવવામાં ભારે ભુલ કરી. શું નેપાલમાં કોઈ એવો માણસ ન્હોતો જેના સાથે પોતાની પુત્રીઓને પરણાવો તો તેઓ આપની કન્યાઓને હલકી ન માને, તેમ ન આપની કન્યાઓ તેમને ઉતરતા માને, કુફ (કુળ) નો પણ એજ અર્થ થાય છે કે પરસ્પર એક બીજાને સમાન માને. આ બન્ને છોકરા ભલે આપના અ.લગ ના સગા થતા હોય, પણ જયારે કન્યાઓ ચાલ ચલણની દ્રષ્ટીએ એમને નાલાયક માનશે, તેમ છોકરાઓ પણ આપની કન્યાઓને ચંડુ પીવાના ફાયદાથી અજ્ઞાત જાણી પોતાની સહોબત માટે અયોગ્ય ગણશે, તો પછી એક મેકની સમાનતા કયાં રહી ? એ છોકરાઓ કરતાં તો આપના નોકરો સારી

ચાલ ચલગત ધરાવતા હોય અને આપની કન્યાઓ એમને પસંદ કરે તો તેમ કરતાં નોકરો પર માઠું ન લગાડશો, જ્યારથી મેં સાંભળ્યું કે આપની કન્યાઓ ભણેલી ગણેલી અત્યંત લાયક ને પાકી મોમીના છે, સાથે એમ પણ સાંભળ્યું કે જે બે સાહબો આવ્યા હતા તેમને એ કન્યાઓના વર બનાવવામાં આવશે, ત્યારથી મને ભારે જોશ હતો ને એ જોશ માત્ર નુરે ઈમાનની બરકતનો છે. જે વડે એક મુસલમાન બીજા મુસલમાનના લાભને પોતાનો લાભ ને તેની હાનીને પોતાની હાની માને છે. 'વમા અલયના ઈલ્લલ બલાગ' હકીમ સાહબની વાતોએ કપતાન સાહબના વિચારોમાં ભારે સુધારો કર્યો. તેઓએ પોતાના વિચારોને માંડી વાળ્યા. એ દીવસથી પેલા બંને છોકરાઓની આવ જાવ બંધ કરવામાં આવી. હવે હુસ્નઆરા અને હસનબાંદી માટે વર શોધવાની ચર્ચા ઘરથી બહાર પણ થવા લાગી. આણીગમ યુસુફના ઉપચાર માટે દુરવેશોની શોધ થતી હતી. શહેરના પરવારતાઓને ચર્ચા માટે એક સારો જેવો વિષય હાથ આવ્યો હતો. નવાબ સાહેબ શહેરના અગ્રેસર હતા. એમના ઘરની વાત સરળતાથી આખા શહેરમાં ફેલાઈ શકતી હતી. સવારથી સાંજ સુધીમાં સેંકડો માણસો આવતા હતા. કોઈ સગપણની ખબર લાવતો ત્યારે કોઈ દુરવેશોની વાતો કરતો. દિલ ચસ્પીની એક નવી સુરત ઉપસ્થિત થવા પામી હતી.

આ પ્રસંગે એક દીવસ હુસ્ન આરાને તે બંગાલી બંગાલી બાબુનો વિચાર આવ્યો જેણે આ બંને બહેનોને ભણવા માટે લાહોર મોકલી હતી. એટલે તેણે બાબુની તપાસ કરાવી તો ખબર મળી કે તે બાબુ છ મહીના ઉપર મરી ગયો છે અને મરતાં પહેલાં એક વીલ લખીને રજીસ્ટર્ડ કરાવતો ગયો છે આ ઉપરથી તરતજ વીલની નકલ મંગાવવામાં આવી જે હું અહીં ઉતારી લઉં છું તે ઉપરથી આ વાર્તાને લગતી કેટલીક બાબતો જાણવામાં આવશે.

" હું રામચંદ્ર મુકરજી કલકત્તાનો રહીશ છું. ધારૂં છું ત્યાં સુધી મારા કુટુંબનો કોઈ માણસ હયાત નથી. મારા ભાઇ શામાચંદ્ર મુકરજી કોમેસેરીયેટ ખાતાના કંટ્રાકટર હતા. જ્યારે ગોરખપુરનું લશ્કરી કેમ્પ ભાંગ્યું ત્યારે ત્યાંનું લશકર લખનઉ આવ્યું. લશ્કરની સાથે મારા ભાઈ ઘણા સમયથી ગોરખપુરમાં રહેતા હતા. તેઓ પણ લખનઉ ચાલ્યા આવ્યા. ત સમયે હું ટ્રેનીંગ કોલેજમાં ભણતો હતો. ભાઇની વૃદ્ધાવસ્થાના કારણે મારે કોલેજ મુકીને ભાઇનો કારોબાર સંભાળવો પડયો. ભાઇતો થોડાજ સમય પછી સ્વર્ગવાશ થયા અને તેમની બધી માલ મીલ્કત મારા હાથમાં આવી. હું અત્યારે એવી માંદગીમાં સપડાયો છું કે મને મારા જીવવાની આશા રહી નથી એટલા માટે હું મારી મીલકત બાબે વસીઅત કરવા ચાહું છું. હઝરતગંજ નામના લત્તામાં મારા ચાર બંગલા છે. જેમનું માસીક ભાડું ચારસો રૂપીયા આવે છે. અને બંગાલ બેંકમાં એંસી હજાર રૂપીઆ જમે છે તેમજ ચાલીસ હજાર રૂપીઆના ઝવેરાત કલકત્તાની મેસર્સ હેમીલ્ટન એન્ડ કો, માં અમાનત પડયા છે.

માલતી અને મોહીની નામની બે બાળાઓને મારા પરલોકવાસી ભાઇએ પાળી પોશીને મોટી કરી છે, અમે બંને તેમને પોતાની પેટની પુત્રીઓ પેઠે સમજતા હતા. આ વર્ષે એ બંને એ લાહોરની મેડીકલ સ્કુલમાં પરિક્ષા પાસ કરી છે અને અત્યારે તે બંને મુંબાઈમાં છે. આથી હું મારી તમામ સ્થાવર અને જંગમ મિલકત એ બંને બહેનોને આપવાની વસીઅત કરૂં છું. "

આ વસીયત નામું સાંભળીને બંને બહેનો એ ખુશી થવું જોઇતું હતું પરંતુ ચાલુ સ્થિતિમાં એ બંનેએ કોઈ પણ રીતે ખુશાલી જાહેર કરી નહીં.

અસકરી આ વસીયતનામાના વાંચનથી ખુશી થયો અને કાનુનની રૂએ એના પર વિચાર કરવા લાગ્યો.

એક દિવસે અસકરીએ પોતાના મિત્રોને એકઠા કરી ચાલુ ગુંચવણ ભર્યા મામલા પર વિચાર કર્યો. તે કેળવાયલો હોવાથી તેણે આવી સ્થિતિ ચાલુ રહે તે તરફ અણગમો દેખાડયો. પરંતુ હુસ્નઆરા કપતાન સાહેબની પુત્રી જાહેર થઇને તેના નિકાહમાં રહે એ પરિસ્થિતિ ને પસંદ કરતો હતો. હુસ્નઆરાની પાછલી સ્થિતિ જાહેરમાં ન આવે એમ પણ ચાહતો હતો. કપતાન સાહેબની મુગલાઈ અને સ્થિતિની લંબાણથી તે ધભરાઈ ગયો હતો તેથી તેણે મિત્રોને ચોખ્ખું જણાવી દીધું કે હું હુસ્નઆરાને લઇને આજેજ મુંબઇ જાઉં છું. આબિદા બાનુ અને હસનબાંદી ચાહે તે કરે. અહીંના ગુંચવણ ભર્યા મામલાથી અલગ થઈને મુંબઈમાં બેસી ભવિષ્યનો વિચાર કરીશ મિત્રોએ આ વાત પસંદ કરી પરંતુ હકીમ સાહેબે લગાર વધુ વિચાર કરી લેવા એક રાતની મેહતલ માંગી અને પોતે રાતના સમયે કપતાન સાહેબની પાસે પહોંચ્યા. કપતાન સાહેબના મન ઉપર તેમણે કાબુ જમાવી લીધો હતો. તેમણે કપતાન સાહેબની પાસે પહોંચતાંજ પુછ્યું:—

" હવે હું તે છોકરાઓને કેમ જોતો નથી જેમને આપે આપની પુત્રીઓને માટે પસંદ કર્યા હતા ? "

" આપે જે સલાહ આપી હતી તેને માન્ય રાખી અને તેની ખબર પેલા બંને જણાને પડતાં તેમણે અહીં આવવાનું માંડી વાળ્યું. "

" તો ફરી આપની: પુત્રીઓ માટે કાંઈ વિચાર કરી લીધો હશે ? "

" અત્યાર સુધી તો કોઈ નજરમાં નથી " આ સાંભળી હકીમ સાહેબે થોડીવાર વિચાર કરવાનો ડોળ કરી ધીમેથી કહ્યું:–

" આપણી સાથે જે મીરઝા અસકરી છે તે કેવા છે ? " કપતાન આ સાંભળી ને વિચારમાં પડી ગયા અને બોલ્યા:—

"તેઓ આ વાતનો સ્વિકાર કરશે ?"

"માની લો કે તે સ્વિકાર કરી લે તો ફરી આપનો શો મત છે."

"મારા ધારવા પ્રમાણે તો કાંઈ ખોટું નથી. ઉંચ કુટુંબના છે. જોવા કરવામાં સારા છે બેરીસ્ટર છે. ચાલુ સમયમાં આના કરતાં બીજી કઈ લાયકાત જોઈએ ? હા લીબાસ વિગેરે ક્રીસ્ટાનનો છે. લખનઉ આવ્યા પહેલાં જો મને પુછવામાં આવત તો હું પસંદ ન કરત. પણ અહીં આવ્યા પછી તો મેં દુનિયાને તદ્દન બદલાએલી જ જોઈ. શહેરના ઉંચ ખાનદાની નબીરાઓએ અંગ્રેજી ભણીને પોતાની રીતભાત ને પહેરવેશ બદલી નાંખ્યો છે. અરે જે ભણેલા છે તેમની વાત તો જાણે ઠીક પણ જેમને અંગ્રેજીની અલેફ બે પણ આવડતી નથી તેઓ પણ કોટ પટલુનને કોલર ટાઈમાં ફરતા નજરે પડે છે. જ્યારે આખી દુનિયાજ બદલાઇ રહી છે તો તે તરફ મારા એકલાનો અણગમો શા કામ આવે ?"

હકીમ સાહેબે કપતાન સાહેબની આ વાત સાંભળી અસકરી અને હુસ્નઆરાના નિકાહની વાત એવી સરસ રીતે સમજાવી કે કપતાન સાહેબને હા ભણ્યે જ છુટકો થયો. હકીમ સાહેબે જણાવ્યું કે હસનબાંદીના નિકાહની સાથે જ હુસ્નઆરાના નિકાહ પણ અસકરીની સાથે કરી આપવામાં આવે. આ સરસ રીત બતાવવા માટે કપતાન સાહેબે હકીમ સાહેબનો આભાર માન્યો અને બીજી બાજુ અસકરી અને હુસ્નઆરા પણ ખુશી થયા.

હુસ્નઆરાની નિકાહની વાત તો આવી રીતે રહેલાઈથી પતી ગઈ. હવે હસનબાંદીનો ઝગડો બાકી રહી ગયો. વખત પસાર થતાં હસન બાંદીને ડો. રૂસ્તમજીની ખુબીઓ જણાવા લાગી તેથી આ સંબંધમાં તે જે અનાકાની કરતી હતી તે રહેવા ન પામી. રૂસ્તમજી તો કયારનાય હસનબાંદી ઉપર મરી ફીટયા હતા. એટલે આ

મામલામાં પણ હકીમ સાહેબને વચમાં પડવાની અરજ કરવામાં આવી પણ હકીમ સાહેબે આ બાબતમાં જલદી ન કરવાની સલાહ આપી.

હસન રઝા અથવા પંડીત રતનસેન આ વાતોનો ખાસ ભેદુ હતો. એક દીવસ તેણે કહ્યું કે " રૂસ્તમજીનું કામ મારા વિના બીજાથી ભાગ્યે જ થઇ શકશે. " રૂસ્તમજીએ આ સાંભળીને કહ્યું કે "જો મારૂં કામ થઇ જાય તો તમે કહો તે તમને આપું." હસન-રઝાએ કહ્યું કે " ઘણાં વરસ પછી હું ઘેર જવાનો વિચાર રાખું છું ખુદાએ મને નાલાયક તો બનાવ્યો છે ઘેર ખાલી હાથે જઇશ તો મારી નાલાયકીમાં ઓર વધારો થશે. તેથી મને બે હજાર રૂપીયા આપવાનો વાયદો કરો તો હું આપનો સંબંધ જોડી દઉં. ઘેર પહોંચીને જ્યારે હું બે હજાર રૂપીઆ મારી અંમાની સેવામાં મુકી દઇશ તો આખા ગામ અને કુટુંબમાં મારી બાહોશીની ધુમ મચી જશે. જો બે હઝાર રૂપીયા આપવાનો વાયદો કરો તો હું અબ ઘડી આપનું કામ કરી આપું " આ સાંભળી રૂસ્મતજીએ ખુશી થતાં કહ્યું:–

" બે હજાર નહીં પણ હું અઢી હજાર આપવા રાજી છું. "

" હું અઢી હજાર નથી માંગતો માત્ર બે હજાર અને ચાહો તો તેમાં પણ પાંચ પચાસ ઓછા આપો. "

રૂસ્તમજીએ તરત જ કેશ બોક્સ ખોલીને હજારના બે નોટ અને સોસોના પાંચ નોટ કાઢીને હકીમ સાહેબને આપતાં કહ્યું:–"આ અઢી હજાર રૂપીઆ હકીમ સાહેબની પાસે મુકું છું. મારૂં કામ થઈ જતાં એ તમારા થઈ જશે. "

હસન રઝા પોતાના પેટના પોષણ માટે હજારો જુઠ બોલતો અને ખરી ખોટી વાતો કરી કપતાન સાહબને હાથમાં રાખી રહ્યો હતો તેની નજરમાં આ કામ કાંઈ મુશ્કેલીભર્યું નહોતું આવા સાધારણ

કામ માટે અઢી હજારની રકમ જોઈ તેનાં મોઢામાં પાણી આવી ગયું એટલે તે બીજે દીવસે સવારથી બહાર ચાલ્યો ગયો અને સાંજે મગરેબની નમાઝ પછી એક શાહ સાહેબ એટલે દુરવેશને લઈને આવ્યો અને સીધો કપતાન સાહેબની પાસે પહોંચ્યો. શાહ સાહેબનો નુરાની ચેહરો જોઈને કપતાન સાહેબ ઉપર ભારે અસર થઈ. તેમણે પુછ્યું—

"ક્યાંથી પધાર્યા ?"

"આ પંડીતના કબજામાં છું એમાંથી છુટકારો થાય તો ઘરનો રસ્તો લઉં. શું બતાઉં કે ક્યાંથી આવ્યો ?" આ સાંભળી હસન રઝાએ કપતાન સાહેબને કહ્યું—

"સરકાર ! હું નદીએ નહાવા ગયો હતો માર્ગમાં આ શાહ સાહબ મળ્યા. શાહ સાહેબે મારાથી શહેરનો માર્ગ પુછયો અને મેં બતાવ્યો ત્યારથી બસ મારા મનમાં એમજ થાય છે કે શાહ સાહેબની સાથે જ રહું અને એમનાથી જુદો ન પડું. મેં માર્ગ બતાવી દીધો પણ શાહ સાહેબે કોણ જાણે મારા ઉપર કેવી ભુરકી નાંખી છે કે હું તેમની સાથે ચોક સુધી ચાલ્યો આવ્યો. અને જ્યારે મને ચોકથી ચાલ્યા જવાનું કહ્યું તો મારી શક્તિ બહારની વાત હતી જેમ કુતરાઓ પોતાના માલિકોની પાછળ ભમે છે તેમ શાહ સાહેબની પાછળ ભમવાનું મારૂં મન થાય છે અને મેં આ હકીકત શાહ સાહેબને જણાવી એમનાથી જુદો થવાની ના પાડી તો શાહ સાહેબે કહ્યું કે મારી પાછળ એક હિંદુ પંડિતનું રહેવું મને પસંદ નથી. મેં હિંદુ ધર્મ તજી મુસલમાન થવાનું જણાવ્યું તો તેઓ રાજી થતા નથી. કહે છે કે તને મુસલમાન બનાવતાં તારા સગા સબંધીઓ મને હેરાન પરેશાન કરશે મેં કહ્યું કે આ જગતમાં કપતાન સાહેબ સિવાય મારો કોઈ નથી એટલે તે આપની પાસે આવ્યા છે આપ શાહ સાહેબને મારા તરફથી ખાત્રી આપો અને મને આઝાદ કરી

દે કે હું આ શાહ સાહેબની સેવામાં જીવન પસાર કરી દઉં ” આટલું બોલીને હસન રઝા કપતાન સાહેબના પગોપર માથું મુકીને એક ગાંડાની પેઠે વારંવાર કહેવા લાગ્યો:—

“ મને આઝાદ કરી દો, હું શાહ સાહેબના પગોમાં જીવન પસાર કરવા ચાહું છું. ”

અરફરી પણ ત્યાં બેઠો હતો તે આ સ્થિતી જોઈ બોલી ઉઠયો:

“ પંડિતજી ગાંડા કાં બનો છો ? આવા બહુ રૂપીઓ તો ઘણાએ આથડે છે. ” આ સાંભળી શાહ સાહેબ જુસ્સામાં આવીને પોકાર્યો—

“ તારા કરતાં કયો બહુરૂપી હશે જે અંદરથી બહાર સુધીનો માલીક બનીને બેઠો છે. અને જાહેરમાં મહેમાન બનીને વૃદ્ધ કપતાન સાહેબની ચાપલુસી કરી રહ્યો છે. આ પંડીત અને તમે એકજ ઝોલીના રમકડા છો. કોણ જાણે આ પંડીત મારી પાછળ શા માટે પડયો છે ? એ સમજતો હશે કે મારા જેવા ફકીરની ઝોલીમાં કાંઈ ધન દવલત હશે પણ એને ખબર નથી કે મારી પાસે તો કફનના માટે એક કોડીય નથી” કે આટલું બોલી શાહ સાહેબ જુસ્સામાં ને જુસ્સામાં ઉઠીને ચાલવા લાગ્યા. પહેલાંથી બધાએ ચોકઠું ગોઠવી રાખ્યું હતું તેથી કોઈએ આવી રીતે એક દુરવેશ જુસ્સામાં જાય તે સારૂં નથી એમ કહ્યું એટલે કપતાન સાહેબ શાહ સાહેબના રોબમાં દબાઈને ધ્રુજવા લાગ્યા. શાહ સાહેબની વાતો એમને ખરી જણાઇ અને તેઓ એને મહા કામિલ વલી સમજવા લાગ્યા. અસફરીએ પણ ઢોંગ કરવામાં કચાસ ન રાખી હાથ જોડીને શાહ સાહેબને કાંઈ કહેવા ચાહતો જ હતો કે શાહ સાહેબે પોતાનો દંડો ઉઠાવીને કહ્યું:—

“ તું તારા અકીદાને દુરસ્ત કર, ઇસાઇઓની સંગતથી તારા મગજમાં ભરેલું ભુસું ખાલી કરી નાખ અને આ બાબા (એટલે

કપતાન સાહેબ) ની સેવાથી લાભ ઉઠાવ અને જો આ (ડા. રૂસ્તમજીની તરફ ઈશારો કરીને) શરીફ ઝાદાના પગલે ચાલ. જેણે તારા મઝહબના માટે પોતાનો મઝહબ મુકી દીધો અને ટુંક મુદતમાં તેજ દરજ્જો હાસલ કરી લેશે જે તને હાસલ છે. જેવી રીતે તારો નિકાહ અર્શ ઉપર થઈ ચુકયો છે તેવી જ રીતે આનો નિકાહ અર્શ ઉપર થયો છે. ફેર એટલો છે કે "તારો નિકાહ જાહેર થઈ ગયો છે અને બીજાની જાહેરાત થવાની તૈયારી છે. કપતાનના દરબારમાં લાગવગ પામવાથી ફુલી ન જા" આટલું બોલીને શાહ સાહેબ ગુસ્સામાંને ગુસ્સામાં ઘરની બહાર નીકળી ગયા.ત્યાં બેઠેલાઓ ઉપર એટલો રોબ છવાઈ ગયો કે કોઈની એમની પાછળ જવાની હિંમત ન પડી બધા સત્બ્ધ પુતળાંઓની પેઠે એક બીજાનું મોઢું જોવા લાગ્યા. પંડીત એક કલાક સુધી બેશુદ્ધ પડી રહ્યો. જ્યારે હોશમાં આવ્યો તો જાણે કાંઇ બન્યું જ ન હોય એવો ડોળ કરવા લાગ્યો. લોકો બનેલા બનાવોનું સ્મરણ કરાવતા હતા પણ પંડીતજી કાંઈ પણ બન્યાનો ઈન્કાર કરતા હતા. પંડીતજી જાણે એક નીશામાં હતા અને નીશો એવો હતો કે તેમને કાંઈ પણ ભાન ન હતું. શાહ સાહેબના ગયા પછી અને પંડીતના હોશમાં આવવા પછી લોકોની અજાયબી ઓછી થઈ. અસકરી એ વાતની પહેલ કરતાં કહ્યું:

"કોઈ મેસમેરીઝમનો જાણકાર હતો. પંડીતજીને મેસમેરીઝમ કર્યાં હતા."

"મારી એ માન્યતા નથી. મારા ધારવામાં તો તે મહા કામિલ પુરૂષ હતો. ગુપ્ત વાતો મેસ મેરીઝમમાં જાહેર થતી નથી બુઝુર્ગોની વાતો સાંભળ્યા પછી તે ઉપર વાદ વિવાદ કરવો ન જોઈએ. કદાચ તે બનાવટી હોય તોય આપણને શું ?" હકીમ સાહેબે ચર્ચાને ટુંકાવતાં કહ્યું એટલે કપતાન સાહેબ બોલ્યાઃ—

"એમની બાતમી મેળવવી જોઈએ."

" હવે એમનો પત્તો લાગવો કઠણ છે. આવા લોકો એક સ્થળે રહેતા નથી સાંપની પેઠે હોય છે. સાંપ દેખાતાં તરતજ અલોપ થઇ જાય છે. સાંપ તો ક્યાં નો ક્યાં પહોંચી જાય છે અને લોકોની જીભે એની ચર્ચા લાંબા વખત સુધી રહે છે કહેવત પણ છે કે " સાંપ ગયા ને લીસોટા રહી ગયા. " હવે શાહ સાહેબની ભાળ મળવી મુશ્કેલ છે. " આ સાંભળી કપતાન સાહેબે લાંબા વિચાર પછી કહ્યું:—

" હું એમ ધારૂં છું કે તેઓ ખ્વાજા ખિઝર હશે. ઘરડાઓથી એવી ઘણી વાતો સાંભળી છે કે ખ્વાજા ખિઝર ખાસ અણીના સમયે આવી લોકોને ખરી દોરવણી આપે છે. "

" હું તો શાહ સાહેબના માટે એવું માનતો નથી. " હકીમ સાહેબ બોલ્યા:–"પણ વાતતો ચોક્કસ કહી ગયા. "

"જો અસકરી વચમાં ન બોલ્યો હોત તો થોડો વખત વધુ થોભત'

" બેશક તેઓ કાંઈ વધુ કહેવા ચાહતા હતા. અને કપતાન સાહેબ ઉપર તે ઘણાજ મહેરબાન દેખાતા હતા. " હકીમ સાહેબ બોલ્યા એટલે તરતજ કપતાન સાહેબે કહ્યું:—

" તેઓ જે કાંઈ કહેવા ચાહતા હતા તેતો પરદા પરદામાં કહીનેજ ગયા. " આ સાંભળી હકીમ સાહેબે ધીમેથી કહ્યું:—

" હું પણ કાંઈક સમજ્યો છું. માટે હવે એકાંતમાં એ પર ચર્ચા કરીશું. "

આ સાંભળી કપતાન સાહેબે બધાને જવાની રજા આપી. એટલે બધા વિદાય થયા માત્ર હકીમ સાહેબ કપતાન સાહેબની પાસે રહી ગયા. જ્યારે એકાંત થઈ ગયું તો હકીમ સાહેબ બોલ્યા:—

" હું આ શાહ સાહેબની કરામતને તો માનતો નથી અને ન તો હું આપના પંડીત સાહેબને સાચા ગણું છું પરંતુ અસારની

ચર્ચાથી એવો વિચાર થાય છે કે ડૉ. રૂસ્તમજીની સાથે હસનબાંદીના લગ્ન કરી આપવામાં આવે તો કાંઈ ખોટું નથી. ”

“ શાહ સાહેબે તો એજ હુકમ કર્યો છે. ” કપતાન સાહેબ બોલ્યા જેના જવાબમાં હકીમ સાહેબે ઠાવકા પણાથી કહ્યું:—

“ આપ તે શાહ સાહેબને હદીસ અને આયત સમજો પણ હું તો બીજી રીતે વાત કરી કહ્યો છું. એટલે જો શાહ સાહેબની સલાહ યોગ્ય હોય તો તેના ઉપર જરૂર અમલ કરવો જોઈએ. ”

“ આપ તો છો મોલવી. પીર ફકીરની વાતો ને ન જાણો પણ હું તેમના હુકમને ઉથાપી શકતો નથી. અને શાહ સાહેબે જે ઈશારો કર્યો છે તેની અવગણના પણ કરી શકતો નથી. ભલા કે બુરા પર આપ વિચાર કરી લો. જો સલાહ સારી હોય તો સારી વાત છે અને સારી ન હોય તો હસનબાંદીનું ભાગ્ય. હું તો એમના બોલ પાળ્યા વગર નહીં રહું. ”

“ આપે જે ફરમાવ્યું તે આપના અકીદા પ્રમાણે મુનાસબ હશે પણ જેની સાથે હસન બાંદીને પરણાવવી છે તે મુસલમાન છે કે નહીં એની માન્યતાઓ ઈસ્લામ પ્રમાણે છે કે નહીં ? એ જોવાની ખાસ જરૂર છે. ”

“ મારે જોવાની જરૂર નથી આપ પોતે એની તપાસ કરી લો. જો રૂસ્તમજી મુસલમાન નહોત તો શાહ સાહેબ એની ભલામણ કરતા ? ” આ સાંભળી હકીમ સાહેબે બનાવટી ગુસ્સો જાહેર કરતાં કહ્યું:—

“ આપ ભુલો છો. આપનું કહેવું યોગ્ય નથી. કોઇ વટેમાર્ગુ દુરવેશ કોઇ કાફરની સાથે આપની પુત્રીના લગ્ન કરવાનું કહે તો શું આપ વગર વિચાર્યે મંજુર કરી લેશો ? ”

“ હકીમ સાહેબ ! ” કપતાન સાહેબે કહ્યું:– “ મને વિચાર કરવાની જરૂર જણાતી નથી. પણ આપને વિચાર કરવાની અને

એના અકાયદ જાણુવાની જરૂર જણાતી હોય તો હું મનાઈ પણ કરતો નથી. શાહ સાહેબનું કહેવું મને તો મુનાસબ નહીં પણ ઘણુંજ યોગ્ય જણાય છે. છતાં રૂસ્તમજી પર શાહ સાહેબના હુકમની શી અસર થઈ એ પણ જોવું જોઈએ. ”

“ માત્ર રૂસ્તમજીની ઇચ્છાની તપાસની જરૂર છે એટલુંજ નહીં પણ હસનબાંદીની પણ આ બાબતમાં શી મરજી છે તેની તપાસ કરવી જોઈએ. ”

“ વારૂ જેવી આપની મરજી. ” કપતાન સાહેબે હકીમ સાહેબને રજા આપતાં તેમણે રૂસ્તમજી ને બોલાવ્યા અને કપતાન સાહેબની રૂબરૂ વાતચીત ચાલી. હકીમ સાહેબે પુછ્યું;–

“ આપ કેટલા વર્ષ યુરોપમાં રહ્યા ? ”

“ આઠ વર્ષ સુધી તો હું લાગટ ત્યાં રહ્યો પણ મારા પિતાની સાથે તો ઘણીવાર યુરોપનો પ્રવાસ કરી ચુકયો હતો. ”

“ ઈસ્લામ મઝહબના સ્વીકારનો વિચાર આપને કયારે થયો ?”

“ હું વિદ્યા અભ્યાસ માટે યુરોપમાં રહ્યો ત્યારે અનેકવાર યુરોપના મુસ્લિમ મીશનરી શેખ અબદુલ્લા કવીલીયમથી મળતો હતો એમની પાસે આવવા જવાથી મને જણાયું કે જગતના બીજા ધર્મોમાં ઇસ્લામ સૌથી શ્રેષ્ઠ છે. પહેલાંથી હું એવી માન્યતા વાળો હતો કે મનુષ્યના મગજમાં ધાર્મિક વિચારોનો વાસો ન હોય તો તે જનાવરોથી પણ બદતર છે. શેખ અબદુલ્લા કવીલીયમની વાતોથી મને આ નફો પહોંચ્યો કે મેં તમામ ધર્મો પર ઈસ્લામને સરસાઈ આપી ” આ સાંભળી હકીમ સાહેબે રૂસ્તમજીના ઇસ્લામની તપાસ લેતાં કહ્યું ”:—

“ પરંતુ ઈસ્લામમાં સૌથી મોટી ખોડ એ છે કે એની

પાબંદીઓ અને શરતો ઘણીજ સખત છે. સાંપ્રત સમયના સ્વતંત્ર વિચારના લોકોને અનુસરતી નથી. ”

“ આપના જેવા વિદ્વાન અને બુદ્ધીશાળીની જીભે આવી વાત સાંભળી મને ભારે અજાયબી ઉપજે છે. મારી સમજ પ્રમાણે કોઈ પણ બુદ્ધીશાળી અને કેળવાયલો માણસ ઈસ્લામ ઉપર એ આરોપ મુકી શકતો નથી જે આપ મુકી રહ્યા છો. એના રહસ્યો અને ખુબીઓતો તે વખતે જણાય છે જ્યારે તેના ફરમાનો ઉપર અલગ અલગ ચર્ચા કરી બીજા ધર્મો અથવા અધાર્મિક વિચારોની સાથે તેની તુલના કરવામાં આવે. પરંતુ આપે એના ઉપર કોઈ ટીકા કરી નથી. માત્ર પાબંદીઓ અને શરતો વિષે આપે સાંપ્રત સમયના સ્વતંત્ર વિચાર ધરાવનારાઓની વકીલાત કરી છે એટલા માટે હું એ વિષેજ મારા અલ્પ વિચારો જાહેર કરવાનું યોગ્ય ધારૂં છું. ” આટલું કહી રૂસ્તમજીએ આગળ ચલાવ્યું:—

“ મનુષ્ય અને જનાવરમાં આકાશ અને પાતાળનો ફેર છે જનાવરો બિલકુલ આઝાદ અને છુટા છે અને મનુષ્યને લગાર પણ આઝાદી કે છુટાપણું નથી. જનાવરને પોતાનો ખોરાક મેળવવા માટે કાંઈ વધુ તકલીફ લેવી પડતી નથી અને મનુષ્યની જીંદગીનો મોટો ભાગ આજીવિકા મેળવવામાંજ પસાર થઈ જાય છે. મનુષ્ય ને શરીર ઢાંકવાની ચિંતા લાગેલી છે ને જનાવરો એ ચિંતાથી દુર છે. મનુષ્યના સંતાનોનું પોષણ જનાવરોના સંતાનોની પેઠે સહેલ નથી. મનુષ્ય સંતાન વૃદ્ધી માટે લાચાર છે કે તે જાયઝ રીતે થાય કે જેથી પિતા ઉપર બાળકોના પોષણનો બોજો પડી શકે. મનુષ્યને સુઘડ અને સાફ રહેવાની જરૂરત છે. બીજાની મદદ કરે અને પોતે બીજાની મદદ મેળવે. સમય અને તકને પીછાણવી, બક્ષિશનો આભાર માનવો સત્ય બોલવું, ચોરી ન કરવી. સમય અને સંજોગસાર નરમી અને સખતીથી કામ લેવું. બાપડા મનુષ્ય ને અલ્પ સમયના જીવન દરમ્યાન તરેહવાર ચિંતાઓ કરવી પડે છે.

અધુરી કેળવણી પામેલા જુવાંનીયા ઈસ્લામની શરતોનો વિરોધ કરે છે તેને પણ સાંભળી લો. ઈસ્લામ કહે છે કે સુર્ય ઉદય પહેલાં પથારીને મુકી દો અને જરૂરત હોય તો સ્નાન કરીલો નહીંતો તમારા શરીરનો જે ભાગ ઉધાડો રહે છે તેને ધોઇ નાંખો. જેથી સફાઈ થઈ જતાં તમારામાં ચુસ્તી ને ચાલાકી આવી જશે અને નિંદ્રાની ખુમારી દુર થઈ જશે. દુનિયાવી કારોબારમાં લક્ષ આપવા પહેલાં તે ખુદાને લગાર યાદ કરી લો જેના ઉપર તમારી તમામ કોશીશો અને મહેનતો તથા વિચારોની સફળતાનો આધાર છે. તે પછી હિમતથી મરદાના વાર આખો દીવસ કારોબારમાં મંડયા રહો પણ સુર્ય નમતાને તેના અસ્ત થતાં પહેલાં લગાર ખુદાને યાદ કરી લો તેથી દુનિયાની ખરાબ ને ખોટી વાતો તમારા અંતર પટ ઉપરથી દુર થઇ જાય અને તમે નિતી ન્યાયમાં અડગ રહો. આજના કેળવાયલા જુવાનો ચહેરા મોહરાની ટીપટાપ કરીને દહાડામાં દસ વખત ડ્રેસીંગ રૂમમાં જઈને દસ વખત વાળ બનાવે છે ને આઈનામાં જોઇને ચહેરા ને ઠીક કરે છે એવી રીતે જો સવારથી સાંજ સુધીમાં ત્રણચાર વખત અલ્લાહની યાદ કરી લેવામાં આવે અને તે યાદ પહેલાં શરીરના ઉધાડા રહેતા અમુક ભાગને ધોઈ લેવામાં આવે તો એમાં સખતાઈ અને પાબંદીની શરતો કયાંથી આવી ગઈ? શરીરના પોષણ માટે મનુષ્ય દીવસમાં કેટલાય વખત જમણ લે છે. વારંવાર પાણી પીયે છે. કેટલાક તો આખો દીવસ સીગરેટ સિગાર અગર પાઈપ મોઢાથી લગાવેલાજ રાખે છે. પાન ખાનારા પાનના ડુચા મોંઢામાં ખોસ્તાંજ રહે છે. પોતાની વાંછનાઓની આ બધી પાબંદીઓને સખતાઈ સમજવામાં ન આવે અને પોતાની નીતી માટે ખુદાને દીવસમાં ત્રણ ચાર વખત યાદ કરવાને પાબંદી અને સખત શરતો સમજવામાં આવે એ મોટામાં મોટી ભુલ છે.

ઈસલામ એ પણ કહે છે કે સુતી વખતે ખુદાને યાદ કરો.

અને આખા દીવસની હાડમારી અને મહેનત મજુરીની થાક દુર કરવા માટે ચુપચાપ સુઈ જાવ. જો રાતે જાગી ઉઠો અને ખુદાને યાદ કરવા ચાહો તો સારી વાત છે પણ યાદ ન કરી શકો તો કાંઈ હરકત નથી. ઈસ્લામ એમ પણ કહે છે કે અઠવાડીયામાં એક વખત બધા મુસલમાન ભાઈયો બપોર પછીની નમાઝ વેળા એક સ્થળે એકઠા થાય. અને એવી જ રીતે વર્ષમાં બે વખત ઈદો ના પ્રસંગે શહેર અને આસપાસના મુસલમાનો એક સ્થળે ભેગા થઈને પોતાના માલિકની યાદ કરે અને આખી જીંદગીમાં જો આર્થીક સ્થિતિ હજના પ્રવાસને બંધ બેસ્તી હોય તો એક વેળા હિજાઝ જઈને હજ કરી આવે, વર્ષના બાર માસમાંથી એક માસમાં દીવસના ખાવાનું મુકી દે એટલે અલ્લાહની બખશીશોની કદર થાય અને જઠરની સુધારણા થઈ જાય પણ જેને આમ કરતાં શારિરિક તકલીફ થવાની બીક હોય તેઓ માટે છુટછાટ છે. બંને ઈદો ઉપર કાંઈક ખોરાક અને કુરબાની માટે ખરચ કરવાનો હુકમ છે અને કેટલીક શરતો સાથે માલદાર માણસ ઉપર પોતાની મીલકતનો ચાલીસમો ભાગ અલ્લાહના નામે તેના ખરા હકદારોને આપવાની ફરજ છે. શરીઅતે આપેલા હુકમ પ્રમાણે નિકાહ કર્યા વગર કોઈ પણ સ્ત્રી સાથે સંબંધ જાયઝ નથી કોઈ પણ હાલતમાં જુઠું બોલવું મુનાસબ નથી. કોઈ પણ મનુષ્યને વગર કારણે કોઈ પણ જાતની ઈજા કરવી ગુનાહમાં દાખલ છે. માત્ર આવાજ કેટલાક શરીઅતના હુકમો છે જે અનેક મસલેહતોથી ભરપુર છે, જો કોઈ માણસ સત્યવાદી, બહાદુર, હિમ્મતવાન, મહેનતુ અને સભ્યતાવાળો દુનિયાદાર બનવા ચાહતો હોયતો તે ઈસ્લામી આજ્ઞાઓની પાબંદી કરે. ખુદાને સર્વ શક્તિમાન માને અને તેના ફરમાનો બંદાઓ સુધી પહોંચાડનારા પયગમ્બર સલ. નો આભાર પ્રશંસા સાથે માને. બંને જહાનનો આનંદ પ્રાપ્ત કરવા માટે આ વાતો છે એને સખ્તાઈ સમજવી, પરતંત્રતા માનવી, મોટામાં મોટા

ભુલ અને વિકારની ગુલામીને બુદ્ધીની ખામી તથા અપુર્ણ શિક્ષણનું ખુલ્લું પરિણામ છે. ”

ડૉ. રૂસ્તમજીની આ અસરકારક વાતો સાંભળી હકીમ સાહેબ અને કપતાન સાહેબ ઉપર ભારે અસર થઇ એટલે હકીમ સાહેબ બોલ્યાઃ—

“ હું આપની આ અસરકારક વાતો સાંભળી ભારે ખુશી થયો. હું તમને મુબારકબાદી આપું છું કે તમે એક નવ મુસ્લિમ છો છતાં હજારો લાખો ઉંચ વર્ગમાં પોતાને ખપાવતા ખાનદાની મુસલમાનો કરતાં અતિ ઉત્તમ છો. આવી વાતો ઉપર દ્રઢ આસ્થા રાખવા અને અમલ કરવાથી મનુષ્ય મુસલમાન બને છે મુસલમાનના ઘરમાં જન્મ લેવાથી કાંઈ તે મુસલમાન બનતો નથી. ”

આ પછી આ બંને જણ કપતાન સાહેબ પાસેથી વિદાય થયા. અને બંનેએ લગ્ન વિષે વાતચીત કરી લીધી તે બાદ રૂસ્તમજી લગ્ન માટે રાજી છે એવી ખબર કપતાન સાહેબને આપવામાં આવી. હસનબાંદીના મન ઉપર પેલા ચંડુલીઆ અને અફીણી ખાનદાની જુવાન સાથે લગ્ન થવાની જે ચિંતા છવાએલી હતી તે દુર થઈ ને તેણે તરતજ રૂસ્તમજી સાથે લગ્ન કરવાની હા પાડી. માત્ર એક અઠવાડીયામાં જ હુસ્નઆરા અને હસનબાંદીના લગ્ન નક્કી થયાં. લખનઉના તમામ શાહી કુટુંબના લોકો ભેગા થયા અને કપતાન સાહેબે ભારે ધામધુમથી બંને પુત્રીના લગ્ન કરી આપ્યા. લગ્નના બીજે જ દીવસે હકીમ સાહેબે વિદાય થવાનો ઈરાદો કર્યો અને યુસુફને તરતજ કાશ્મીર મોકલવાની સલાહ આપતા જણાવ્યું કે ત્યાંની આબો હવા અને મોસમની સુંદરતાના કારણે એને ઘણો લાભ થશે પણ આત્મિક બળથી પણ કામ લેવામાં આવે અને દવા દારૂ પણ થોડી ઘણી થતી રહે તો તે ઘણી જ ટુંક મુદતમાં સારો થઈ જશે.

આટલા દીવસના લખનઉના નિવાસ દરમીયાન લોકોને હકીમ

સાહેબની જાહેરી અને આંતરિક શક્તિઓનો સારો પરિચય થઇ ચુકયો હતો અને તેમને ખાત્રી હતી કે હકીમ સાહેબ બંને પ્રકારનો ઈલાજ કરી શકે છે. એટલે બધા જણા એ હકીમ સાહેબને જ યુસુફની સાથે કાશ્મીર જવાનો આગ્રહ કર્યો. મહા મુસીબતે હકીમ સાહેબે સ્વીકાર કર્યો અને પ્રવાસનો બંદોબસ્ત જઈ જતાં હકીમ સાહેબ યુસુફને લઈને પ્રથમ નૈનિતાલ, સીમલા અને કાશ્મીર ગયા અને છ મહીના પછી પાછા આવતાં જણાયું કે યુસુફ તદ્દન તંદુરસ્ત હતો. આમ યુસુફ તંદુરસ્ત થઈ જતાં રશીદાના સુખી જીવનના મંડાણ મંડાયાં.

યુસુફ જ્યારે પાછો ફર્યો તો હું દીલ્લીમાં હતી. રશીદાના પત્રથી આ બધી હકીકત જણાઈ. તે પછી રશીદાથી ઘણી વખત મળવાનું થયું અને એક દુખીને સુખી કરવામાં જે સેવા કરી તેથી હું ફુલાતી નથી પણ એક નેક કામ માટે અલ્લાહના દરબારથી સારા બદલાની કે તેના રાજીપણાંની ઉમેદવાર છું.

યુસુફ કાશ્મીરના પ્રવાસે ઉપડયો તે પછી થોડાજ દીવસમાં હું પણ સૌભાગ્યવંતી બની ગઈ. કલકત્તા પહોંચીને મેં ઈલીયાસની બેચેની જોઈ તો મારી દાનત બદલાઈ ગઈ ને હું લગ્ન કરવા રાજી થઇ ગઈ. પણ લખનઉ આવીને મેં વિચાર બદલી નાંખ્યો અને મેં ઈલીયાસને ચોખ્ખું કહી દીધું કે જ્યાં સુધી ફોઈબા રાજી ન થાય ત્યાં સુધી હું લગ્ન કરી શકતી નથી. ઈલીયાસે પોતાની માં ને રાજી કરી લીધાં છે એવું વારંવાર જણાવ્યું છતાં મને ખાત્રી થતી નહોતી પરંતુ જ્યારે ફોઈબા પોતે અમો બંનેને લેવા માટે લખનઉ આવ્યા ત્યારે ખાત્રી થઈ અને હું એમની સાથે દિલ્લી આવી દિલ્લી આવતાંજ મારા લગ્ન થઈ ગયાં આઠ દસ દીવસમાંજ ફોઈબાએ જોઇ લીધું કે આવી વહુ દીવો લઈને જગતના ખુણે ખુણા પણ શોધતાં ભાગ્યેજ મળત.

લાહોરથી મુંબઈ જતાં મારી અંના મારાથી અલગ થઈને આગ્રા આવી ગઈ હતી. કેમકે વૃદ્ધાવસ્થાના કારણે મુસાફરીની તાકત નહોતી. પણ જ્યારે મારા લગ્ન નક્કી થયાં તો તે આગ્રાથી દિલ્હી આવી પહોંચી અને મારી સાથેજ રહેવા લાગી.

હું ઈલિયાસથી અલગ હતી ત્યાં સુધી તો મારા જીવન પ્રસંગો લખતી રહી. લગ્ન થતાં જ દુનિયાની જંજાળોમાં પડી તેથી રોજનીશી લખવાનો વખતજ ન મળ્યો. ફુરસત હોય છે તો આવી કથાઓ લખવાની સુઝ પડે છે હવે વખત કયાં છે એટલે હું મારી કર્મ કથની અહીં જ સમાપ્ત કરૂં છું. પણ સમાપ્ત કરવા પહેલાં એટલું જણાવી દેવું જોઈએ કે હસનબાંદી અને હુસ્નઆરા બંનેને પેલા બંગાલી બાબુનો બધો વારસો મળ્યો. હસનબાંદી અને રૂસ્તમજી બંને અત્યારે રંગુનમાં અમન ચેનનું જીવન પસાર કરી રહ્યા છે. અસકરી કલકત્તામાં વકીલાત કરે છે અને હજારો રૂપીઆની મહીને દહાડે પ્રેકટીશ છે અને તેથી એ બંને જણ પણ આરામ ને સુખમાં જીવન ગાળી રહ્યાં છે.

ઈલીયાસ અત્યારે કાશ્મીર રાજ્યની કાઉન્સીલના મેમ્બર છે અને હું પણ એમની સાથેજ છું. ઘણાં સંતાન થયાં અને અલ્લાહની મહેરબાનીથી એ બધા આજે એમની દાદીના ખોળામાં મોટા થઈ રહ્યાં છે. ઈલિયાસ જેટલો મારો ખ્યાલ રાખે છે તે કરતાં મને એનો વધારે ખ્યાલ છે. અમે એક મેકને ખરા અંતરથી ચાહીએ છીએ. મેં જેટલા સંકટો સહ્યાં અલ્લાહે એના બદલામાં મને એટલો આરામ આપ્યો છે કે હું મારી બધી બહેનોને પણ એવુંજ સુખ મળે એવી દરેક નમાઝ પછી દુઆ કરૂં છું. બસ ખુદા હાફિઝ.

